"મારા અંતઃકરણે રતિ કિંવા પ્રેમથી જીવનના આનન્દને પ્રાપ્ત કર્યો: કારણ કે, રતિ વિના જીવન રોગરૂપ હતું અથવા તો દુઃખવ્યાપ્ત હતું, એટલામાટે રતિને પ્રાપ્ત કરીને મેં જીવનરૂપ રોગની ઔષધિને તો મેળવી, પરન્તુ હવે રતિરોગ એવો તો સજ્જડ ચોંટી ગયો છે કે જેની કોઈ ઔષધ જ નથી! મને સમઝાવનારાના ઉપદેશોએ મારા જખ્મોપર નમક (મીઠું) છાંટી દીધું અને તેથી મારા જખ્મોમાંની વેદના અતિશય વધી ગઈ! આમ કરવાથી તે ભલા માણસોને શો લાભ થયો, એ વિશે કોઈ તેમને પોતાને જ જઈને પૂછે!"

ગાલિબ

# પ્રસ્તાવના

એક બંગાળી ગ્રંથકાર અને તેમાં પણ વિશેષતઃ એક ઐતિહાસિક નવલકથાકાર તરીકે આજકાલ શ્રીયુત હરિસાધન મુખોપાધ્યાય બંગાળી ભાષાના જ્ઞાતા ગુર્જર અનુવાદકસમુદાયના એક અત્યંત પ્રિય ગ્રંથકાર કિંવા નવલકથાકાર થઈ પડ્યા છે, એ તો એક નિર્વિવાદ વાર્ત્તા છે; કારણ કે, જો તેમ ન હોત, તો તેમની બંગાળીમાં લખેલી એક એક સંક્ષિપ્ત કિંવા વિસ્તૃત નવલકથાના આજે એકસમયાવચ્છેદે જે એક સામટા બબ્બે ને ચાર ચાર ગુજરાતી અનુવાદોના પ્રકાશનની ધમાલ ચાલતી જોવામાં આવે છે, તેવી ધમાલ કદાપિ આપણા જોવામાં આવી શકી હોત નહિ. શ્રીયુત હરિસાધન મુખોપાધ્યાયની બંગાળી ભાષામાં જે ઐતિહાસિક નવલકથાઓ આજ પર્યન્ત પ્રકટ થએલી છે, તેમનાં નામો આ પ્રમાણે છેઃ—રંગમહાલ, શીશમહલ, રૂપેરમૂલ્ય, રંગમહલ-રહસ્ય, નૂરમહલ, પંચપુષ્પ, કંકણચોર, લાલચિઠ્ઠી અને કલકત્તાર ઇતિહાસ. આમાંની 'રંગમહલરહસ્ય' નામક ઐતિહાસિક મનાતી નવલ-કથાના અત્યાર સુધી ગુજરાતી ભાષામાં ત્રણ અનુવાદ ગત વર્ષમાં જ થએલા અને આરંભાયલા તો મારા જાણવામાં છે અને તેથી વિશેષ થયા હોય, તોપણ પ્રભુ જાણે. એમાંનો પ્રથમ અનુવાદ 'અકબરરાજ્યરહસ્ય' નામથી બે ભાગમાં અમદાવાદમાં પ્રકટ થઈ ચૂક્યો છે; બીજો અનુવાદ રાજકોટમાં પ્રકટ થતા 'લોહાણા હિતેચ્છુ' નામક સાપ્તાહિક પત્રમાં 'મોગલરાજ્યરહસ્ય' નામથી કટકે કટકે છપાતો હતો અને તેને અપૂર્ણ અવસ્થામાં જ છપાતો બંધ કરવામાં આવ્યો છે અને અત્યારે ત્રીજો અનુવાદ 'વીસમી સદી' નામક માસિક પત્રિકામાં 'મોગલરંગમહેલના ભેદભરમો' એ નામથી વિભાગશઃ પ્રકટ થાય છે. 'શીશમહલ'ના ગુજ-રાતીમાં બે અનુવાદો થયા છે; તેમાંનો એક અનુવાદ 'ગુલસાના' નામથી પુસ્તકના આકારમાં અમદાવાદમાં પ્રકાશિત થયો છે અને બીજો અનુ-વાદ વડોદરામાં પ્રકટ થતા સાપ્તાહિક વર્ત્તમાનપત્ર 'વડોદરા વર્ત્તમાન'માં કટકે કટકે છપાઇને સમાપ્તિને પામ્યો છે. 'રંગમહાલ' તથા 'રૂપેરમૂલ્ય' એ બે ગ્રંથો સંક્ષિપ્ત કથાઓના સંગ્રહ હોવાથી એ બે ગ્રંથોમાંની 'સલીમા બેગમ' આદિ બે ચાર વાર્ત્તાઓના બબ્બે ને ત્રણ ત્રણ વાદો અત્યાર પૂર્વે થઈ ચૂક્યા છે તેમ જ અત્યારે બે ગુર્જર અનુ 'કંકણચોર'ના ગુજરાતી અનુવાદના કાર્યમાં રોકાયલા છે, એવું સાંભળવામાં આવી છે.

હવે આમ થવાનું કારણ શું છે, એ વિશેનો આપણે કિંચિદ્ વિચાર કરીશું આમ થવાનું કારણ એ છે કે, દુર્ભાગ્યવશાત્ આપણી ગુર્જર ભૂમિમા પ્રતિભાસપન્ન ગ્રંથકારોની સખ્યા બહુ જ અલ્પ છે અને તેથી અત્યારે કેટલાક એવા ગ્રંથકારોની સૃષ્ટિ નિર્માણ થએલી છે કે, જેમના ગ્રંથનેપ્પનના વ્યવસાયસર્વસ્વનો આધાર કેવળ બગાળી, હિંદી તથા મરાઠી ભાષાના ગ્રંથોપર જ અવલબી રહેલો છે, અને તેથી બગાળી, હિંદી કે મરાઠીમા જ્યા કોઈ ઉત્તમ પુસ્તક અસ્તિત્વમા આવ્યુ કે તત્કાળ તેની ઉપર એવા અનુવાદકો બુભુક્ષિતોની પેઠે તૂટી પડે છે અને તેના પરિણામે તે એક જ ગ્રંથના ગુજરાતી ભાષામા સારા તથા નઠારા અનેક અવતારો અલ્પ સમયમા જ થઈ જાય છે એક અનુવાદક મહાશય તો વળી બગાળી ભાષા તથા બગાળી ભાષાના ગ્રંથોના ગૌરવગાનમા એટલા બધા ગિલ્તાન થઈ ગયા છે કે, બગાળી ભાષાની મહત્તાને દર્શાવતા તેમની લેખિનીમાથી નીચે પ્રમાણેના શબ્દો કાગળપર ટપકી પડ્યા છે –

'બગાળીમા એવા અનેક ઐતિહાસિક સાધનો છે કે જે દ્વારા અનેક લેખો અને નવલકથાઓ લખી શકાય, પરન્તુ ગુર્જર સાક્ષરો તેનો જોઈએ તેવો લાભ લેતા નથી એ દિલગીરીની જ વાત છે! બગાળી જેવી હૃદયમાં અસર કરે તેવી, કાનને મધુર લાગે તેવી અને વાચતા વાચતાં તેમાં વાચકને તરબોળ કરી દે તેવી બીજી કોઈ પણ ભાષા નથી! ગુર્જર બધુઓ તે ભાષા શીખશે, તો તેમનું હૃદય ઉ ત થશે, તેમને નવા નવા વિષયોનું જ્ઞાન થશે અને તેઓની ભાષામા મધુરતા અને અસરકારકપણુ આવશે, એવુ આ ક્ષુદ્ર લેખકનું માનવુ છે"

હવે જો આ અનુવાદક મહાશય ભાષાશાસ્ત્રના યોગ્ય જ્ઞાતા હોત, અરે, માત્ર પોતાની ગુજરાતી ભાષાનું જ સપૂર્ણ જ્ઞાન ધરાવતા હોત, તો તેમના અત કરણના આવા વિલક્ષણ ભાવો લેખિનીદ્વારા કદાપિ આકારને ધારણ કરી શકત નહિ! માત્ર આવા ઉદ્ગારોથી જ વાત અટકતી નથી, કિન્તુ આવા અનુવાદક મહાશયો ગમે તેવા વિદ્વાનને પણ જો તે દુર્ભાગ્યવશાત્ બગાળી ભાષાથી અનભિજ્ઞ હોય તો માત્ર તેટલા જ કારણથી તેને વિદ્વાન્ તરીકે સ્વીકારતા અચકાય છે, કારણ કે, એમની માન્યતા પ્રમાણે બગાળી ભાષાના જ્ઞાન વિનાનું પાંડિત્ય મૂર્ખતા તુલ્ય જ મનાય છે આ માન્યતા માત્ર આવા બગાળી ભાષાવત્ની વિશિષ્ટ લેખકવર્ગની જ છે, પરતુ વસ્તુસ્થિતિ એવી છે કે, બગાળી વિદ્વાનો તથા ગ્રંથકારોએ બગાળી ભાષાની ઉન્નતિમાટેના પ્રચડ પ્રયત્નો હોવાથી આજે બગાળી ભાષામાં નાનાવિધ વિષયના ગ્રંથોની ...કે જ વિશેષ છે કે જેટલી ગ્રંથસખ્યા ભારતવર્ષની બીજાતી

બીજી કોઈ પણ ભાષામાં મળવી અશક્ય છે; તેમ જ બંગાળી ભાષાનો લેખકસમૂહ કિંવા ગ્રંથકારસમુદાય કેટલેક અંશે પ્રતિભાશાળી અને યોજના-પ્રવીણ છે, એ પણ અમે સ્વીકારીએ છીએ; છતાં પણ સત્યના સમર્થનમાટે એટલું કહ્યા વિના તો ચાલે તેમ નથી જ કે, બંગાળી ભાષામાં જેટલા ગ્રંથો લખાય છે અને છપાય છે તે સર્વ ઉત્તમોત્તમ જ હોય છે અને બંગાળી ભાષામાં નિર્માલ્ય ગ્રંથો પ્રકટ થતા જ નથી; એવી જો કોઇની માન્યતા હોય, તો તે પ્રમાદપૂર્ણ છે અને જો સત્ય જ બોલવામાં આવે, તો સમસ્ત આર્યાવર્તમાં અત્યારે બોલાતી ભાષાઓમાંથી જે જે ભાષાઓ અપૂર્ણ તથા કર્ણકઠોર ભાષા તરીકે ગણાય છે, તેમાંની જ બંગાળી ભાષા પણ એક અપૂર્ણ તથા અત્યંત કર્ણકઠોર ભાષા છે; માધુર્યનો તેમાં અંશ માત્ર પણ નથી. આ વાર્ત્તાનો બંગાળાના નામાંકિત વિદ્વાનોએ બંગાળાની સાહિત્યપરિષદ્માં પોતાના શ્રીમુખથી જ અનેકવાર સ્વીકાર કરેલો છે એટલે એ વિશેના અધિક વિવેચનની આવશ્યકતા નથી. જે કોઈ પણ મહાશયની આ વિધાનના યાથાર્થ્યને પ્રત્યક્ષ અનુભવવાની આકાંક્ષા હોય, તેમને બંગાળી ભાષાનાં 'ભારતવર્ષ' આદિ માસિક પત્રોમાં બંગાળી સાહિત્યપરિષદોના પ્રમુખ આદિનાં જે ભાષા તથા સાહિત્ય વિષયક વ્યાખ્યાનો છપાયલાં છે તે વાંચવાની આગ્રહપૂર્વક પ્રાર્થના કરવામાં આવે છે. સારાંશ કે, બંગાળી ભાષામાં ઉપર ટપકેથી જોનારને જે કેટલુંક માધુર્ય દેખાય છે, તે મૂળ બંગાળી ભાષાનું નહિ, કિંતુ આજકાલની સાધુભાષાના નામથી ઓળખાતી બંગાળી ભાષામાં પોણો સો ટકાના પ્રમાણમાં વ્યાપેલા શુદ્ધ સંસ્કૃત ભાષાના શબ્દોનું જ માધુર્ય છે અને તેમાં પણ વળી શ્રીયુત હરિસાધન મુખોપાધ્યાયની બંગ ભાષા તો સંસ્કૃત શબ્દોથી આકંઠ ભરેલી છે, એ બંગાળી ભાષાના જ્ઞાતાઓ સારી રીતે જાણતા હોવાથી એ વિશેના નવીન ઊહાપોહની અગત્ય નથી. સમસ્ત આર્યાવર્તમાં અત્યારે જે બોલાતી ભાષાઓ છે, તે સર્વ ભાષાઓમાં પ્રથમ પંક્તિના માધુર્યને ધરાવનારી જો કોઈ ભાષા હોય તો તે ઉર્દૂ ભાષા છે, તેથી કિંચિત્ ઉતરતી મધુર ભાષા તે હિંદી ભાષા છે, માધુર્યમાં તૃતીય પંક્તિએ વિરાજતી આપણી ગુર્જર ભાષા છે અને ચતુર્થ પંક્તિએ વિરાજતી મધુર ભાષા તે મરાઠી ભાષા છે; એ વિના આર્યાવર્તની અન્ય સર્વ ભાષાઓ મધુરતાના અતિશય ન્યૂન અંશને ધરાવનારી છે અથવા તો કઠોર ભાષાઓ છે, એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો અમને સંકોચ થતો નથી અને અનેક ભાષાશાસ્ત્રીઓ તથા ભારતવર્ષની અનેક ભાષાના જ્ઞાતા વિદ્વાનોનો પણ બહુધા એ જ અભિપ્રાય છે. જે ભાષામાં ક્રિયાપદો—ભિન્ન ક્રિયાઓને દર્શાવનારાં ક્રિયાપદો—ની વિપુલતા હોય તે

ક્રિયાપદવૈપુલ્યના પ્રમાણમાં પૂર્ણ મનાય છે; કારણ કે, તે ક્રિયાપદોની સહાયતાથી થોડા શબ્દોમાં વિપુલ ભાવનો પ્રકાશ કરી શકાય છે અને તેથી જે ભાષામાં ક્રિયાપદોની સંખ્યા બહુ જ ઓછી હોય છે; તે ભાષા બહુ જ અપૂર્ણ હોય તો તે સ્વાભાવિક છે; કારણ કે, ક્રિયાપદોની એવી અલ્પ સંખ્યાને ધરાવનારી ભાષામાં અમુક પ્રકારની ક્રિયાને દર્શાવવામાટે અમુક વિશેષ્ય કિંવા વિશેષણની સાથે સર્વસાધારણ ક્રિયાપદ 'કરવું' કિંવા 'હોવું' ના પ્રયોગથી જ કામ ચલાવી લેવું પડે છે. બંગાળી ભાષામાં ક્રિયાપદોનો એટલો બધો દુષ્કાળ છે કે, સેંકડે એંસી ટકા જેટલા પ્રમાણમાં ક્રિયાપદોની સૃષ્ટિને વિશેષ્ય કિંવા વિશેષણની સહાયતાથી જ નિર્માણ કરવી પડે છે. એ વિશે બંગાળી ભાષાના સુવિખ્યાત કોષકાર સ્વર્ગીય સુબલચંદ્ર મિત્ર એક સ્થળે પોતાના બંગાળી-અંગ્રેજી શબ્દકોષની રચનાના સંબંધમાં લખતા જણાવે છે કે;–

"બાંગાલા ભાષાય કોન વિશેષ્ય વા વિશેષણ શબ્દેર સહિત એકટી ક્રિયા યોગ કરિયા પૂર્ણ ક્રિયાપદ પ્રસ્તુત હઇયા થાકે, જેમન ભોજન કરા, શયન করা, কথিত હઓયા, ইত্যাদি. এই সকল স্থলে ভোজন, শয়ন, কথিত প্রভৃতি শব্দের নীচে তাহা হইতে যে ক্রিয়া হইতে পারে, তাহারও અનુવાદ દેઓયા હઇયા છે."*

બંગાળી ભાષામાં પીવું. ઢાંકવું, ટપકવું, ઝરવું. ચાવવું અને નાચવું ઇત્યાદિ નિત્યના વ્યવહારને દર્શાવનારાં ક્રિયાપદોનો પણ અભાવ હોવાથી આવી ક્રિયાઓને દર્શાવવામાટે પણ સંસ્કૃત શબ્દોની ડગલે ને પગલે સહાયતા લેવી પડે છે અને દ્રાવિડી પ્રાણાયામ જેવો પ્રકાર કરવો પડે છે ત્યારે જ આવી ક્રિયાના ભાવને બંગાળી ભાષામાં દર્શાવી શકાય છે. અર્થાત્ આ દૃષ્ટિથી જોતાં આપણી ગુજરાતી ભાષામાં ક્રિયાપદોની સંખ્યા ઘણી જ સારી હોવાથી બંગાળી ભાષા ગુજરાતી ભાષા કરતાં બહુ જ વિશેષ પરિપૂર્ણ અવસ્થાને પ્રાપ્ત થએલી છે, એમાં તો લેશ માત્ર પણ સંશય નથી જ.

બંગાળી ભાષાને અપૂર્ણ તથા કર્ણકઠોર ભાષા તરીકે સિદ્ધ કરી બતાવવામાં મારો એવો ઉદ્દેશ નથી કે, બંગાળી ભાષાનો અભ્યાસ કોઇએ ન જ કરવો કિંવા બંગાળી ભાષાના જે સારા ગ્રંથો હોય તેમના અનુવાદો પણ ન જ કરવા; કિન્તુ મારા કથનનો આશય એટલો જ

---

* આનો ભાવાર્થ એવો થાય છે કે:–"બંગાળી ભાષામાં કોઈ વિશેષ્ય અથવા વિશેષણ શબ્દની સાથે એકાદ ક્રિયાનો યોગ કરવાથી પૂર્ણક્રિયાપદ પ્રસ્તુત (તૈયાર) થાય છે; જેમકે, ભોજન કરવું, શયન કરવું, કથિત થવું; અથવા હોવું, ઇત્યાદિ. આ સર્વ સ્થાનોમાં ભોજન, શયન, કથિત આદિ શબ્દના યોગથી જે ક્રિયા થઈ શકે છે, તેમનો અનુવાદ પણ (એ બંગાળી અંગ્રેજી શબ્દકોષમાં) આપવામાં આવ્યો છે."

સ્વ. સુબલચન્દ્ર મિત્ર.

છે કે, બંગાળી ભાષાના સંસ્કૃતજન્ય માધુર્યથી મુગ્ધ થઇ બંગાળી ભાષાના ગૌરવના સત્ય રહસ્યને જાણ્યા વિના કેવળ અંધશ્રદ્ધાથી આપણી પોતાની ઉત્તમ ભાષાને અધમ તરીકે સિદ્ધ કરવી કિંવા આપણી પોતાની ભાષાને નિર્માલ્ય દર્શાવીને બંગાળી ભાષાને અકારણ અયોગ્ય મહત્ત્વ આપવું, એ તો એક નિંદ્ય વ્યવહાર કિંવા કુસાહસ જ કહી શકાય. બંગાળી ભાષા પણ આપણા જ દેશની, આ વિશાળ ભારતવર્ષની, એક ભાષા છે અને તેટલામાટે તેનું ગૌરવ કરવું એ આપણો ધર્મ છે; છતાં તેના ગૌરવને આકાશમાં ચઢાવવા જતાં આપણી પોતાની ભાષાને નિર્માલ્યતાની ગર્ત્તામાં ગબડાવી દેવાની ચેષ્ટા તો ન જ થવી જોઇએ. બંગાળી ભાષાના ઉત્તમોત્તમ ગ્રંથોને રૂપાન્તર કિંવા અનુવાદના રૂપમાં આપણી ગુજરાતી ભાષામાં લાવીને ગુર્જર સાહિત્યમાં ગ્રંથસમૃદ્ધિની યોગ્ય વૃદ્ધિ કરવી, એ સર્વ પ્રકારે ઇષ્ટ છે; પરંતુ એક જ બંગાળી ગ્રંથના અને તેમાં પણ એક જ બંગાળી નવલકથાના ગુર્જર ભાષામાં એકસમયાવચ્છેદે ત્રણ, ચાર કે પાંચ અનુવાદોને અસ્તિત્વમાં લાવવા, એ તો કોઈ પણ પ્રકારે ઇષ્ટ નથી અને નથી જ. કેટલીકવાર એમ પણ બને છે કે, અમુક એક ગ્રંથનો ગુજરાતી અનુવાદ થઈ ગયો હોય, છતાં તે વાર્ત્તા અન્ય અનુવાદકના જાણવામાં ન હોય, તો તે જ ગ્રંથનો બીજો અનુવાદ અસ્તિત્વમાં આવી જાય છે અને તેવા પ્રસંગે અન્ય અનુવાદકનું એ કૃત્ય ક્ષમ્ય ગણાય છે; પરન્તુ અત્યારે તો ગુજરાતમાં બહુ અંશે એવો જ પ્રકાર ચાલવા લાગ્યો છે કે, અમુક એક બંગાળી, હિંદી કે મરાઠી નવલકથાના એક કે બે અનુવાદ થઈ ગયાની વાર્ત્તા અમુક એક લેખક કિંવા અનુવાદકના જાણવામાં હોય છે, છતાં પણ તે બંગાળી પુસ્તકની ખર્ચેલી કીમત વ્યર્થ ન જાય, એટલામાટે અથવા તો પોતાના નાકને વઢાવી બીજાને અપશકુન કરવાના નિંદ્ય ઉદ્દેશથી જ તે, તે જ પુસ્તકના અનુવાદના અખંડ પાખંડરૂપ ઉદ્યોગને સ્વીકારે છે અને એ અખંડપાખંડરૂપ ઉદ્યોગના પરિણામે ગુજરાતી ભાષામાં દિવસાનુદિવસ એક જ ગ્રંથના અનેક અવતારોની નિરર્થક સંખ્યા વધતી જાય છે. આમ થવું કોઈ પણ પ્રકારે ઇષ્ટ નથી, એવો મારો અભિપ્રાય છે.

મારો પોતાનો આવો અભિપ્રાય હોવા છતાં મારી પ્રસ્તુત 'દોગમ આગ્રહ અથવા રંગમહાલયમાં રતિતાંડવ!' નામક અનુવાદકૃતિમાં બંગાળીમાંની કેટલીક અતઃપૂર્વ ગુજરાતીમાં અનુવાદિત થએલી કથાઓનો–ત્રણ કે ચાર કથાઓનો–સમાવેશ કરવો પડ્યો છે અને તેનું કારણ આ પ્રમાણે છેઃ–આજથી લગભગ દશ વર્ષ પૂર્વે મુગલ બાદશાહોના જનાનખાનામાં વિરાજતી અથવા તો મુગલ શહનશાહોના

સંબંધમાં આવેલી કેટલીક નામાંકિત બેગમોની રસિક કથાઓનો એક વિશાળ સંગ્રહ મેં કરવા માંડ્યો હતો અને તે વેળાએ એવી જેટલી કથાઓ અંગ્રેજી, ઉર્દુ, હિંદી, બંગાળી તથા મરાઠી ભાષામાં મને મળી શકી હતી, તેમનો મેં ગુજરાતી અનુવાદ કરી રાખ્યો હતો; પરન્તુ એ કથાઓને ઐતિહાસિક કાળક્રમ અનુસાર ગોઠવવાનો મારો ઉદ્દેશ હોવાથી પાછળથી જો અમુક પૂર્વેના કાળની કથા મળી આવશે અને ત્યાર પછીના કાળની કથા છપાઈ ગએલી હશે તો કાળનો ક્રમ જળવાશે નહિ, એવા વિચારથી આ કથાઓને છાપવાનું કાર્ય મુલતવી રાખવામાં આવ્યું હતું. પ્રસ્તુત ખંડ જેટલા ત્રણ ખંડ થાય એટલી કથાઓનો સંગ્રહ થયા પછી પ્રસ્તુત પુસ્તકના મુદ્રણકાર્યનો આરંભ કરવામાં આવ્યો, પણ ત્યારપૂર્વે શ્રીયુત હરિસાધન મુખોપાધ્યાયકૃત 'રંગમહાલ'માં આવેલી 'સલીમા બેગમ' તથા 'મોતીમીનાર' આદિ બે ચાર કથાઓના બબ્બે અનુવાદ થઈ ગયા છે, એ વાર્તા મારા જાણવામાં આવી હતી; છતાં મારી કથાઓના કાળક્રમને જાળવી રાખવામાટે મારે તે કથાઓને પણ નિરુપાયવશાત્ મારા આ ગ્રંથમાં પ્રકાશિત કરવી પડી છે; કારણ કે, મારા પ્રસ્તુત કથાસંગ્રહમાં એવી અન્ય અનેક કથાઓ છે કે જે અદ્યાપિ ગુજરાતી અવતારમાં આવી જ નથી અને તેથી ગુજરાતી વાંચકોમાટે તે સર્વથા નવીન વસ્તુ છે.

પ્રસ્તુત પ્રથમ ખંડમાં આવેલી પ્રથમ 'જલીમા બેગમ' નામક કથા પ્રખ્યાત આંગ્લનવલકથાકાર રેનૉલ્ડઝની 'Odelisque' નામક એક સંક્ષિપ્ત કથાનો અનુવાદ છે; 'સલીમા બેગમ' તથા 'જન્નતઆરા અને જહાનઆરા' શ્રીયુત હરિસાધન મુખોપાધ્યાયકૃત 'રંગમહાલ'માંની 'સલીમા બેગમ' તથા 'મોતીમીનાર' નામક કથાઓના અનુવાદ છે 'રોશન બેગમ' શ્રીયુત હરિસાધન મુખોપાધ્યાયકૃત 'રૂપેર મૂલ્ય' નામક કથાસંગ્રહમાંની 'રુધિરોત્સવ,' નામક કથાનો અનુવાદ છે અને 'ગુલ્નાર બેગમ' એ જ નામની મરાઠી ભાષાના માસિક 'મનોરંજન'માં પ્રકટ થએલી એક કથાનો ગુર્જર અનુવાદ છે. આમાંની પ્રથમ 'જલીમા બેગમ' નામક કથા બગદાદના ખલીફ નેક નામદાર અહમ્મદના સમયની છે; 'સલીમા બેગમ,' 'ગુલ્નાર બેગમ,' 'રોશન બેગમ' તથા 'જહાનઆરા અને જન્નતઆરા' એ સર્વ કથાઓ દિલ્લીના માન્યવર મુગલ બાદશાહ શાહજહાનના જીવનસમયની છે અને શહનશાહ ઔરંગઝેબના તથા તે પછીના બાદશાહોના સમયની અન્ય કેટલીક બેગમોની કથાઓ હવે પછીના અન્ય ખંડોમાં આવવાની છે. હવે પછીના ખંડોમાં બેગમોની જે કથાઓ આવવાની છે, તેમાંની કેટલીક મેં સ્વતંત્ર લખેલી છે અને કેટલીક અનુવાદિત છે.

અસ્તુ; હવે જે શ્રીયુત હરિસાધન મુખોપાધ્યાયની ત્રણ કથાઓ પ્રસ્તુત ખંડમાં લેવામાં આવી છે, તેમના સંબંધમાં બે શબ્દો લખવાની આવશ્યકતા છે. શ્રીયુત હરિસાધન મુખોપાધ્યાય બંગાળી ભાષાના એક ઉત્તમ ગ્રંથકાર છે અને તેમની લેખનશૈલી મનોહારિણી તથા રસપ્રવાહિની હોવાથી અન્ય ભાષામાં તેમના ગ્રંથોના સત્વર અનુવાદ થઈ જાય, એ સર્વથા સ્વાભાવિક જ છે; છતાં તેમના સર્વ ગ્રંથો તેમણે પોતે સ્વતંત્ર જ લખેલા હોય, એ વિશે કાંઈક શંકા છે; કારણ કે, તેમના 'રંગમહાલ' તથા 'રૂપેર મૂલ્ય' આદિ ગ્રંથોમાંની કેટલીક કથાઓ અંગ્રેજીમાંથી જ અમુક ન્યૂનાધિકતા સહિત અનુવાદિત કરેલી છે, પરંતુ એ વિશેનો તેમણે પોતાના ઉક્ત ગ્રંથોની પ્રસ્તાવનામાં કશોય ઉલ્લેખ કર્યો નથી. ઉદાહરણ તરીકે, 'રૂપેર મૂલ્ય' માંની 'હુજરનેર માણિક્ય' નામક કથા મુંબઈની એલ્ફીન્સ્ટન્ કૉલેજના ભૂતપૂર્વ પ્રિન્સિપાલ માન્યવર માઇકલ મૅકમીલનકૃત 'Tales of Indian Chivelry' નામક પુસ્તકમાંની એક કથાનો અનુવાદ છે અને 'ભવિતવ્ય' નામક કથા કેટલાંક વર્ષ પૂર્વે એક અંગ્રેજી માસિક પત્રમાં આવી ગએલી એક સંક્ષિપ્ત કથાનો બંગાનુવાદ છે કે જેનો તે અંગ્રેજી માસિકમાંથી મેં પણ આજથી તેર વર્ષ પૂર્વે ગુજરાતી અનુવાદ કર્યો હતો, તે પ્રથમ 'ભારત જીવન' માસિકમાં પ્રકટ થયો હતો; અને તે જ કથાનો પછીથી મારા 'વિશ્વરંગ' અથવા ઐતિહાસિક કથાપંચક નામક કથાસંગ્રહમાં પણ સમાવેશ કરવામાં આવ્યો હતો. એજ પ્રમાણે એમાંની કેટલીક કથાઓ અંગ્રેજીમાં 'ચૅન્ડોઝ ક્લાસિકસ્' નામક ગ્રંથમાળામાં પ્રકટ થએલા 'Romances of Indian History' નામક એક ગ્રંથમાંની કેટલીક કથાઓના અનુવાદ હોય, એવી મારી ધારણા છે; કારણ કે, જેવી રીતે એ અંગ્રેજી ગ્રંથમાંની ભારતીય ઐતિહાસિક કથાઓ સાવ ઢંગ ધડા વગરની છે, તેવી જ શ્રીયુત હરિસાધનમુખોપાધ્યાયની 'રૂપેર મૂલ્ય,' આદિ કેટલીક કથાઓ ઐતિહાસિકતાના વિષયમાં ધડ પૂછડા વગરની જ દેખાય છે અને તેટલામાટે એવી કથાઓનો પ્રસ્તુત ગ્રંથમાં સમાવેશ કરવાનું મેં યોગ્ય નથી ધાર્યું.

એક બીજી વાર્ત્તાનો પણ અહીં ઉલ્લેખ કરવાની આવશ્યકતા છે અને તે એ કે, પ્રસ્તુત ગ્રંથમાંની બહુધા કથાઓ મુગલ બાદશાહોના રંગમહાલય (અંતઃપુર કિંવા જનાનખાના)માંની બેગમોના જ ભિન્ન ભિન્ન પ્રકારના રતિ (પ્રેમ) વ્યાપારને દર્શાવનારી હોવાથી પ્રસ્તુત ગ્રંથને '**બેગમ બાજાર અથવા રંગમહાલયમાં રતિતાંડવ!**' એ પ્રમાણેનું નામ આપવામાં આવ્યું છે; છતાં પણ આમાંની સર્વ કથાઓ સર્વાંશે ઐતિહાસિક

જ છે અને તેમાં કલ્પનાનો અંશ માત્ર પણ નથી, એમ માની લેવાનું નથી; કારણ કે, નવલકથા ભલેને ઐતિહાસિક હોય છતાં તે કલ્પનાના યોગ્ય મિશ્રણ વિના તો લખી શકાતી નથી જ; કિન્તુ પર્વતમાંના પાષાણને 'તાજમહાલ' જેવા એક ઇન્દ્રભુવન સમાન ભુવનમાં જડવામાટે જેવી રીતે ઘડીને યોગ્ય આકારમાં લાવવો પડે છે, તે જ પ્રમાણે ઇતિહાસની ઘટનાને નવલકથામાંની એક ઘટનાનું સ્વરૂપ આપતી વેળાયે કલ્પનારૂપ શિલ્પકળાનુસાર સુંદર આકારની બનાવ્યા પછી જ તેનો નવલકથામાં સમાવેશ કરી શકાય છે. અર્થાત્ એક પર્વતમાં પણ પાષાણોનો રાશિ હોય છે અને 'તાજમહાલ' જેવા સ્વર્ગમાંના પુરન્દરમંદિર તુલ્ય ભવનમાં પણ હોય છે તો પાષાણ જ; છતાં એક પર્વત તથા 'તાજમહાલ'માં સુંદરતાનો જેટલો ભેદ રહેલો છે, તેટલો જ ભેદ એક શુદ્ધ ઇતિહાસ તથા એક ઐતિહાસિક નવલકથામાં રહેલો હોય છે, એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી. વાંચકોએ પ્રસ્તુત ગ્રંથના સર્વ ખંડોમાંની સર્વ કથાઓનું, ઇતિહાસ તથા ઐતિહાસિક નવલકથામાંના આ ભેદને ધ્યાનમાં રાખીને જ, વાંચન કરવાનું છે.

પ્રસ્તુત ગ્રંથના અન્ય બે ખંડો પણ લખાયલા તૈયાર હોવાથી તેમને સત્વર જ પ્રકાશિત કરવામાં આવશે. જો પ્રસ્તુત ગ્રંથમાંની મનોરંજક કથાઓ વાંચકોનું અલ્પાંશે પણ મનોરંજન કરી શકશે, તો અનુવાદક તથા પ્રકાશક પોતાના પરિશ્રમને સર્વથા સફળ થએલો માનશે.

અહમ્મદાબાદ (અમદાવાદ)<br>
વિક્રમાર્ક ૧૯૭૩, માઘ, કૃષ્ણ<br>
અષ્ટમી; તા. ૧૫ મી ફેબ્રુ-<br>
આરી ૧૯૧૭ ગુરુવાસર.

ઠક્કુર નારાયણ

# પ્રથમ ખણ્ડની અનુક્રમણિકા





# બેગમ બાજાર

અથવા

# રંગમહાલયમાં રતિતાંડવ!

## પ્રથમ ખણ્ડ
## જલીમા બેગમ

### પ્રથમ પરિચ્છેદ
### સુલ્તાન અને વઝીર

બગદાદના ખલીફ નેકનામદાર અલમુરાહના બાદશાહી મહેલમાં એક દિવસે ગમગીનીનો અવાજ એકાએક ફેલાઈ ગયો. થોડીજ વારમાં નોકરોના આહોઝારી ભરેલા પોકારે એમ જાહેર કર્યું કે, સુલ્તાન આ ફાની જહાનને હમેશને માટે છોડી ગયો હતો—તે મરણ પામ્યો હતો. એ શોક ભરેલા સમાચાર માત્ર જનાનખાનામાં જ ફેલાયલા હતા, એમ નહોતું; પણ તે ભલા અને ઇન્સાફી સુલ્તાનના મૌતથી તમામ રૈયતની આંખમાંથી આંસૂ વર્ષતાં જોવામાં આવતાં હતાં. જેની બાદશાહીના વખતમાં બકરી અને વાઘ એક આરે પાણી પીતાં હતાં અને જુલ્મનું નામ પણ નહોતું સંભળાતું, એવા સુલ્તાનને સદાને માટે ગયેલો જાણી વફાદાર શહરીઓના મનમાં ગમ પેદા થાય, એમાં અજાયબી તે શી? અફસોસ! કાળા માથાનું માનવી બીજાં ગમે તે દુઃખોને અટકાવવાના ઉપાયો કરી શકે છે, પણ મૌતને રોકવાની તાકાત તેનામાં હજી નથી આવી—ગરીબ અને શરીફે એકસરખી રીતે મૌતને તાબે થવું જ જોઇએ છે—મૌતની સામે જરદારના જરની કે જોરાવરના જોરની કાંઈ પણ મોટાઈ ચાલી નથી શકતી.

ખલીફના મરણસમાચાર હજી તો ફેલાતા હતા અને રૈયત ગમગીનીના દરિયામાં હજી તો ગર્ક થયેલી હતી, તેવા વખતમાં ખૂનનાખોર અને હિર્સી અલાઉદ્દીન તખ્તનશીન થયો. ખલીફના અકાળ મરણથી પૂર્વના દરેક મુલકની રિયાસતના લોકો શોકથી વ્યાકુલ થયેલા હતા; ત્યારે અલાઉદ્દીનની ખુશીનો પાર નહોતો. ખુદાની કેવી અજાયબ કુદરત! માણસોના કેવા એક એકથી જૂદા ખયાસ! અલાઉદ્દીન

તરત જ પોતાને સત્તાના જોરથી મળેલી મોજ મજાહમાં ગિલ્તાન થઈ ગયો અને એક સુલતાન તરીકેની 'પોતાનાં ફર્જ તથા' જવાબદારીને તદન જ ભૂલી ગયો.

લોકોએ તેની ચાલચલગતમાં ફેરફાર કરવાને ઘણી જ ચળવળ કરી, પણ બધું ફોકટ; પોકાર કરનારને સજાનો સરપાવ મળતો હતો અને ઇન્સાફ માગવાને ઉચ્ચારેલો શબ્દ તેના કાનને બદલે હવામાં જઈ ભળતો હતો. હવે માત્ર સર્વવ્યાપક અલ્લાહ વિના તેમની ફરિયાદ સાંભળનાર કોઈ પણ રહ્યું નહોતું અને તેથી અતે હારી બધા લોકોએ મસ્જિદમા જઈ ખુદાને મૂગે મોઢે અર્જ કરવા માડી. પાક પરવરદિગારે તેમનો પોકાર સાંભળ્યો અને તેમના દુઃખોને ટાળી શકે એવા એક પાક તથા નેક ઈન્સાનને તેણે સુલતાનની સામે થવાને તૈયાર કર્યો.

મોટો વઝીર અહમદ ઇસહાક, અરબના રહેવાસીઓ તથા પોતાના દોસ્ત આશનાઓમાં ઘણો જ માનીતો અને પ્રિય હતો. તેના ગુણોની બરાબરી બીજા કોઇથી પણ કરી શકાય તેમ નહોતું. તે એક નેક, મુન્સિફ અને રહમદિલ ઇન્સાન હતો. ગરીબોની દાદ લેવી, એ તેનુ ગેયા હમેશનુ કામ થઈ રહેલુ હતું. જ્યારે અહમ્મદને આખી રૈયત પ્યારની નજરથી જોતી હતી, ત્યારે બદકાર અલ્લાઉદ્દીન તેને નફરતની નજરથી નિહાળતો હતો. છતાં પણ તેની પાસેથી તે પોતાની બાદશાહી સિક્કાની મોહોર માગી નહોતો શકતો. અંતે તેણે કોઇપણ તરકીબથી વઝીરને તેની જગ્યાથી બરતરફ કરવાનો પાકો ઇરાદો કર્યો. બાદશાહત મેળવીને માત્ર મોજ મજાહ કરવામાંજ તે પોતાની જિન્દગીની સફળતા માનતો હતો. તેનો ખજાનો પૈસાથી પૂર હતો અને તેના જનાનખાનામાં સર્કેશિયન, પર્શિયન, સલ્જક, આરેમિયન, તુર્ક તથા જ્યોર્જિયન મળી જૂદા જૂદા મુલ્કોની લગભગ ત્રણસો ખુબસૂરત નાજનીનો હાજર હતી; તેમ જ પાડોશના સર્વ રાજાઓ સાથે પણ હાન તો તેની સલાહ હતી; એટલે તેની મોજ મજાહમાં આડે આવે, એવી એક પણ ચીજ અત્યારે તો કોઇના જોવામા આવતી નહોતી.

પણ વખતો વખત માત્ર વઝીર અહમ્મદની નેકનીયતી સુલતાનની ખુશીની રોશનીને બુઝાવી અધકારનો આભાસ કરાવતી હતી.

## દ્વિતીય પરિચ્છેદ

### બળાત્કાર

એક દિવસે સાંઝે વઝીર અહમ્મદ ફોજના અમલદારો પોતાનું કામ સારી રીતે બજાવે છે કે નહિ, તે જોવામાટે છૂપા પોશાકમાં શહરની ગલીઓ અને મોટા રસ્તાઓમાં ફરતો હતો અને એ વખતે તેની સાથે કોઈ પણ સિપાહી કે ગુલામ હતો નહિ. ફરતા ફરતા તે બગદાદના મુખ્ય દરવાજા પાસે આવી પહોંચ્યો અને આમ તેમ જોતો ઉભો રહ્યો એટલામાં એકાએક કોઈ ઔરત જાતની ચીસ તેના સાંભળવામાં આવી. તે એકદમ ટટાર થયો અને પોતાની શમશીર ખેંચી જે તરફથી અવાજ સંભળાયો હતો, તે દિશા તરફ ચાલતો થયો

ત્યાં ત્રણ માણસો તેના જોવામાં આવ્યા. તેમાંનો એક અફસર અને બે તેના નોકર હોય, એમ દેખાતું હતું, કારણ કે, તેઓ તેના હુકમને તાબે થઈ એક નિરાધાર નાઝનીને બળાત્કારથી ઘોડાપર બેસાડવાની કોશિશ કરતા હોય, એમ તેના જોવામાં આવ્યું સવારોના દરવાજામાંથી પસાર થતા જ તે નાઝનીએ ઘોડાપરથી પોતે જ પડતું મૂક્યું હોય, એમ જણાતું હતું અને ત્રીજો જવાન તો એ રસ્તો બનાવ દૂરથી જ જોયા કરતો હતો

આના જુલમને જોઈ વઝીર અહમ્મદે તેમને અટકાવી ગુસ્સાથી કહ્યું કે, "ઓ કૂતરાઓ! તમે કોણ છો? આ છોકરી ઉપર શામાટે બળાત્કાર કરો છો? હું તમને એને છોડી દેવાનો હુકમ ફર્માવું છું"

તે ત્રણમાંથી જે મર્દ અફસર જેવો દેખાતો હતો, તેણે એ શબ્દો સાંભળતા જ પીઠેથી આગળ વધી એક પણ શબ્દ બોલ્યા વિના દ્વિચકારા પ્રમાણે એકદમ વઝીરના શરીરપર પોતાની તલવારનો વાર કર્યો, અને તેના ડાબા હાથને ઘાયલ કરી નાખ્યો

"મને બચાવો, મને બચાવો, ખુદાને ખાતર મને કોઈ બચાવો!" નરમ અવાજથી તે બળાત્કારનો ભોગ થઈ પડેલી નાઝનીને પોકાર કર્યો "આ નાપાકોએ બળાત્કારે મારા વાલિદના ઘરથી મને વિખૂટી પાડી છે."

"હું તને બચાવીશ, નહિ તો અહીં જ જિન્દગી ખપાવીશ! એ પરીપયકર! ગભરાઈશ નહિ!" તે ઔરત ઉપર બળાત્કાર કરનાર એક જણના હાથમાંની મશાલના પ્રકાશથી તે હસીનાના નાજનીનના નાજુક મુખને નિહાળીને નેકમર્દ અહમ્મદે પોકાર કર્યો એથી અનાથ અબળાના મનમાં કાંઇક હિંમત આવી.

"હું તારી જિન્દગી નક્કી ખપાવીશ અને તને દોજખની બાદશાહી અપાવીશ!" તે અફસર જેવા દેખાતા જવાને સામો પોકાર કર્યો

આ વાક્યો ઉચ્ચારનાર અફસર તે ખલીફ અલ્લાઉદ્દીન પોતે જ હતો અહમ્મદ ઘણો જ ગુચવાડામા પડી ગયો અને પોતાના જ સુલતાન ઉપર હાથ ચલાવવાની તેની હિંમત ન ચાલી એક નવજવાન અને હસીના નાજનીને બચાવવામાટે પોતાના માલિક સાથે નિમકહરામી કરવાનું તેને વાજબી ન લાગ્યુ

અહમ્મદને અદેશામા પડેલો જોતા જ તે કુમારિકાના કોમળ શરીરમા જાણે મરણનો આઘાત થયો હોયની તેવો ભાસ થયો તેના મનમાથી છૂટકારાની સઘળી આશાઓ ઉડી ગઈ ગાયન કરીને વહરને અલ્લાઉદ્દીને જમીનપર પટક્યો અને તેને આ જ બેહોશીની હાલતમા મૂકીને પોતાના ખુબસૂરત શિકારને લઈ તે ટાઇગ્રેસના કિનારા તરફ ચાલતો થયો ત્યા તૈયાર રાખેલી નાવ તેમના બેસતા જ લગર ઉઠાવી ચાલતી થઈ અને થોડી જ વારમા સુલતાનના જનાનખાનાના ખાનગી ઓરડાઓમા જવાની આરસ પથ્થરની સીડી પાસે આવી ઉભી રહી કોમ લાગી કુમારિકા અતે સુલતાનના જનાનખાના—અરે સખ્ત કેદખાના—મા પડી ચૂકી

ત્યાથી એક મુસાફર પસાર થતા અને તે અહમ્મદને આવી ખરાબ હાલતમા પડેલા જોઈ રહમ આવવાથી પાસેની એક કારવાનસરામા લઈ ગયો ત્યા હોશમા આવ્યા પછી વહરુ પોતાને ઘેર ગયો કેટલાક દિવસો વીતી ગયા અને છેવટે અહમ્મદ તન્દુરસ્તીની હાલતને મેળવી શક્યો તનદુરસ્ત થતા જ તે એકદમ દરબારમા ગયો અને ખલીફના પગમા પડી એક સુન્દર રેશમના કટકામા વીંટળીને આ ગાભો સિક્કાની મોહોર તેના હાથમા આપી અલ્લાઉદ્દીને તે ખુશીથી લીધી અને અહમ્મદ ત્યાથી ચાલતો થયો

## તૃતીય પરિચ્છેદ

### ખુદ-કલામી

થોડા વખતને માટે અલ્લાઉદ્દીન ઘણો જ સુખી થયો જે વહર તરફ તે ઘણી જ નફરત ધરાવતો હતો તેનાથી તે છૂટો થયો હતો, તેમ જ પોતાના બદહવસને પૂરો કરવામાટે દુનિયાની ખૂબસૂરતીનો ભડાર તે કુમારિકા તેના જનાનખાનામા હાજર હતી તે કુમારિકાની જાદૂભરી તસ્વીર તેની છાતીમાં કોતરાઈ ગઈ હતી તેને દરબારનું કાંઈ પણ કામ કરવાનુ ન હોવાથી તે પોતાનો સઘળો વખત એકાતની મોજ મજાહમા જ વીતાડવા લાગ્યો અને તે એટલે સુધી કે, અતે તે એકાત

સુખવિલાસ પણ તેને કંટાળા ભરેલા અને દુઃખરૂપ ભાસવા લાગ્યા. આણસનું મન હમેશ એક જ બાબતમાં સ્થિર નથી રહેતું, એ કહેવતની સચ્ચાઈ આપણને અહીં જોવામાં આવે છે.

બામદાદની રોશની ચળકવા માંડી હતી અને ગુલોપર હજી શબ-નમના છાંટા જેમના તેમ જોવામાં આવતા હતા. એવા ખુશનુમા વખતે સુલ્તાન અલ્લાઉદ્દીન પોતાના બાદશાહી મહલની આસપાસ વિસ્તરેલા આલીશાન ગુલિસ્તાનમાં કાંઇક ખ્યાલમાં ઘેરાયલો એકલો અહીં તહીં ફરતો હતો. તે ઘણો જ દૂર એક એકાંત ભાગમાં નીકળી ગયો અને દ્રાક્ષની લતાથી બનેલા માંડવામાં પોતાના માજી વજીર અહમ્મદની બુનિયાદને નાબૂદ કરવાના વિચારમાં ચુપ ચુપ બેસી રહ્યો.

જનાનખાનામાંની બધી ઓરતોમાં વધારે માનીતી અને ખલીફની પ્યારી દિલદાર ખુશદીદાર જલીમા ત્યાં અચાનક આવી ચડી. તે સુલ્તાનની પાસે જવાના વિચારમાં હતી, એટલામાં તેને કાંઇક બડબડતો જોઈ તેના વિચારોને જાણી લેવાના મતલબથી છૂપાઇને છેટી ઉભી રહી. અલ્લાઉદ્દીનના આ વખતના દેખાવે તે મેહરૂન્નિસાના મનમાં કાંઇક જૂદા ભાવો ઉપજાવ્યા. "શાને માટે?" ખલીફે બોલવાનું શરૂ કર્યું; "શાને માટે?" બગદાદના ખલીફે એક નાચીજ ગુલામ—અરે ગુલામના પણ ગુલામથી શાને માટે ડરવું? મારી રૈયત હમેશ તે કૂતરા અહમ્મદના ગુણોનાં જ વખાણ કર્યાં કરે છે, અને દીનદારોના સરદારોના સરદાર આ અલ્લાઉદ્દીનની બદગોઈ કરવામાં પણ તેવો જ આગળ પડતો ભાગ લે છે. યા અલ્લાહ! જે માત્ર એક જ હુકમથી લાખોની જાન લેવાને શક્તિમાન્ છે; જેના હાથમાં લાખો બલ્કે કરોડો માણસની જિન્દગીની દોરી રહેલી છે; તે સુલ્તાન શું એ હયવાનથી પણ નીચા દરજ્જાને ધરાવવાનું અપમાન સહી શકશે? ના; કોઈ કાળે પણ નહિ. તે મરશે અને તેનું ધડ જમીનદોસ્ત થશે. ઓ અહમ્મદ! તારી સલામતીનો આધાર રૈયતના પ્યાર ઉપર નથી; પણ તારા ખુદાવન્દ સરદારની મરજી ઉપર રહેલો છે! સબૂર; સાંભળ!" તે અટક્યો, થોડી વાર ચૂપ રહ્યો અને પાછો બોલ્યો: "મને લાગે છે કે, મેં દૂરથી કોઇના પગલાંનો અવાજ સાંભળ્યો! વખતે હવાથી હાલતાં આ ઝાડોનો ખખડાટ પણ હોય!"

ઓચિંતાક ચુપકીદીમાં માહરૂ જલીમાને નેકદિલ અહમ્મદના આવનારા મોતના ભણકારા સંભળાયા અને થોડીક વાર સુધી તે ત્યાંની ત્યાં જ જેનું આપણી જબાનથી બયાન ન થઈ શકે, તેવા ગમગીનીના તોફાનમાં તણાતી મૂગી બની ઉભી રહી. "અલ્લાઉદ્દીનના આ બદ ઇરાદાથી અહમ્મદને વાકિફ કરીને તેને આવનારી આફતમાંથી બચાવવા

કોશશ મારે કરવી જ જોઇએ;" એવો જલીમાનો પાકો વિચાર થયો. પણ અફસોસ! તે ઇરાદાને પૂરો કરવાની તાબ તેનામાં નહોતી; જનાનખાનાના કાયદા એવા તો સખ્ત અને જુલ્મી હતા કે, બહારના માણસ સાથે કોઈ પણ જાતનો તાલ્લુક રાખવાનું તદ્દન જ અશકય હતું. તેના મનની આશા મનમાં જ રહેવા જેવું થયું.

સુલ્તાનના ઉઠવાના અવાજે તે નાજનીને અફસોસની ઉંઘમાથી જગાડી અને તે પોતાથી બની શકે તેટલી ઉતાવળથી જનાનખાનામા ચાલી ગઈ. સુલ્તાન પણ વિચારમાં ને વિચારમાં જ પોતાને રસ્તે પડ્યો.

## ચતુર્થ પરિચ્છેદ

### જનાનખાનું

આપણે જે વખતની કહાણી આજે લખીએ છીએ, તે વખતમાં બગદાદના સુલ્તાનનું જનાનખાનું ટાઇગ્રેસ નદીના કિનારાપર આવેલું હતું. જનાનખાનાના ગંજાવર મકાનની આસપાસ જૂદી જૂદી જાતના અનેક નાજુક બગીચા બનાવેલા હતા અને નદીમાંથી કાઢેલી એક નાની નહેરની માર્ફત તેમાંનાં ઝાડોને પાણી પહોચ્યા કરતું હતું. જનાનખાનાની હવેલી ઘણી જ કુશાદા છતાં પણ સરસ કારીગરીની અને નાજુક બાંધવામાં આવેલી હતી અને તેથી તેનો બહારનો દેખાવ ઘણો જ દિલચસ્પ જોવામાં આવતો હતો. તેમ જ તેના અંદરના ભાગમાં તે વખતના અયશ આરામના સાધનોરૂપ ગણાતી સઘળી ચીજો રાખવામાં આવેલી હોવાથી અંદરનું રૂપ પણ બહારના જેવું જ સુંદર અને મનોહર થયેલું હતું. ન્હાવાની ખુશબુદાર વસ્તુઓથી અને ગુલાબના પાણી વગેરેથી ભરપૂર હમ્મામખાના; અંગૂર, નારંગી અને બીજા તેવા જ મેવામાંથી બનાવેલી મોંઘી શરાબો અને ઘણી જાતની ખાવાની ચીજોથી શણગારેલાં જિયાફતખાનાં વગેરેથી આપણને સુલ્તાનના દબદબાનો સારો ખ્યાલ આવતો હતો. મહલના મધ્યભાગમાંના દીવાને ખાસની પેલી તરફ જનાનખાનાની શરુઆતમાં જ ચાર મોટા ઓરડા જોવામાં આવતા હતા અને તે ચારે ઓરડામાં એક બીજામાં આવજાવ થઈ શકે, એવી સગવડમાટે વચમાં દરવાજા રાખેલા હતા.

પહેલો ઓરડો જનાનખાનાની સઘળી નાજનીનોને એકઠી મળી બેસવા અને પોતાને ગમે તેટલો વખત ત્યાં ગવેયાં જાત જાતનાં વાજિંત્રોસાથે ગાનતાનમાં પસાર કરવામાટે તેમ જ ભરત કામ અને નાચવું વગેરે ઓરતોને લાયકનાં કામોમાટે જ ખાસ મુકરર કરવામાં

આવ્યો હતો. એ ઓરડાની દરેક બારી પાસે બહાર બાંધેલી શોભીતી પાળ ઉપર ખુશ્બુદાર ફૂલોની ગીનાઈ બનાવટની કીમતી કુંડીઓ રાખવામાં આવેલી હતી. ગણી ન શકાય તેટલી જાતના મેવા સોના અને ચાંદીની રકાબીમાં સુંદરતાથી ગોઠવી મેજ ઉપર મૂકેલા હતા.ફ એટલે એ તે ભૂખને ઉશ્કેરે, તો તેમાં નવાઈ તે શાની? ટુકામાં કહીએ તો એ ઓરડાને બધી રીતે સુશોભિત અને આરામ આપનાર બનાવવામાં કશી પણ કચાશ રાખવામાં આવી નહોતી.

દિવસમાં અમુક એક વખતે ખવાતા ખાનામાટે બીજો ઓરડો રાખવામાં આવ્યો હતો અને ત્રીજા ઓરડામાં દરેક જાતની કીમતી મિઠાઈ અને ઉંચાં શરબતો રાખવાની ગોઠવણ કરવામાં આવી હતી. પણ ચોથો ઓરડો કે જેનો એક ખાનગી રસ્તાથી ખલીફના મહલની સાથે સંબંધ હતો, તેને ખાસ ખલીફે પોતાને માટે જ મુકરર કરી રાખ્યો હતો. જ્યારે સુલતાન જનાનખાનામાં આવતો હતો, ત્યારે બધી નાજનીનો તેના દીદારમાટે એજ ઓરડામાં એકઠી થતી હતી. એ ઓરડામાં ચારે તરફ તેમાંથી બીજા નાના નાના ઓરડામાં જવામાટેના ત્રણ સોનાના દરવાજા જોવામાં આવતા હતા. તેમાં દાખલ થઈ નાજનીનો પોતપોતાના ઓરડામાં સૂવાને જઈ શકતી હતી. એ દરવાજાના ઉપરના ભાગમાં ઓરડાની માલિક નાજનીનું નામ સોનેરી અક્ષરોથી લખેલુ જોવામા આવતુ હતું. કેવો ભારી દબદબો! કેવી મોટી જાહોજલાલી!!

અપરો અશરતનાં આટલાં બધાં સાધનો જનાનામાં મૌજૂદ છતા આરામમાં મહાલતાં હૃદયો તો ત્યાં થોડાં જ જોવામાં આવતા હતા. જનાનખાનું તે બીજા લફ્ઝોમાં કહીએ તો કયદખાનું જ હતું. જ્યારે જલીમા ઉપર કહેલા પહેલા ઓરડામાં આવી, તે વખતે સુલ્તાનની ખુદ કલામીને ભૂલાવી નાખે એવો બીજો બનાવ તેના જોવામાં આવ્યો. જનાનામાં જ્યાં ત્યાં ખૌફ અને ગભરાટની છાયા છવાયલી હતી.

થોડી જ વારમાં જલીમાએ નીચેના મનોગમતા શબ્દો સાંભળ્યા.—

"જહાનનો પેદા કરનાર ખુદા એક જ છે અને તે અલ્લાહના પવિત્ર નામથી ઓળખાય છે. હજરત મહમ્મદ તેના પયગમ્બર છે; અને આ જમીનપર તેના કારોબારને ચલાવનાર પાક ખિલ્દી અહમ્મદ છે!"

---

## પંચમ પરિચ્છેદ

### કિસ્મતની કરામત

કિસ્મતની કરામતને કાણુ જાણી શકે એમ છે? કારણ કે, એ જ ખુદાની ખુદાઈ છે. અલ્પ સમય પૂર્વે ખલીફ અલ્લાઉદ્દીનને જેને મારી નાખવાનો પક્કો ઠગાવ કરેલો હતો, તે જ વઝીર અહમ્મદ આજે કિસ્મતની કરામતથી કબ્રસ્તાનનો શાહ થવાને બદલે બગદાદનો સા શાહ થયો અને તેના નામની ફતેહનો પોકાર બગદાદના દરેક ભાગમા ફેલાઈ ગયો

એકલી રૈયત જ કાંઈ બળવો કરનાર નહોતી, પણ લશ્કરના સિપાહીઓ પણ અલ્લાઉદ્દીનની જુલમભરેલી જોહાકીથી કટાળી ગયા હતા, અને તેથી રૈયત અને લશ્કર બન્નેએ સાથે મળી બળવો જગાડ્યો હતો તેમણે અહમ્મદ ઇસહાકને બગ્દાદના ખલીફ તરીકે જાહેર કર્યા હતો. અહમ્મદે તેમને બહુએ સમઝાવ્યા—પણ બધુ ફોકટ' તેનુ કોઈએ કાઈ પણ માન્યુ નહિ. થોડા દિવસમા જ અલ્લાઉદ્દીનને તખ્તપરથી ઉતારી પાડવાનુ અને અહમ્મદને ખલીફ તરીકે મુકરર કરવાનુ જાહેરનામુ બગદાદના રાજ્યમા ફેરવી દેવામા આવ્યુ અને આવેના સુબાઓમા તથા મોટા મોટા શહેરોમા એ બનાવની ખબર આપવામાટે ખાસ કાસિદોને મોકલવામા આવ્યા.

એ જ વખતમા અલ્લાઉદ્દીનના કાયમ—મુકામે સુલ્તાન (વાઇસરોય) દમાસ્કસના રાજાએ ખલીફના દુશ્મન સિલ્જુકો ઉપર ફતેહ મેળવી. સિલ્જુક લશ્કરનો મોટો ભાગ તો લડાઇમા મનાઈ ગયો હતો અને જે બાકી રહ્યા તેમણે બૂસા તરફ ન્હાસનાનું પસદ કર્યું, કારણ કે, નહિ તો જાન બચવી મુશ્કેલ હતી

ગીરિયન લશ્કરના બાદશાહી સરદાર ઉસ્માને સુનેહમા રહેવાનુ વધારે પસદ કર્યુ અને તે ફતેહ સાથે દમાસ્કસ પાછો ફર્યો એટલે કે, તેણે દુશ્મનોની પાછળ પડવાનુ મુનાસિબ ન ધાર્યું—હારેલા દુશ્મનોને વધારે પીડવાનું યોગ્ય ન વિચાર્યું

## ષષ્ઠ પરિચ્છેદ

### લડાઇની તૈયારી

એક દિવસે સાંઝે ઉસ્માન પાશા પોતાના ખાનગી ઓરડામાં પોતાની ગુમ થયેલી એકની એક દીકરીના ગમમા ફિકરનાક થયેલો બેઠો હતો, તેટલામાં એકાએક નીચેના ચોગાનમા ઘોડાની ખરીનો

અવાજ સાંભળતાં જ તે ચોંકો અને "ખલીફ" એવો શબ્દ તેને કાને પડ્યો. તે-તે જ પળે દીનદાર મુસલ્માનોના સરદારને આવકાર આપવા નીચે આવ્યો; પણ તે નામદાર સરદાર અહમ્મદ નહિ, પણ મસ્નદથી બરતરફ કરાયલો નામદાર અલ્લાઉદ્દીન હતો. અલ્લાઉદ્દીન તે બાદશાહી મહલમાં દાખલ થયો અને અમીર ઉમરાની સલામીનો લાયક જવાબ આપી, ઉસ્માન સાથે પોતાના સરપર આવેલી આફતની વાતચીતમાં રોકાયો.

ઉસ્માને ઘણી જ ધીરજ અને મનની લાગણીથી અલ્લાઉદ્દીનની કર્મકથા સાંભળી, તેની બરતરફી અને અહમ્મદની તખ્તનશીનીનો બધો અહવાલ તેણે જાણી લીધો અને દમાસ્કસનો વફાદાર નિમકહલાલ પાશા ઉસ્માન પોતાને આસરે આવેલા અલ્લાઉદ્દીનના હકમાટે અહમ્મદસાથે લડવાને એકદમ તૈયાર થયો.

અલ્લાઉદ્દીનની પાયમાલીથી અહમ્મદની ખુશહાલીનો પ્રસંગ આવ્યો. તે બગદાદનો સુલ્તાન અને ખલીફ થયો, પણ તેને મળેલી એ મોટાઈ તો ઊલટી તેના ગુણોને વધારવાનું જ કારણ થઈ પડી. મોટાઈથી તે ફુલાઈ ગયો નહિ. રૈયત અલમુરાના અમલ પ્રમાણે અહમ્મદના અમલમાં સુનેક અને ઇન્સાફની લજ્જત લેતી ખુશી અને આરામમાં પોતાના દિવસો વીતાડવા લાગી.

પણ એકાએક દમાસ્કસના પાશા ઉસ્માનના ચડી આવવાની ખબરે રૈયતના મનમાં કાંઈક નવીન ચળવળ ઉપજાવી. "ઉસ્માને અહમ્મદની અફસરી કેમ કબૂલ નહિ કરી હોય? એમાં શો ભેદ હશે?" એવા એવા અનેક સવાલો લોકોના મનમા થવા લાગ્યા. સાઠ હજાર માણસના હથીયારબંધ લશ્કર સાથે અલ્લાઉદ્દીન અને ઉસ્માન યુફ્રેટિસ નદીને ઓળંગી અલ્જસિરાસના રણને પણ પસાર કરી ચૂક્યા હતા. અહમ્મદ હજી પણ અલ્લાઉદ્દીનને તેની ગયેલી સુલ્તાની પાછી આપવાને તૈયાર હતો અને તે આપી પણ દેત; પણ માત્ર એક જ સબબથી તેની એ મનીષા બદલાઈ ગઈ—તેને બીજો રસ્તો લેવાની લાચારીભરી ફરજ પડી.

---

## સપ્તમ પરિચ્છેદ

### જલીમા કોણ?

જનાનખાનામાંની બધી ઓરતોમાં હસીન જલીમા ઘણી જ ખુબસૂરત તેમજ નેકખસ્લત ઓરત ગણાતી હતી. તેના અંતરની ખુબસૂરતી પણ તેના બદન અને વદનની ખુબસૂરતીની બરાબરી કરે

તેવી જ હતી. જનીમા વિના અહમ્મદનો પ્યાર બીજી કોઈ પણ ઔરત-પર હતો નહિ અહમ્મદનો જનીમાપર જે પ્યાર હતો, તે હવસને પૂરો કરવાના પ્યારથી કાંઈ જૂદી જ જાતનો અને સ્વર્ગીય હતો તેમ જ જનીમા પણ તેને તેવી જ મહબ્બતથી ચહાતી હતી, પણ અજાયબીની વાત તો એ હતી કે, આટલુ સુખ આટલો વૈભવ અને આટલી જાહો જલાલી છતા પણ જનીમા નિગત ગમગીનીમાં જ રહ્યા કરતી હતી અહમ્મદ હમેશા તેના એ ગમના કારણને જાણવાનો પ્રયત્ન કર્યાં કરતો હતો પણ હજી સુધી તેને જાણવામા તે ફતેહમદ થયો નહોતો અહમ્મદની પહેલી મુસીબતોનું કારણ પણ એ જ જનીમા હતી, એટલુ તે જાણી શક્યો હતો અને તેથી જ્યારે જ્યારે તે પોતાની દિલરુબાને રોતી જોતો હતો ત્યારે ત્યારે તેને દુઃખનુ કારણ જણાવવાને ઘણી જ આજીજીથી વિનતિ કરતો હતો, કારણ કે તેને એવો શક હતો કે, 'જોરાવરીથી તેને જનાનખાનામા દાખલ કરવામા આવી છે તેથી જ તે ગમગીન રહ્યા કરે છે "

આવી રીતે આહાજારી અને ગમ કરવાનું કાંઈ કારણ, જનીમા " એક દિવસ અહમ્મદે નરમાશથી પૂછ્યુ આ વખતે તે બન્ને બાદશાહી મહેલના નીચેના ભાગમાં ગુલબૂટાની નની મહકમા મસ્ત બનીને ફરતા હતા

'મારી હાલતને એ જ યોગ્ય છે!' જનીમાએ જવાબ દીધો, 'જે સાંઝે આપણે પહેલા મળ્યા હતા, અને તમે મારા બચાવમાટે પોતાની પ્યારી જાનને જોખમમા નાખી હતી ત્યારથી આજ સૂધીમા મેં બારે જ આગમની ઘડી જોઈ હશે ... અમ નાઉદ્દીનની માનીતી સુલતાના થના પામી, તે પહેલાં જો મારી મિન્નત તરી સાભળવાથી તે કદાળી ગયો હોત, તો ખરેખર આજે આ ફાની જહાનમા હુ જીવતી ન હોત!"

એટલુ કહીને જનીમા ચૂપ રહી અને તેની હરિણી સમાન સુંદર આંખોમાંથી દૂધ જેવા સફેદ આસુના બિન્દુ પડવા લાગ્યા અહમ્મદે જનીમાની વાતમા વધારે ધ્યાન આપ્યુ અને જેમ જેમ જનીમા પોતાના ભેદને પુરો કરવામા વાર લગાડતી ગઈ તેમ તેમ તે સાભળવામાટે તેની ઉત્કંઠા વધતી ગઈ ઘણી કોશિશથી અંતે તે તેના ભેદને સમજી શક્યો તેના ભેદને જાણવાથી તેને જેટલી અજાયબી થઈ, તેટલો જ ખુશાલી પણ તેને લાભ થયો અહમ્મદ એ ભેદથી જ અલ્લાઉદ્દીનને તેનું તપ્પન પાછુ આપવાને બદલે જલીમાને વધારે સુખી કરવાના પ્રયત્નમા પડ્યો

ત્યારે જલીમા કોણ? જેની ઉપર અલ્લાઉદ્દીને બળાત્કાર કર્યો હતો, તે કોમનાગી સુન્દર કુમારિકા જ એ જલીમા!

## અષ્ટમ પરિચ્છેદ

### અંજામ

ગત પરિચ્છેદમાં બનેલા બનાવને બીજે જ દિવસે ટાઇગ્રેસ નદીના કિનારાપર પડાવ નાખી પડેલા દમાસ્કસના પાશા ઉસ્માનની લસ્કરી છાવણીમાં એક કાસિદ રુક્કો લઇને આવી પહોંચ્યો. ઉસ્માન એ વખતે પોતાના લસ્કરી અમલદારોસાથે લડાઈ સંબંધી કાંઈ સલાહ મસલહત કરતો બેઠો હતો. બગદાદના ખલીફ અહમ્મદનો રુક્કો તે કાસિદે કુરનસ બજાવીને ઉસ્માનના હાથમાં આપ્યો. લિફાફાને ફાડી તેણે રુક્કામાંનું મજમૂન (વિગત) વાંચવા માંડયું. જેમ જેમ તે વાંચવામાં આગળ વધતો ગયો, તેમ તેમ તેના ચહેરા ઉપર વધારે ને વધારે ખુશીની છાયા દેખાવા લાગી. એ રુક્કામાં તકલ્લુફી દીબાચા પછી અલ્લાઉદ્દીને જલીમાપર ગુજારેલા જુલમ અને જલીમા—તે જ ઉસ્માનની ખોવાઈ ગયેલી પ્યારી દુખ્તર (દીકરી)—ની હયાતીના ખુશખબર વગેરે મજમૂન હતું. વાંચકોની જાણમાટે તે જેમનું તેમ નીચે આપવામાં આવે છેઃ—

"હું મને પોતાને તખ્તનશીન થવામાં બેગુનાહ સાબિત કરવાનીસાથે માજી સુલ્તાન અલ્લાઉદ્દીનના અસંખ્ય જુલ્મોનું બયાન કરૂંછું અને ખુદા પાસેથી માગું છું કે, હજી પણ તે ગુનાહને રસ્તે જતો અટકું જો બળવો કાંઈ પણ સબબ વગર જ થયો હોય, તો બગદાદની રૈયત અને લસ્કરના અમલદાર તથા સિપાહીઓ સજાને લાયક છે; પણ તેમ નથી. મુલ્કની પાયમાલી શાથી થઈ? એવું તે નખ્ખોદ વાળનાર કયું કારણ હતું કે, જેના યોગે અફસરોના અખલાકનો નાશ થયો; હસવાની જગ્યા રોવાએ લીધી અને સંતોષને ઠેકાણે ધિક્કાર આવી વસ્યો? રૈયતના મોઢાપર આજે આપણે જે ન સહી શકાય તેવી નફરતની લાગણી જોઈ શકીએ છીએ, તેનું કારણ શું હશે? ઇન્સાનિયતની ભલામાં ભલી ખાસિયતોને પગ તળે દબાવી તેમને હસી કહાડી, તેમની પરવા ન કરવાનો અને હયવાન જેવાં કામો કરવાનો અલ્લાઉદ્દીનને શો અધિકાર હતો?

"અલ્લાઉદ્દીનને તખ્તપરથી ઉઠાડી મૂકવામાં આવ્યો, તે એટલામાટે કે, અલ્લાઉદ્દીન સુલ્તાનિયત ચલાવવાને તદન નાલાયક હતો. આવી મોટી બાદશાહતને રાસ્ત ઇન્સાફથી જ ચલાવવી જોઇએ. અસાએ શાહી (રાજદંડ) હાથમાં ધારીને રૈયતને રાસ્ત રાહપર ચલાવવાની ઇચ્છા રાખનારે પ્રથમ પોતે જ પોતાના બદહવસોને દબાવીને નીતિના માર્ગે ચાલવું જોઇએ. અલ્લાઉદ્દીન પોતાના હોદ્દાની સઘળી ફર્જો ભૂલી ગયો હતો અને અપશ આરામમાં ડૂબી તકબ્બુરીમાં એવો તો ફૂલી ગયો હતો કે, તે જ તેની પાયમાલીનું કારણ થયું. એના વખતમાં દરબાર વેરાન

જેવો થઈ ગયો હતો અને જ્યાં જુઓ ત્યાં જુલ્મ તથા ગેરઇન્સાફીની બદશાહી જ ચાલી રહી હતી. યા અલ્લાહ! કેવી જફા! કાજી અથવા મુન્સિફના ગૈરઇન્સાફ્માટે પોકાર કરનારને ગર્દન મારવાની સજા! રાતના વખતે માથાં વગરનાં અસંખ્ય મડદા ટાઇગ્રેસના વહેતા પાણીમાં નાખી દેવામાં આવતાં હતાં, અને બીજે દિવસે સવારના જે મકાનમાંથી તે મડદાં નખાયલાં હોય, તે મકાનના માલિક અમીરોનો પત્તો લાગતો નહોતો. અલ્લાઉદ્દીનના અમલમાં થતા જુલ્મોનો હજી પણ વધારે ચિતાર આપી શકાય તેમ છે; પણ આટલું કહેવુ જ બસ થશે, જે સુલ્તાનિયતને માટે મેં કોઈ દિવસ પણ કોશિશ કરી નથી. તે પાછી આપી દેવાને હું તૈયાર છુ: અને જે દૌલતને માટે હું કોઈ કાળે પણ હિર્સનો ગુલામ થયો નથી, તે પરથી મારો હાથ ઉઠાવવાને હું ખરેખરો ઉમ્મીદવાર છું. પણ મારાપર જેમણે ઇતબાર રાખેલો છે, તેમનાપર તેણે જુલ્મ ન ગુજારવો, એની જામિનગીરી મને મળવી જોઇએ. ઓ નેકકિરદાર ઉસ્માન! હૂં જાણીને તાજ્જુબ પામુ છું કે, સિલ્જુકના શાહ સાથે લડવા જતી વખતે મહલમાં તેં એકલી મૂકેલી તારી એકની એક પ્યારી દીકરીને બળાત્કારથી તેના એકાંતવાસમાં ઉપાડી જનાર અને તેના પાકદામનપર ધબ્બો લગાડનાર હવસી અલ્લાઉદ્દીનમાટે તું લડાઇના મેદાનમાં જાન આપવાને તૈયાર થયો છે. ઓ નેકખસલત ઉસ્માન! અહીં આવ અને લડાઇના ખૌફનાક ખૂની બનાવને અટકાવ! ખુશી અને ખુર્રમીની હવાને ફેલાવ! હું જોરાવર નથી; કમજોર છું. મારી કિસ્મતનો બધો આધાર રૈયતની રહમનજરપર જ રહેલો છે. તારી દુખ્તર જલીમાનો પત્તો મળ્યો છે. તારી કુમારી જલીમા-પાક અને પરીપયકર જલીમા—મારા મકાનમાં ખૌફથી આઝાદ છે."

આ કાગળ વાંચતાં ઉસ્માનના મનમાં કેવી અને કેટલી ખુશી થઈ હશે, તેનું વર્ણન અશક્ય હોવાથી તેની કલ્પના વાચકોએ મનમાં જ કરી લેવી. તે જ વેળાએ અલ્લાઉદ્દીન જે તંબૂમાં રહ્યો હતો, ત્યાં તેણે ૭ સિપાહીઓને મોકલ્યા અને અલ્લાઉદ્દીને રહમ તેમ જ માફીમાટે ઘણી આજીજી કરવા છતાં પણ ગુસ્સાથી છેડાયલા દિલશેર ઉસ્માને તેને ફાંસીને લાકડે લટકાવી દીધો. કહાણીનો બાકીનો ભાગ વાચનારની કલ્પનામાં આવી શકે તેમ છે.

અહમદે જલીમાને પોતાની મુખ્ય સુલ્તાના બનાવી અને ઘણાં વર્ષ સુધી તે શહનશાહત ઉપર હુકૂમત ચલાવી, કે જેનું બગદાદ એ મુખ્ય શહર તખ્તગાહ હતું.



# સલીમા બેગમ

## પ્રથમ પરિચ્છેદ

### સલીમા અને સાકી

કાશ્મીરના પાર્વતીય પ્રદેશમાંના એક પ્રશસ્ત અને રમણીય સ્થાનમાં મહદૈશ્વર્યસંપન્ન ભારતસમ્રાટ્ શાહજહાને ગ્રીષ્મકાળમાં પોતાના નિવાસમાટે કેટલાંક રાજમંદિરો બંધાવ્યાં હતાં. એ રાજમંદિરોના સમુદાયનું સર્વસાધારણ નામ 'આરામ બાગ' હોઇને તે 'આરામ બાગ'માં 'મોતીમહલ' નામક રાજપ્રાસાદ શોભા, વૈભવ તથા ઐશ્વર્ય ઇત્યાદિકમાં સર્વથી અગ્રગણ્ય હતો. એ 'મોતીમહલ'ની અધિવાસિની અને શાહજહાનની નવપ્રણયિની સલીમા બેગમ પોતાના નિઃસીમ રૂપ, ગુણ અને સૌભાગ્યની અતુલ જ્યોતિવડે જનાનખાનામાંની બીજી બેગમોના કોમળ આત્માને ક્ષણે ક્ષણે નવીનતાથી દગ્ધ કર્યાં કરતી હતી. બીજી બેગમોની વાત તો દૂર રહી, પણ પ્રત્યક્ષ મુમ્તાજ઼ બેગમ પણ શાહજહાનના હૃદયમાં એ સમયમાં પોતાના વર્ચસ્વને સ્થાપિત કરી શકી નહોતી—અર્થાત્ સલીમા બેગમની જીવનનિશાની સમાપ્તિ પછી જ મુમ્તાજ઼ બેગમના સુખસૂર્યનો ઉદય થઈ શક્યો હતો.

ચાંદની રાત; ભગવાન્ રજનીકાંત ચંદ્રમા પોતાની નિર્મલ જ્યોત્સ્નાવડે વસુંધરાને સ્નાન કરાવતો હતો. વચ્ચે શુભ્ર કપાસના રાશિસમાન દેખાતા વિરલ મેઘ, ચંદ્રપ્રભાને મ્લાન કરતા હતા. ઉત્તર દિશામાં બહુદૂર તુષારહારમંડિત વૃદ્ધ હિમાલયનાં ધવલ ગાત્રોપર પડીને ચંદ્રકિરણો ચમકતાં હતાં; ઇત્યાદિ આદર્શ અત્યંત સુંદર અને મનોહર લાગતો હતો. 'આરામબાગ'માંનાં રાજમંદિરોનું પાદપ્રક્ષાલન કરતી એક નાનકડી ગિરિસરિતા વહન કરી રહી હતી અને તેના નિર્મળ જળમાં ચંદ્રનાં કિરણો પ્રતિબિંબિત થઇને તરલ રજતધારા સમાન ચમકતાં હતાં.

એ 'મોતીમહલ'ના એક દીપપ્રકાશિત રંગાલયમાં એક બારીમાં ઉભી રહીને સલીમા બેગમ સૃષ્ટિસુંદરીના તે નિશાકાલીન વિમલ કૌમુદીયુક્ત ગંભીર સૌન્દર્યના અવલોકનમાં તલ્લીન થયેલી હતી. બેગમનો કેશકલાપ મુક્ત જ હતો. તે ભ્રમરકૃષ્ણ કેશકલાપનો કેટલોક ભાગ તેની પીઠપરની પીરોજી રંગની રેશમી ઓઢણીપર અને કેટલોક ભાગ તેના સુંદર ગુલાબી ગાલપર પડેલો હોવાથી, તેને બહુ જ શોભા આપતો હતો. સર્વત્ર શાંતિના સામ્રાજ્યની સ્થાપના થયેલી હતી. તે સુરમ્ય

પ્રદેશમાં એ વેળાએ કોઈ પણ પ્રકારનો શબ્દ સાંભળવામાં આવતો નહોતો; કારણ કે, સમસ્ત દિવસ કલરવ કરનારાં એ પર્વતમાંનાં કોકિલ અને બુલબુલ આદિ ન્હાનાં મોટાં સર્વ પક્ષીઓ અત્યારે નિદ્રાસુખને અનુભવતાં હતાં.

કેટલીકવાર સુધી એ બાહ્ય પ્રકૃતિના મનોરમ સૌન્દર્યને અવલોક્યા પછી એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને સલીમા બેગમ મનોગત કહેવા લાગી કે;–"અહાહા–કેવી આ સુંદર નિશા! સ્ફટિક સમાન શુભ્ર ચંદ્રિકામાં દૃગ્ગોચર થતા આ અપ્રતિમ સૃષ્ટિસૌન્દર્યને નિહાળીને મારા આ હૃદયમાં આજે કેટલી બધી આશાઓનો અચાનક ઉદ્ભવ થયો છે! પણ એનો શો ઉપયોગ? એ સર્વ આશાઓ પૂર્ણ કેવી રીતે અને કેમ કરીને થઈ શકે વારુ? આ નિર્જન પર્વતપ્રદેશમાં કોઈ એક બંદિની પ્રમાણે હું વસું છું–પણ જેનામાં મારી સર્વ આશાઓ સમાયલી છે, તે ક્યાં છે? આવવાનું વચન આપ્યા છતાં આવતા નથી અને દર્શનનો લાભ આપી કષ્ટને કાપતા નથી. 'તારામાં મારો પ્રાણ કરતાં પણ અધિક પ્રેમ છે!' આમ મુખથી તો લાખવાર બોલાય છે, પણ તેનો પ્રત્યક્ષ અનુભવ કશો પણ મળી શકતો નથી. આ મારા યૌવનના વસંતકાળ, હૃદયમાંની પ્રબળ વાસનાઓ, પ્રબળતર મનોવૃત્તિઓ અને પ્રબળતમ આકાંક્ષા આદિની શાંતિ કેમ કરીને થઈ શકશે, એ સમજી શકાતું નથી. અનેક દાસી, અનુપમ વૈભવ અને અતુલ સંપત્તિ આદિની સ્વામિની બની પિંજરમાંની પંક્ષિણી પ્રમાણે જીવન વીતાડવામાં સુખનો લવલેશ પણ છે ખરો કે? પાષાણમાંથી કદાપિ પુષ્પનો ઉદ્ભવ થતો નથી. દિલ્લીશ્વરનું હૃદય પાષાણ પ્રમાણે સર્વથા કઠિન છે, એટલે તેમાંથી પ્રેમરૂપ કોમળ પુષ્પનો ઉદ્ભવ કેવી રીતે થઈ શકે વારુ? હું સાર્વભૌમ બાદશાહની બેગમ હોવા છતાં મારા કરતાં મારી આ સાધારણ દાસીઓ જ ખરેખર વધારે સુખી છે!" સલીમાએ બારીનાં બારણાં વાસી દઈને એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો અને ત્યાર પછી ધીમે ધીમે આવીને તે એક સુકોમળ મૃદુ શય્યામાં પડી ગઈ.

આજે સાત દિવસથી શાહજહાન બાદશાહ શિકારમાટે દૂરના એક અરણ્યમાં ગયો હતો અને તેના તરફના કશા પણ સમાચાર સાત દિવસથી સાંભળવામાં આવ્યા નહોતા. તે બેગમને 'હું સાયંકાળ થતામાં તો પાછો આવી પહોંચીશ' એવું આશ્વાસન આપીને ગયો હતો; પરંતુ એક દિવસ ગયો, બે દિવસ થયા અને ત્રણ દિવસ વીત્યા–બેગમ કાકદૃષ્ટિથી તેના આગમનની માર્ગપ્રતીક્ષા કરવા લાગી, પણ સપ્તાહ વીતી જવા છતાં તે શિકારપરથી પાછો ન આવ્યો તે ન જ આવ્યો. એથી સલી-

માના હૃદયમાં એક પ્રકારનો અસહ્ય આઘાત થયો અને તેના યોગે જ તેના મનમાં ઉપર્યુક્ત વિચારોનો ઉદ્‌ભવ થયો હતો.

સલીમાના રંગમહાલયમાં નાના પ્રકારના સુગંધિદીપક બળતા હતા. ચારે તરફ સુંદર રંગથી રંગેલી દીવાલોપર ચિત્રકારના કૌશલ્યને દર્શાવનારાં લતા અને કુંજ આદિનાં ચિત્રો આલેખેલાં હતાં અને તેમને જોઇને એ ખરેખરી જ પુષ્પલતાઓ છે કે શું! એવો સ્વાભાવિક ભ્રમ થઈ જતો હતો. ચારે તરફ મોટા મોટા સ્વચ્છ, બિલોરી કાચનાં દર્પણ લટકાવેલાં હતાં અને તેમની ઉપર નાગકેશર તથા ચમેલીનાં ફૂલોની કૌશલ્યથી ગુંથેલી માળાઓ શોભી રહી હતી. તેમનો મિશ્રિત તીવ્ર સુગંધ સમસ્ત મહાલયમાં પ્રસરી રહ્યો હતો. સલીમા સુંદરીનાં કોમળ પદચિન્હોને ધારણ કરવામાટે જમીનપર બસરાની બનાવટના ચિત્રમય સુંદર અને કીમતી ગાલીચા પોતાના વક્ષઃસ્થળને પ્રસારીને પડ્યા હતા. ભીંતોપર સ્થળ સ્થળે સ્ફટિક પાષાણની ખીંટીઓપર તેલના રંગની બહુમૂલ્ય રમણીય છબીઓ ટાંગેલી હતી. તેમનાપર તે સ્ફટિક ખંડનો ચંચળ પ્રકાશ પડવાથી તેમની ઉજ્જ્વલ અને વર્ણનીય શોભા અધિક મનોહર દેખાતી હતી અને તેના યોગે ચિત્રપટમાંની મૂર્ત્તિઓ જાણે સજીવતાને ધારણ કરતી હોયની! એવો જ ભાસ થતો હતો.

સલીમા બેગમ શય્યામાંથી ઊઠીને બીજા એક મૃદુ આસનપર બેઠી. આ વેળાએ પોતાના શરીરપરના સૂક્ષ્મ અવગુંઠન વસ્ત્રનો ભાર પણ તેનાથી સહન કરી શકાતો નહોતો; એટલે મહા કોપથી તે બારીક વસ્ત્રને તેણે ઊતારીને ગાલીચાપર ફેંકી દીધું. પીરોજી રંગની અને બારીક મોતીઓથી ભરેલી તે સુંદર ઓઢણીને સલીમાએ ક્રોધવડે ફેંકી દેવાથી તે ઉજ્જ્વલદીપ પ્રકાશમાં ચમકાટ કરવા લાગી. વિરક્ત સ્વરથી સલીમા બોલી કે;–"શું કરું? આજે મારું મન કશામાં પણ લાગતું નથી!"

બેગમની આજ્ઞાની માર્ગપ્રતીક્ષા કરતી પાસે જ એક દાસી ઊભી હતી, તેને સલીમાએ કહ્યું કે;–"પેલી તરફના દાલાનમાં નવીન બીન છે, તે લાવ જોઇએ."

વીણા આવી; પણ સલીમા તેના તારોને મેળવી ન શકી. તે રમણીના બિંબફળોને પણ લજાવનારા કોમળ અધરોપર સ્મિતની છટા દૃષ્ટિગોચર થવા લાગી. તે મનમાં જ બોલી કે;–"આ બીન* પણ પીટ્યો પુરુષ વર્ગમાંનો જ ને? એટલે પુરુષો પ્રમાણે એ પણ કઠોર હોય, એમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી."

---

* જો કે વીણાનું અપભ્રષ્ટ રૂપ બીન છે, છતાં ઉર્દુ ભાષામાં બીન શબ્દ નરજાતિનો હોવાથી અહીં તેનો નરજાતિમાં જ પ્રયોગ કરવામાં આવ્યો છે.

થોડા દિવસથી સાકી નામની એક નવીન દાસી સલીમા બેગમની તહેનાતમાં આવીને રહી હતી. તેનું સ્મરણ થવાથી બેગમે દાસીને કહ્યું કે;-"સાકીને અહીં બોલાવ; કારણ કે, તે ગાવામાં ઘણી જ હોશિયાર છે."

સાકી એ સમયે પોતાના ઓરડામાં હતી. બેગમ સાહબાની આજ્ઞા સાંભળતાં જ તે ઊતાવળથી દોડી આવી. સાકીની મુખમુદ્રા જો કે બહુ જ સુંદર અને આકર્ષક હતી, પરંતુ તેના મુખમંડળમાંની પ્રત્યેક રેખામાં ગહન ચિંતા અને વિષાદનાં ચિન્હો સ્પષ્ટ દેખાતાં હતાં. તે નિરંતર એકાંતવાસમાં અને એકલી એકાટ રહેવાનું જ વધારે પસંદ કરતી હતી. જનાનખાનામાંની બીજી દાસીઓ સાથે હળી મળીને તે ગામગપાટા હાંકવાને કદાપિ બેસતી નહોતી અને કોઇની જોડે વધારે બોલતી ચાલતી પણ નહોતી. બેગમને જ્યારે પણ તેની અગત્ય પડે, તે વેળાએ તે તેની સેવામાં હાજર થતી હતી. એક દિવસ સાકી પોતાના ઓરડામાં એકલી જ ગાતી બેઠી હતી, એવામાં બેગમ ત્યાંથી નીકળી અને તેનું ગાયન તેણે સાંભળ્યું. સાકીના તે હૃદયાહ્લાદક સંગીતનું શ્રવણ કરીને બેગમ તેના એ સંગીતકૌશલ્યપર મોહિત થઈ ગઈ અને તેનાપર બહુ જ પ્રેમ રાખવા લાગી. તે સાકીને અષ્ટૌ પ્રહર પોતા પાસે રહેવાનો આગ્રહ કર્યાં કરતી હતી; પરંતુ બેગમસાહબા પાસે એકલાં રહેવાની સાકીની ઇચ્છા નહોતી.

સાકી કેવળ સંગીતવિદ્યામાં જ પારંગત હતી, એમ નહોતું; કિંતુ બીન, સિતાર, દિલરુબા અને એવાં જ અન્ય સર્વ પ્રકારનાં તંતુવાદ્યો વગાડવામાં પણ તે અલૌકિક કૌશલ્ય ધરાવતી હતી. મુરલી વગાડવામાં તો તે વળી અત્યંત પ્રવીણ હતી. અંતઃપુરમાં દાસ્ય કરવામાટે આવી લલિત કળાઓની બહુ જ આવશ્યકતા હોય છે. એક ચાંદની રાત્રે ઉપવનમાંના નિઃસ્તબ્ધ કુંજમાં બેગમ બેઠી હતી અને ત્યાં તે વેળાએ સાકીના મધુર મુરલીરવને સાંભળીને તે પોતાના દેહભાનને ભૂલી ગઇ હતી અને તે દિવસથી એ સાકી સાથે બેગમે મૈત્રિણી પ્રમાણેના વ્યવહારનો આરંભ કર્યો હતો.

સાકી આવીને બેગમ પાસે બેઠી, એટલે બેગમે ફર્માવ્યું કે;-"સાકી, અત્યારે તું બીન વગાડીશ કે મુરલી વગાડીશ? મારા મનને આજે જરા પણ ચેન નથી."

"બેગમ સાહબાની ઇચ્છા હોય તે વાદ્ય વગાડવાને હું તૈયાર છું." સાકીએ કિંચિત્ ઉદાસીનતાથી હસીને કહ્યું.

સલીમા હસતી હસતી કહેવા લાગી કે;–"સાકી, તું આટલા દિવસથી અહીં આવી છે, પણ તારા મુખમંડળમાં એકવાર પણ હાસ્યની છટા મારા જોવામાં આવી નથી. જ્યારે જુઓ ત્યારે ઉદાસીનતામાં ને ઉદાસીનતામાં જ, એનું કારણ શું છે વારુ?"

"બિચારી દાસીઓના હાસ્યવિનોદ સાથે શો સંબંધ હોઈ શકે વારુ?" સાકીએ ગંભીરતાથી ઉત્તર આપ્યું.

એ સાંભળીને સલીમાએ કિંચિત્ કષ્ટદર્શક સ્વરથી કહ્યું કે;–"સાકી, હું તને મારી બીજી બાંદીઓ પ્રમાણે ગણું છું ખરી કે? જે હોય તે ખરું કહી દે."

"મારાથી એમ કેમ કહી શકાય, સરકાર? આ દાસીપર આપની મોટી મેહરબાની છે અને તેમાટે હું આપનો જેટલો આભાર માનું તેટલો ઓછો જ છે."

"તો પછી તું આમ રાત દિવસ ઉદાસીન અને ઉદાસીન જ શામાટે રહ્યા કરે છે વારુ?"

"મારું તો જાણે ઠીક, પણ બેગમસાહબા, શાહજહાન જેવા બાદશાહનાં મંઝૂરેનજર હોવા છતાં આપ આટલાં બધાં દુઃખી દેખાયાં કરો છો, તેનું શું કારણ હશે વારુ?" સાકીએ જવાબ આપવાને બદલે બેગમને જ પેચમાં સપડાવી.

"અરે ગાંડી, હું કાંઈ તારી પેઠે આખો દિવસ અને આખી રાત ચિંતા અને શોક કરતી નથી બેસી રહેતી. હાલમાં કેટલાક દિવસથી બાદશાહના દીદાર નથી થયા, તેથી જ કદાચિત્ હું શોકાતુર અને ઉદાસીન દેખાતી હઈશ. પણ તારાં તો ખાનપાન જ એ ચિંતા અને શોક થયેલાં હોય એમ દેખાય છે." બેગમે કહ્યું.

સાકી આ વેળાએ પોતાના મનમાં કાંઈક વિચાર કરતી હતી. તે થોડીવાર પછી કહેવા લાગી કે;–"બેગમસાહબા, જો કોઈ પણ એક વસ્તુની ઇચ્છા હોય અને તે વસ્તુની પ્રાપ્તિ ન થાય એટલે સ્વાભાવિક જ હૃદયમાં દુઃખ કે શોકનો આઘાત થયા કરે છે, એ તત્ત્વ આપ જેવાં ચતુર બેગમના જાણવામાં નહિ હોય, એમ તો મનાય જ નહિ. શાહનશાહના દર્શનની આપને અતિશય અભિલાષા છે, પરંતુ તેમના સમાગમનો લાભ આપને ન મળતો હોવાથી આપ જેવી રીતે ચિંતાગ્રસ્ત દેખાઓ છો; તે જ પ્રમાણે મારા મનમાં પણ એક વસ્તુની ઉત્કટ ઇચ્છા હોવા છતાં મને તે ન મળતી હોવાથી હું પણ આમ નિરંતર દુઃખમાં અને દુઃખમાં જ મારા દિવસો વીતાવ્યા કરું છું."

"ત્યારે તો સખી, તારો પણ કોઈ પુરુષમાં પ્રેમ બધાયલો હોવો જોઇએ. તારો પ્રેમ કોનામા બધાયલો છે, તે મને તો જણાવ જો મારાથી બનશે, તો તેની સાથે તને પરણાવી દઇશ," સ્નેહના ઉભરાથી સલીમા બેગમે હસીને એ વાક્યો ઉચ્ચાર્યાં.

સાકીના કપાળપર સ્વેદબિન્દુ ચમકવા લાગ્યા તેનું મુખમડળ આરક્ત થઈ ગયુ અને તે મૃદુ સ્વરથી બોલી કે,–"મારો પ્રેમ બેગમસાહબામા બધાયલો છે!"

બાદશાહ જ્યારથી શિકારમાટે બહાર ગયો હતો, ત્યારથી સલીમા નિરતર ઉદાસીન જ રહ્યા કરતી હતી, પરતુ આજે કૃષ્ણ મેઘરાશિમાં ઉજ્જ્વલ સૌદામિનીનો ચમકાટ થયો દાસીનું આ વાક્ય સાભળીને તે એકદમ હસી પડી. તેને ધક્કો મારીને તે કહેવા લાગી કે,–"ચાલ–જા અહીંથી ગાડી! હું બાદશાહની બેગમ અને મારામા તારો પ્રેમ બધાયલો છે?"

'ગાંડી' ત્યાંથી ઊઠીને જવા લાગી, પણ બેગમે તેનો હાથ ઝાલીને બળાત્કારે તેને પાછી નીચે બેસાડી થોડીવાર પછી સલીમા બેગમ કહેવા લાગી કે,–"હવે એ વિનોદવાર્તાને રહેવા દે અને જઇને તારી મુરલી લઈ આવ આજે આ મહાલયમા બહુ જ ગરમી પડે છે, એટલા માટે આ બધી બારીઓ ઊઘાડી નાખ જોઇએ. સર્વ દીપકોને ઓલવી નાખ અને શીતલ ચદ્રપ્રકાશને અદર આવવા દે આ પુષ્પમાળાઓને મારી શય્યાપર પ્રસાર બાદશાહ તો આવ્યા નહિ, એટલે હવે આવા ઉપચારથી હું મારા શરીરમાં ભડકેલી વિરહજ્વાળાને શાત કરીશ. મારી પાસે બેસી મુરલી વગાડી એકાદ કરુણોત્પાદક સગીત ગા એ સાભળીને આશા છે કે, થોડીવારને માટે હું મારા દેહભાનને અવશ્ય ભૂલી જઇશ!'

સાકી ઊઠીને ઊભી થઈ, એટલામાં બેગમે પુન કહ્યુ કે,–"સાકી આજે મને તૃષા પણ ઘણી લાગે છે, માટે એક જામ શીરાજીનો પણ લાવ."

દાસી ઉત્તમ સુવાસિક શીરાજી શરાબનો જામ ભરી લાવી અને બેગમના સુખ આગળ તે જામને ધર્યો. બેગમે કહ્યુ કે,–"આની ઉપર દીપ ચઢતું હોવાથી આ શરાબ ઉષ્ણ હોય એમ જણાય છે એમાં ગુલાબનું પાણી મેળવ્યુ છે કે?"

"જી હા, સરકાર!" દાસીએ જવાબ આપ્યો.

"વારુ ત્યારે આપ–પણ હા, એમાં થોડી ઇરતબૂલી શરાબની મેળવણી કર." બેગમે બીજી આજ્ઞા કરી.

તે રત્નજડિત સુવર્ણપાત્રને લઇને દાસી બીજા ઓરડામાં ગઇ. તેણે શીરાજીમાં ઇશ્તંબૂલી મેળવીને વધારામાં બીજું પણ કંઇક મેળવી દીધું અને પુનઃ આવીને તે મદિરાપાત્ર બેગમના મુખ આગળ ધર્યું. બેગમે તે પાત્રને પોતાના કોમળ કરમાં લીધુ. સુવર્ણપાત્રમાંની તે ચમકતી શીરાજી શરાબ દીપકના પ્રકાશમાં વળી અધિક ચમકવા લાગી. તે શીરાજીનું પાન કરીને પાત્રને બેગમે પાસેની એક મેજપર રાખી દીધું, પણ તે બરાબર ન મૂકાયાથી ત્યાંથી ગગડીને નીચેના એક પુષ્પપાત્ર સાથે અથડાયું અને તેથી તેની સાથે ધ્વનિ સહિત પુષ્પપાત્ર પણ ઉલટી પડ્યું. તે પુષ્પપાત્રમાં એક સુંદર પુષ્પગુચ્છ હતો. આઘાતથી તેના ચૂરા થતાં તેમાંનાં બધાં પુષ્પો વિખરાઇ ગયાં.

પાસેની મખમલની એક સુકોમળ શય્યામાં અતુલ રૂપસુંદરી રમણી-શિરોભૂષણ સલીમા બેગમ મદિરાના મદથી ઉન્મત્ત બની પડી હતી અને સાકી મુરલી વગાડીને મધુર કંઠથી ગાતી હતી કે;-

"દુખવા મયઁ કાસે કહું મોરી સજની!"

---

## દ્વિતીય પરિચ્છેદ

### શાકીનો ભેદ

ઘણીકવાર સુધી સાકીનું કરુણસંગીત ગવાતું રહ્યું. વચ્ચે વચ્ચે સાકી તે સંગીતના કોમળ સ્વરને મુરલીમાંથી કાઢતી હતી અને પુનઃ તેજ સ્વરોને પોતાના કોકિલા તુલ્ય મૃદુ મંજુલ કંઠમાંથી બહાર કાઢતી હતી. મુરલી વગાડતી વેળાએ સાકીનું ધ્યાન તે નિદ્રિત નારી-રત્નના મુખાવલોકનમાં લીનતાથી પરોવાતું હતું. કેટલીકવાર પછી પોતાના સંગીતની સમાપ્તિ કરીને તે પોતાના સ્થાનપરથી ઊઠી અને ધીમે ધીમે સલીમાની શય્યા પાસે આવી બરાબર તેની લગોલગ બેસી ગઈ. મદિરાથી આવેલા ઉત્તેજનના યોગે કપોલપ્રદેશમાં રક્ત ચઢવાથી સલીમાના ગાલોમાં અધિક લાલાશ આવી હતી, અને તાંબૂલના યોગે લાલ થયેલા તેના તે સરસ ઓષ્ઠો કિંચિત્ સ્ફુરણ પામતા હતા. જેવી રીતે વાયુની મંદ લહરીથી કોમલ વલ્લરી કંપ્યા કરે છે, તેવી રીતે સલીમાનો ઉરઃપ્રદેશ ધીમે ધીમે ઊંચો નીચો થયા કરતો હતો. તેના કાઢેલા નિશ્વાસ સાથે સુરાનો મધુર સુગંધ પણ બહાર આવતો હતો. કેશપાશની પ્રાંતસીમા, કપાળ અને કપોળપ્રદેશમાં ઝીણા મોતીઓની માળા પ્રમાણે પંક્તિબદ્ધ ઉદ્ભવેલા ન્હાના ન્હાના સ્વેદબિન્દુઓ ચમકાટ કરી રહ્યા હતા.

સાકીએ પ્રથમ તો પોતાના વસ્ત્રના પાલવવડે બેગમના મુખપરના સ્વેદબિન્દુઓને લૂછી નાખ્યા. એ સ્વેદબિન્દુઓને લૂછતી વેળાએ તેનો હાથ થરથર કંપતો હતો. શય્યાપરથી ઉઠીને તે દૂર જઇને ઊભી રહી, તેનાં નેત્રો બળતાં હતાં, હૃદય કંપાયમાન થતું હતું અને કંઠ સૂકાતો જતો હતો.

એ એકાંત મહાલયમાં કેટલીકવાર સુધી ઊભી રહીને સાકી બાંદી સ્થિર ભાવથી કાંઇક વિચારમાં નિમગ્ન થઈ ગઇ. ઘણો વખત થઈ જવા છતાં પણ તે એમની એમ જ ઉભી હતી. ત્યાર પછી ધીમાં પગલાંથી આવીને તે સલીમાની શય્યામાં બેઠી અને ત્યાં બેસીને તેણે અત્યંત મૃદુતાથી સલીમા બેગમના કપોલોને ચુંબનથી આર્દ્ર કર્યાં. એ ક્ષણે તેનું કોમળ હૃદય ભયથી કંપ્યા કરતું હતું. એ વેળાએ બેગમના એ મહાલયમાં દીપકોનો પ્રકાશ પૂર્ણતાથી વિસ્તરેલો હતો અને જ્યાં સાકી બેઠી હતી, તેની બરાબર સ્હામે જ એક મોટો આરસો હતો. સાકીએ મસ્તકને ઉંચું કરીને જોયું તો તે સ્હામેના દર્પણમાં એક હૃષ્ટપુષ્ટ, પ્રશસ્ત-લલાટ અને સુંદર સ્મશ્રુયુક્ત પુરુષનો પ્રતિબિંબ તેના જોવામાં આવ્યો. અચાનક સર્પ જોવામાં આવતાં મનુષ્યની જેવી અવસ્થા થાય છે, તેવી જ અત્યારે સાકીની અવસ્થા થઈ પડી—અર્થાત્ તેના ભયનો અવધિ જ થઈ ગયો.

તે એ પ્રતિબિંબિત મૂર્તિપ્રતિ પુનઃ દૃષ્ટિપાત કરવાનું સાહસ કરી શકી નહિ. 'જે પુરુષ બેગમના શયનમંદિરમાં આવીને ઊભો છે, તેણે સર્વ પ્રકાર અવશ્ય જોયેલો હોવો જોઇએ અને તે પુરુષ બીજો કોઈ નહિ, પણ શાહજહાન બાદશાહ પોતે જ હતો. અન્ય પુરુષનો શાહી રંગમહાલયમાં પ્રવેશ કેવી રીતે થઈ શકે?' ઇત્યાદિ ભીતિજનક વિચારો ઉદ્વેગપૂર્વક સાકીના મનમાં આવવા લાગ્યા. તેણે સાહસ કરીને વળી પણ એકવાર દર્પણમાં જોયું, તો તે પ્રતિબિંબિત પ્રતિમા પૂર્વ પ્રમાણે જ નિશ્ચલ જોવામાં આવી. 'એ પ્રતિમા બાદશાહ વિના બીજા કોઇની પણ હોઈ શકે નહિ' એવો સાકીનો નિશ્ચય થઈ ગયો. પાસે જ ભીંત-પર બાદશાહની કદ્દેઆદમ તસ્વીર ટાંગેલી હતી. સાકીએ એકવાર તેનું અવલોકન કર્યું અને તેની સાથે જ પોતાના જીવનવિષયક તેની સર્વ આશાઓનો નાશ થઈ ગયો.

બેગમ નિદ્રિત હતી અને દાસી તેનું ચુંબન લેતી હતી, એ વિલક્ષણ આદર્શને જોઇને શાહજહાન પોતાના હાસ્યના વેગને રોકી શક્યો નહિ! તેને તો એમ જ ભાસ્યું કે;—"સલીમા—રાજરાજેશ્વરી સલીમા બેગમનું લાવણ્ય એવું તો અતુલનીય—કેવળ અનુપમેય છે કે, સ્ત્રીઓ પણ એના

સૌન્દર્યને જોઇને વિહ્વળ બની જાય છે!" આ નૂતન દાસીને બાદશાહે પૂર્વે કોઇવાર પણ જોઈ નહોતી; એટલે તેણે તેને પૂછ્યું કે;—"તું કોણ છે, અને આટલી મોડી રાતે બેગમની શય્યામાં બેસીને શું કરતી હતી?"

સાકી બિચારી શું ઉત્તર આપી શકે વારુ? મૌનાવલંબનના માર્ગને જ અત્યારે તેણે યોગ્ય ધારી લીધો. દાસીના અબોલાથી બાદશાહ આશ્ચર્યચકિત થયો અને 'આ દાસી ગાંડી તો નહિ હોય?' એવો તેના મનમાં સંશય આવ્યો. કિંચિત્ ઉચ્ચ સ્વરથી તેણે પુનઃ પ્રશ્ન કર્યો કે;—"દાસી, જવાબ કેમ નથી આપતી? તું કોણ છે, તે સ્પષ્ટ કહી દે. તું અહીં શામાટે આવી હતી અને શું કરતી હતી, તે સાફ સાફ મને જણાવી દે."

"અને જહાંપનાહ, જો હું મારો પરિચય ન આપું તો?" દાસીએ સ્હામો વિલક્ષણ પ્રશ્ન કર્યો.

દાસીની આ ઉચ્છૃંખલતાને જોઇને તો બાદશાહ સ્તંભિત જ થઈ ગયો. તે ક્ષણે જ તેની કમ્મરે લટકતી તલ્વાર મ્યાનમાંથી બહાર નીકળી આવી અને ઉજ્જ્વલ દીપપ્રકાશમાં વીજળી પ્રમાણે ચમકવા લાગી. પરંતુ તરત જ શાહજહાને તલ્વારને પાછી મ્યાનમાં નાખી દીધી અને કર્કશ સ્વરથી કહ્યું કે;—"સ્ત્રીના રક્તમાં બોળીને હું મારી તલ્વારને કલંકિત કરવા ઇચ્છતો નથી. હમણાં જ પહેરેગીર દાસીને બોલાવીને તારી આ ઉચ્છૃંખલતામાટે તારી પીઠને ખુલ્લી કરાવી, ફટકાનો સ્વાદ ચખાડું છું."

અત્યાર સુધી સાકીના હૃદયમાં પોતાના જીવન વિષયક આશા-પ્રદીપનું એક મંદ કિરણ ચમકતું હતું, તે હવે બાદશાહની કોપથી લાલચોળ થયેલી મુદ્રાને જોતાં જ નષ્ટ થઈ ગયું. તે કંપિત સ્વરથી કહેવા લાગી કે;—"જહાંપનાહ, સ્ત્રીના રક્તપાનથી આપની તલ્વાર કલંકિત થવાની નથી. બેધડક તલ્વાર ચલાવો; કારણ કે, હું સ્ત્રી નથી, કિન્તુ પુરુષ છું!"

તેના આ શબ્દો સાંભળીને બાદશાહનાં નેત્રો અંગારા પ્રમાણે લાલચોળ બની ગયાં. પુનઃ તલ્વારને તેણે મ્યાનમાંથી બહાર કાઢી લીધી; પરંતુ એ બીજીવાર પણ મહા આત્મસંયમન કરીને બાદશાહે તલ્વારને મ્યાન કરી દીધી અને ક્રોધકંપિત સ્વરથી કહ્યું કે;—"શું, એક પુરુષ અને તે મારા રંગમહાલયમાં!! તલ્વારથી આવેલું મરણ બહુ જ સુખદાયક હોય છે અને તે વીર પુરુષોને જ યોગ્ય છે! અર્થાત્ તલ્વારથી મારવાની દયા હું તારાપર કરવાનો નથી. ભૂખ અને તરસથી હડકાયા

થયેલા કુતરાઓને તારા શરીરપર દોડાવીનેજ હું તારા પ્રાણનો નાશ કરીશ. તારા જેવા પાપીમાટે આવી શિક્ષા જ યોગ્ય છે!"

સાકી ઉભી હતી. બાદશાહના આ શબ્દો સાંભળીને વૃક્ષપર વીજળી પડવાથી તે જેમ જમીનપર તૂટી પડે છે, તેવી રીતે તે બાદશાહનાં ચરણોમાં પડી ગઈ.

આ બધો પ્રકાર ચાલતો હતો, તે વેળાએ સલીમા બેગમ સુખનિદ્રામાં નિમગ્ન હતી. તે નિદ્રિત નારીરત્નને બાદશાહ કઠોર દૃષ્ટિથી જોવા લાગ્યો; અને તે જોઇને સાકીના હૃદયમાં અભૂતપૂર્વ બળનો એકાએક આવિર્ભાવ થયો. તે તત્કાળ બળપૂર્વક ઉઠીને ઉભી થઈ ગઈ અને સ્થિર નેત્રોવડે બાદશાહને જોતી કહેવા લાગી કે;-"ગેતીપનાહ, જો આજ્ઞા હોય, તો મારો સમસ્ત વૃત્તાંત સંભળાવવાને હું તૈયાર છું."

શાહજહાને પૂર્વવત્ કઠોર સ્વરથી કહ્યું કે;-"સંભળાવ; પણ ગમે તેમ થઈ જશે, તોપણ તને પ્રાણદંડ આપવાનો મારો નિશ્ચય કદાપિ ફરવાનો નથી, એ ભૂલીશ નહિ."

સાકીએ ધીર અને ગંભીર સ્વરથી પોતાનો વૃત્તાન્ત નીચે પ્રમાણે વર્ણવવા માંડ્યો;—

"આલમપનાહ, જે આ સલીમા બેગમ અત્યારે આપની હૃદયેશ્વરી બની બેઠી છે, તેનાપર મારી બાલ્યાવસ્થાથી જ મારો મારા પ્રાણ કરતાં પણ અધિક પ્રેમ છે. સલીમાના પિતાએ મને આશ્રય આપીને મારું લાલન પાલન કર્યું હતું. જો એની માતા જીવતી રહી હોત, તો સલીમા અવશ્ય આપની બેગમ બનવાને બદલે મારી બીબી જ બની હોત, એમાં લેશ માત્ર પણ સંશય નથી. શહનશાહ, આજે પાંચ વર્ષથી સલીમાએ આપના જનાનખાનામાં આવીને નિવાસ કરેલો હોવાથી એક વાર એના સુખદર્શનનો લાભ મેળવવાને હું બહુ જ આતુર થઈ રહ્યો હતો; પરંતુ તે મારી આશા એકવાર પણ ફળીભૂત થઈ શકી નહિ. એથી નિરુપાય થઈ આ છદ્મવેશ-એટલે કે સ્ત્રીના વેશ-થી અંતે મેં આપના અંતઃપુરમાં પ્રવેશ કર્યો. નિર્દોષ સલીમા મને જરા પણ ઓળખી શકી નહિ. મને એ બિચારી ખરેખરી સ્ત્રી જ ધારતી હતી. દિવસના સમયમાં બની શકે, ત્યાં સુધી એના સમક્ષ આવવાના પ્રસંગને હું ટાળી દેતો હતો અને જો લાચારીએ આવવું જ પડે તો બુરકાથી મુખ ઢાંકીને આવતો હતો. કારણ કે, કદાચિત્ સલીમા મને ઓળખી લેશે તો, એવો મારા હૃદયમાં ભય રહ્યા કરતો હતો. સલીમાનો બાલ્યાવસ્થામાં મારાપર અત્યંત અનુરાગ હતો. એની સાથે વિવાહબંધનથી જોડાઇને હું અપાર સુખો ભોગવીશ અને આ ભૂતલપર નવીન નંદનવન

નિર્માણ કરીશ, એવી આશા અને કલ્પનાના મોહથી હુ મારા જીવનના દિવસો વીતાડતો હતો; એવામા આપ શાહજમાને મારી સર્વ આશાઓને અફળ કરી નાખી, ક્ષુધાતુરના મુખમાથી અન્નના ગ્રાસને કાઢી લીધો અને આ દુર્ભાગીના સુખોનું સત્યાનાશ વાળી નાખ્યુ! ખુદાવદ, આજ સૂધી જેમ તેમ મારા આ હૃદયસ્થ ઉદ્વેગને મેં હૃદયમાં જ દાબી રાખ્યો હતો, પરતુ આજની આ નિસ્તરેલી શુભ ચદ્રિકા, સૌગંધ્યયુક્ત સુમનમાળા, મદિરાના યોગે આવેલી ઉન્મત્તતા અને એ સર્વ કરતાં પણ એકાતનો મળેલો આ પ્રસગ, એ સર્વ સાધનોએ મારા નિશ્ચયનો ભગ કરીને મારી મનોવૃત્તિને ઉત્તેજિત કરી દીધી! શીરાઝી શરાબમાં એક માદક ઔષધની થોડીક મેળવણી કરીને મેં સલીમાને અચેતન કરી નાખી. જો આ પ્રસગ કેવળ મારા મરણનો જ હોત, તો આપને આ બધી કર્મકથા વિસ્તારથી સભળાવવાની કશી પણ આવશ્યકતા નહોતી, પરતુ કદાચિત્ આપના મનમા આ પવિત્રચરિત્રા સલીમા બેગમના વર્તન વિશે કાંઈ ખોટો સશય આવી જાય અને તેનું કાંઈ વિલક્ષણ શોકકારક પરિણામ થાય, તો તે અયોગ્ય કહેવાય, એટલામાટે જ આપને મેં મારો સર્વ વૃત્તાત કહી સભળાવ્યો છે. હવે પછી બહુ જ અલ્પ કાળમા મારો આત્મા પરવરદિગારના પાદપદ્મમાં વિલીન થવાનો હોવાથી, હુ તે પાક ખુદાતાલાને સાક્ષી રાખીને કહુ છુ કે, આ ક્ષણ પર્યન્ત સલીમાના સતી ધર્મનો મેં લેશ માત્ર પણ ભગ કર્યો નથી સલીમા વિશે આપના મનમાં આવેલા સશયને દૂર કરવાને જો હુ સમર્થ થઈશ, તો મારા જીવનનો ગમે તે પ્રકારે અત થતા છતા બિહિશ્તમા તો અવશ્ય મને શાંતિનો જ લાભ મળવાનો!"

બાદશાહે સ્થિર ચિત્તથી તેનો સમસ્ત વૃત્તાત સાંભળી લીધો. સલીમાના શરીર અને મનની નિષ્કલકતામા બાદશાહનો વિશ્વાસ બંધાય છે કે નહિ, એ જોવામાટે તે સાક્ષીરૂપ પુરુષ શાહજહાનની મુખચર્યાનું સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરતો ઉભો હતો. બાદશાહે એક હબશી સ્ત્રીને બોલાવી હુકમ ફર્માવ્યો કે,-"માહતાબ, આ કમનસીબને તહખાનામાં લઈ જઈને કેદ કર. એને અન્ન કે પાણી આપીશ નહિ. ભૂખ અને તરસથી પીડાઈને જ એનો અત થવો જોઈએ. એના ગુનાહની આ સજા જ વાજબી છે."

મુગલ બાદશાહોના જેનાનખાનામા આવા બનાવો વારવાર બન્યા કરતા હતા, એટલે માહતાબે જરા પણ અજાયબીમા ન પડતા બાદશાહના હુકમનો અમલ કરી દીધો તે પોતાના પુરુષ સમાન સબળ અને કઠિન હાથોથી ખેંચતી તેને ભૂમિતળમાના કારાગૃહ પ્રતિ લઈ ચાલી. જતાં

જતાં તેણે પૂછ્યું કે;-"કમનસીબ નૌજવાન, આ વાઘની ગુફામાં મરવાને શામાટે આવ્યો ? તારું નામ શું છે?"

"મારું નામ માહરૂ." બંદિવાને ઉત્તર આપ્યું.

હબશી સ્ત્રીએ એક હાથે માહરૂને ઝાલી રાખીને બીજા હાથવડે એક ન્હાનકડી ઓરડીનાં બારણાં ઉઘાડ્યાં. એ ઓરડીમાં ભીષણ અંધકાર છવાયલો હતો. માહતાબે કહ્યું કે;-"ચાલ-અંદર જા."

જાણે પ્રત્યક્ષ મૃત્યુના દ્વારમાં આવી ઉભો હોયની, તેવી રીતે માહરૂના પગ થરથર કંપવા લાગ્યા. તેને અચકાતો અને વિલંબ કરતો જોઇને તે હબશણે તેને એક તણખલાની પેઠે ઉપાડીને ધડાક દેતો કે તે અંધાર કોટડીમાં નાખી દીધો, અને તત્કાળ બારણાંને બંધ કરી તાળું મારીને તે ત્યાંથી ચાલતી થઈ ગઈ.

---

## તૃતીય પરિચ્છેદ

### પયગામ

પ્રાતઃકાળ થઈ ચૂકયો હતો. તે પર્વતમાંનાં ન્હાનાં મોટાં હજારો પક્ષીઓ પોતાના મધુર કલરવથી દશ દિશાઓને નિનાદિત કરવા લાગ્યાં હતાં. પક્ષીઓના મંજુલ કૂજન અને પ્રાતઃકાલિક શીતલ વાયુના સ્પર્શથી સલીમા બેગમ નિદ્રામાંથી જાગ્રત થઈ. તેણે નેત્રો ઉઘાડીને જોયું તો, તે પોતે પોતાનાં જ મહાલયમાં સુસજ્જિત પલંગપરની સુખશય્યામાં સૂતેલી હતી, એમ તેના જોવામાં આવ્યું. ગત રાત્રિના સમયમાં નિદ્રિત થવા પૂર્વે જે જે બનાવો બન્યા હતા, તે સર્વ બનાવો ધીમે ધીમે તેના સ્મરણપથમાં આવવા લાગ્યા. પરંતુ તેનું મસ્તક બહુ જ બધિર અને જડ તથા ચિત્ત ભારાકાન્ત થયેલું હોવાથી, પોતાના મનમાં એ બધી શી ગડબડ ચાલતી હતી, એના રહસ્યને તે પોતે પણ સમજી શકતી નહોતી. તે મનોગત કહેવા લાગી કે;-"સાકીએ આપેલી શીરાજી શરાબ બહુ જ તીવ્ર હોવી જોઇએ.

રાત્રિથી જ ખુલ્લી પડેલી એક બારીમાંથી સલીમાએ એક વાર આકાશ પ્રતિ દૃષ્ટિ દોડાવી. વિશાલ નીલ આકાશના એક ખૂણામાં કેટલાક ન્હાના ન્હોના મેઘખંડો એકઠા થયેલા હતા. નિર્દય વાયુએ તે મેઘસમુદાયને આમ તેમ વિખેરી નાખીને તેમની સર્વ પ્રકારે દુર્દશા કરી નાખી. નભોમંડળમાં કૃષ્ણ બિન્દુ સમાન દેખાતાં બે ચાર પાર્વતીય પક્ષીઓ ઉડતાં હતાં. મધુર બાલરવિનાં કોમળ કિરણો મેઘોના અંગપર જાણે થોડી થોડી સુવર્ણવૃષ્ટિ જ કરતાં હોયની, એવો આદર્શ દેખાતો હતો. સારાંશ કે, સૃષ્ટિ સુંદરી એ પ્રભાત કાળમાં સર્વથા હાસ્ય-

મય અને ઉત્સવપૂર્ણ દેખાતી હતી. પરંતુ સલીમાના હૃદયમાં કોઈ એક ભયંકર વિષણ્ણતા અથવા ઉદાસીનતાની છાયા પ્રસરેલી હોવાથી આ આનંદજનક દૃશ્યનું તેના મનમાં કાંઈ પણ પરિણામ થઈ શક્યું નહિ. તેણે શય્યામાં પડી રહીને જ સાદ કર્યો કે;—"સાકી, ઠંડા પાણીનો એક પ્યાલો લાવ જોઈએ."

સાકી આવી નહિ તેમ જ અન્ય કોઈ બાંદીએ પણ કાંઈ જવાબ ન આપ્યો. સલીમા અસ્ફુટ સ્વરથી બબડવા લાગી કે;—"મુઈ, બધી દાસીઓ અત્યારે ક્યાં મરી ગઈ!"

જાગ્રત થઈ ત્યારથી જ સલીમાને બહુ જ ગ્લાનિ થવા લાગી હતી. ઉત્સાહશૂન્ય હૃદયથી અંતે તે શય્યામાંથી ઊઠીને સ્નાનગૃહમાં ગઈ. મુખમાર્જન આદિ પ્રાતર્વિધિનાં સર્વ ઉપકરણો ત્યાં તૈયાર જ હતાં. સ્નાન આદિ પ્રાતઃકાલિક સર્વ ક્રિયાઓની સમાપ્તિ કરીને સલીમાએ અન્ય વસ્ત્રો પરિધાન કર્યાં. એ પછી પોતાના સુંદર મુખને જોવામાટે તે ત્યાં જ રાખવામાં આવેલા એક પ્રશસ્ત દર્પણ સમક્ષ ગઈ, તો ત્યાં તેને એમ દેખાયું કે, તેનું નિત્ય સુંદર દેખાતું મુખમંડળ આજે કાંઈક મલિન થએલું હતું અને નેત્રપ્રાંતમાં કાલિમા આવેલી હતી. સલીમા પોતાની મુખાકૃતિમાંના એ પરિવર્તનને જોઈને પોતાના મન સાથે જ બોલવા લાગી કે;—"ગત રાત્રિની શીરાઝી બહુ જ તીવ્ર હતી એમ સ્પષ્ટ જણાઈ આવે છે. ચાલો ત્યારે હવે બાગમાં જઈને ખુલ્લી હવામાં જરાક ફરીએ કે જેથી બદનમાં કાંઈક ફરાગત થાય અને હોશિયારી આવે."

સલીમા પરદાને ખસેડીને દરવાજા બહાર આવી, પણ ત્યાં એક હબશણ હાથમાં નાગી તલ્વાર લઈને પહેરો ભરતી તેને દેખાઈ. બેગમને જોતાં જ અદબથી તેણે માથું નીચું નમાવ્યું. સલીમાએ ભ્રુકુટીને જરાક વક્ર કરીને પૂછ્યું કે;—"તું અહીં શામાટે આવી છે અને તને કોણે મોકલી છે?"

"હું શહનશાહના હુકમથી જ અહીં આવી છું, બેગમ સાહબા!" હબશણે જવાબ આપ્યો.

"શહનશાહના હુકમથી? તેઓ ક્યારે પધાર્યા?"

"લગભગ અડધી રાત વીત્યા પછી."

"કાલે રાતે? ત્યારે મને તેમણે કેમ ન બોલાવી?"

"એ વિશે મારાથી કાંઈ કહી શકાય તેમ નથી. તેમના મનની વાત તેઓ પોતે જ જાણે; આપણે શું જાણીએ!"

સલીમા એક અભિમાનિની અબલા હોવાથી આ વાર્તા જાણતાં તેના મનમાં કાંઈક વિષાદ થયો. જેની માર્ગપ્રતીક્ષા

તલ્લીન રાખીને તે કઠિનતાથી દિવસ તથા રાત્રિનો સમય વીતાડતી હતી, તે પોતાના પ્રાણવલ્લભના મનમાં અહીં આવ્યા છતાં એકવાર પણ પોતાનું સ્મરણ ન થાય, એ જાણીને સનીમાના હૃદયમાં અતિશય ખેદ થવા લાગ્યો પરંતુ આ ક્ષણે વધારે કાંઈ પણ ન બોલતાં પોતાના ખેદને તેણે મનમાં ને મનમાં જ દબાવી રાખ્યો તેણે વિચાર કર્યા કે – "જેમનો વ્યવહાર કેવળ સૌન્દર્યના બાજાર સાથે જ હોય, તેઓ પવિત્ર સ્વર્ગીય પ્રેમના મૂલ્યને કેમ કરીને જાણી શકે વારુ? મારા આ વિષાદ અને અભિમાન આદિ વ્યર્થ છે ' તેણે હબશણને પૂછ્યું કે –"આલમ પનાહ અત્યારે ક્યાં છે?"

"શહનશાહ જીનત બેગમના મહાલયમાં પધાર્યા છે" ઉત્તર મળ્યું

'ઠીક, ઠીક જીનત બેગમના ધન્યભાગ્ય જ માનવા જોઇએ '

આટલું બોલતાં જ સનીમાએ દાબી રાખેલી અભિમાનજ્યોતિ એકાએક સળગી ઉઠી અને તે પણ કાંઇક પ્રગલ્ભતાથી જ તેણે પૂછ્યું – "મારી દાસી ક્યાં ગઈ?'

"કઈ દાસી? નામ આપો એટલે તરત બોલાવું"

"નવીન દાસી સાખી"

સનીમાના જોવામાં ન આવી શકે એવી રીતે કાળી હબશણે કિંચિત્ હાસ્ય કર્યું અને પોતાના મનમાં જ તે કહેવા લાગી કે,–"માફીપર બેગમ સાહબાનો ઠીક પ્યાર દેખાય છે ને શું?' એ પછી તે સનીમાને ઉદ્દેશીને બોલી કે –'તે તો અત્યારે કેદખાનામાં વિરાજે છે"

"કેદખાનામાં! તું ગાંડીબાંડી તો નથી થઈ ગઈ ને? તેને કેદખાનામાં કોણે મોકલી?" સનીમાએ અતિશય આશ્ચર્યચકિત થઇને કહ્યું

'શહનશાહે પોતે જ'

"મારા સરતાજે?"

"જીહા–બેગમ સાહબા!'

"તેના કયા ગુનાહમાટે તેને કેદખાનામાં મોકલવામાં આવી છે, એની તને કાંઈ ખબર છે ખરી કે?"

હબશણ મોઢું છુપાવીને પાછી હસી અને મનોગત કહેવા લાગી કે,-"બેગમ સાહબા ઢોંગ પણ બરાબર કરી શકે છે અજાણપણું બતાવીને સજામાંથી છટકી જવાની યુક્તિ તો ખાસી મજાની શોધી કાઢી છે!' પછી તે બેગમને સંબોધીને બોલી કે –"તેના ગુનાહની તો મને કાંઈ પણ ખબર નથી, ખાતૂન!'

"ત્યારે તે કેદખાનાની કોટડીની ચાવી મને લાવી આપ હું તેને મુક્ત કરીશ મારા હાથે તેની મુક્તિ થવાનું સાંભળીને શહન

શાહ કોઈને કાંઈ પણ કહેવાના નથી, એ વિશે મને ખાત્રી છે." સલીમાએ કહ્યુ

હબશણ પુનઃ મનમા બોલી કે,–"મે પણ જગતનો ઘણો અનુભવ લીધો છે, પણ આવી નિર્લજ્જતાનો અનુભવ તો આજે જ મળ્યો બાઈ!' તેણે બેગમને જણાવ્યુ કે,–"બેગમ સાહબા, આ બાંદીના ગુનાહની માફી આપશો આપની સાથે વધારે બોલવાની મને શહનશાહની મનાઈ છે. આપની હુ મતના દિવસો આજે પૂરા થયા છે!"

"મારી હુકૂમતના દિવસો પૂરા થયા છે, એટલે એથી તુ શુ કહેવા માગે છે?"

"એટલે એ જ કે, શહનશાહના હુકમથી આપ પોતાના આ મહાલયમા એક કયદી છો!'

સલીમા દીર્ઘ નિઃશ્વાસ નાખી અસ્ફુટ સ્વરથી કહેવા લાગી કે,–"એ ખુદા! છેવટે અંજામ તો આ જ આવ્યો ને!' થોડા વખત પછી રોષદૃષ્ટિથી તે હબશણ તરફ જોતી તે પૂછવા લાગી કે,–"મારા કયા અને શા અપરાધમાટે મારી આવી દુર્દશા કરવામા આવી છે, એ વિશે તું કાંઈ જાણે છે ખરી કે?"

"ક્ષમા કરો, બેગમ સાહબા, મારાથી તે બધો ભેદ ખોલીને કહી શકાય તેમ નથી."

નિત્યના ઉત્ફુલ્લ કમલ સમાન બેગમના મુખમંડળમા આ ક્ષણે ભીતિથી આવેલી મલિનતાને જોઇને તે કઠોર હબશણનું અંતઃકરણ કાંઇક પીગળ્યુ ગતરાત્રિનો કેટલોક વૃત્તાંત માહતાબના મુખથી તેના જાણવામા આવ્યો હતો, તે ઉપરાંત બીજુ કાંઈ વિશેષ તેના જાણવામા આવ્યુ નહોતું છતા જે કાંઇ તેના જાણવામા આવ્યુ નહોતુ તે તેણે પોતાની કલ્પનાના સાહાય્યથી જાણી લીધુ હતુ સલીમાની એ દયાજનક દશાને જોઇને તેણે પોતાના મનને જ પૂછ્યુ કે,–"ત્યારે શુ બેગમ સાહબા બેગુનાહ છે કે?'

સલીમા વ્યાકુળતાથી તેનો હાથ ઝાલીને કહેવા લાગી કે,–"આ બહુમૂલ્ય મોતીનો કંઠો હું તને બક્ષીસ તરીકે આપુ છુ, માટે આ બધો શો ગોટાળો છે તે મને સમજાવીને કહી સંભળાવ"

"સાકી નામની જે દાસી આપની તહેનાતમા હતી, તે ઔરત નથી–તે છદ્મવેશી પુરુષ છે!'

આટલુ બોલીને હબશણે તીવ્ર દૃષ્ટિથી બેગમની મુખચર્યાનું અવલોકન કરવા માડ્યુ કારણ કે, તેના મનમાનો સંશય અદ્યાપિ સર્વથા દૂર થયો નહોતો.

આ વૃત્તાંત સાંભળીને સનીમાના નૈસર્ગિક વિશાળ નેત્રો વિસ્મયથી વધારે વિશાળ થયાં તે બુદ્ધિહીન બનીને બોલી કે,-"શું, સાખી પુરુષ? કદાપિ ન બની શકે તેવી અસંભવનીય વાર્તા! તેનું તે સુંદર કોમળતા પરિપૂર્ણ મુખમંડળ, તેનો મધુર અને મોહક કંઠસ્વર અને તેના સનજ્જ હાવભાવોને જોતા તે પુરુષ હોઈ શકે જ નહિ, એમ કોઈ પણ કહી શકશે! તને શું કહું? મારી સાથે પણ લજ્જાના યોગે તે કદાપિ વધારે વાતચીત કરતી નહોતી '

"ત્યારે તેણે આપને ખરેખર ઠગ્યા છે!'

"મારું, પછી શું થયું તે કહે જોઈએ?"

"રાત્રે શહનશાહ શિકારપરથી જેવા પાછા ફર્યાં કે તરત સીધા આપના રંગમહાલયમાં આવ્યા વચ્ચે શો બનાવ બની ગયો તે વિશે હું કાંઈ પણ જાણતી નથી, પણ લગભગ એક ઘટિકા પછી શાહે માહ તાબને એકદમ અંદર બોલાવી-અંદર જવા પછી માહતાબે જોયું તો આપ પલંગપર સૂતેલા હતા, શહનશાહ પાસે જ ઊભેલા હોઇને ગુસ્સાથી બળતી આગ પ્રમાણે લાલચોળ થઈ ગયા હતા અને છદ્મવેશી સાખી તેમની આગળ નીચું મુખ કરીને ઊભી હતી-શહનશાહના ફર્માનથી તે મર્દને તહખાનામાંના કયદખાનામાં પૂરી રાખવામાં આવ્યો છે!'

આ સમસ્ત વૃત્તાંત સાંભળીને સનીમા થરથર કંપવા લાગી તેણે કઠોર સ્વરથી પૂછ્યું કે,-"તે પાપી ચાંડાલ કોણ છે? મારો આવી રીતે સર્વ પ્રકારે નાશ કરવામાટે તે મારો પૂર્વજન્મનો કોઈ વૈરી જ અવતરેલો હોવો જોઇએ!'

"તેનું નામ માહરૂ છે, એમ મારા સાંભળવામાં આવ્યું છે." હમશાણે કાંઇક વિચાર આવવાથી કહ્યું.

સનીમાનું માથું ભમવા લાગ્યું. તેનાથી ત્યાં ઉભા રહી શકાતું નહોતું. સહસ્ર દાવાનળોની જ્વાળા પ્રમાણે તેનું હૃદય બળીને ભસ્મીભૂત થવા લાગ્યું તે ઉતાવળથી પોતાના શયનમંદિરમાં આવવામાટે ત્યાંથી ચાલતી થઈ, પરંતુ તેના પગ ઉપડતા જ નહોતા જાણે તેના પગ લોઢાની સાંકળથી જકડાયલા હોયની' મહાપરિશ્રમથી તે મહાલયમાં આવીને દ્વાર પાસે જ પડી ગઇ ક્ષણે ક્ષણે તેને મૂર્છા આવવા લાગી

મૂર્છામાંથી સાવધ થયા પછી સનીમાએ જોયું તો તે પોતાના પલંગપર પડી હતી, અને એક દાસી તેના શરીરપર ધીમે ધીમે હાથ ફેરવ્યા કરતી હતી ચેતના આવ્યા પછી સનીમાના હૃદયમાં વૃશ્ચિકદંશ સમાન તીવ્ર વેદના થવા લાગી તે મનોગત કહેવા લાગી કે,-"માહરુ, અને તેં જ મારા સર્વ સુખોનો સંહાર કરી નાખ્યો ને? જગતની દૃષ્ટિમાં

તો મને તેં ચિરકલંકિની જ બનાવી દીધી! તારા હાથે આ સાહસ થયું જ કેવી રીતે? પોતાના પવિત્ર ચરિત્રમાં આવા કલંકને ધારણ કરીને હવે જીવવામાં પણ શો લાભ છે? જ્યાં હું સમ્રાજ્ઞીપદપર આરૂઢ હતી, ત્યાં જ એક ક્ષુદ્ર દાસીના અવતારમાં રહીને મારે દુઃખ અને અપમાનમાં જ મારું જીવન વીતાડવું કે શું? કદાપિ નહિ. માલૂમ, તારા તે સર્વ ગુણો ક્યાં ચાલ્યા ગયા? તારું પવિત્ર ચરિત્ર અંતે આટલું બધું અપવિત્ર અને કલુષિત થઈ ગયું? ઓ ખુદા, ઓ પરવરદિગાર, મારા પાપ કે પુણ્યનો સાક્ષી તું જ છે—હું સર્વથા નિર્દોષ અને નિષ્કલંક છું, એ તું તો સારી રીતે જાણે જ છે. મેં જાણી જોઇને કદાપિ મારા સતીધર્મથી વિરુદ્ધ આચરણ કર્યું નથી. પરંતુ એક બેગમના જનાનખાનામાં—તેના શયનમંદિરમાં—થી એક છદ્મવેશી પુરુષ અને તે પણ વળી મધ્યરાત્રિના સમયમાં પકડાય, એ કાંઈ જેવી તેવી ઘટના નથી! હું નિષ્કલંક હોવા છતાં શહનશાહનો મારી તે નિષ્કલંકતામાં વિશ્વાસ ન બેસાય એ સ્વાભાવિક છે!"

. થોડી વેળા નિઃસ્તબ્ધતામાં વીતાડ્યા પછી પુનઃ તે મનોગત વિચારનો વ્યાપાર ચલાવવા લાગી કેઃ—"જો શહનશાહનો મારામાં ખરેખરો પ્રેમ હોત, તો આ વિશે એકવાર પણ મને પૂછીને તેમણે ખુલાસો કરી લીધો હોત. પણ મને આ વિશે એક શબ્દ પણ ન પૂછતાં તેઓ એકદમ ચાલ્યા ગયા, એ દાગ મારા દિલમાંથી કેમ કરીને ભૂંસાય વારુ? હાય હાય—આજે મારા સૌભાગ્યનો સર્વથા નાશ જ થઈ ગયો. તે હબશણનાં વચનો અક્ષરે અક્ષર સત્ય હતાં—મારી હુકૂમતના દિવસો આજે પૂરા થયા! જો આ કલંક ન જાય, તોપછી મારા જીવવાથી લાભ જ શો? હવે તો મૃત્યુ જ મારો પરમ મિત્ર!—પરંતુ આ યૌવનના વસંતકાળમાં મારા મનના મનોરથો પૂર્ણ થયા વિના જ મરી જવું એ યોગ્ય છે ખરું કે? આ માનવદેહ વારંવાર મળવાનો છે ખરો કે? નહિ નહિ, આવા વિચારો હવે કરવા પણ ઉપયોગના નથી. શહનશાહનાં ચરણોમાં પડીશ, તેમને બધો વૃત્તાન્ત કહી સંભળાવીશ અને તેમના સંશયને ટાળીશ; આમ કરવા છતાં પણ તેમનું મન શું મારા વિશે સ્વચ્છ નહિ થાય કે? આટલું બધું તો તેમનું મન કઠોર નથી જ, અને આટલું કરવા છતાં પણ જો તેમના મનમાંનો સંશય દૂર નહિ થાય, તો પછી વિષપાન કરીને જીવનવિસર્જન કરતાં શો વિલંબ લાગવાનો હતો વારુ?"

સલીમા પલંગપર ઊઠીને બેઠી થઈ. એટલે દાસી તેને કહેવા લાગી કે;—"બેગમસાહબા, ઊઠશો નહિ. આપના મસ્તકમાં એક મોટો આઘાત થએલો છે."

સલીમા કિંચિદ્ હસી. આવા દુ:ખના સમયમાં પણ તેને હસવુ આવ્યુ તે મનમાં જ કહેવા લાગી કે,–"દાસી, જે આઘાત મારા હૃદયમા થએલા છે, તેની યાતનાની તારાથી કલ્પના કરી શકાય તેમ નથી!"

ભયંકર મેઘોના વિખરાઈ જવા પછી જેમ સમુદ્ર શાંત થાય છે તેવી જ અત્યારે સલીમાના હૃદયની અવસ્થા થઈ હતી તેણે વિચાર કર્યો કે,–"જે પ્રેમના વ્યવસાયને સ્વીકારે છે, તેને અવશ્ય હીનતાનો જ સ્વીકાર કરવો પડે છે. શહનશાહમા મારો પ્રેમ છે–તે આખા હિંદુસ્તાનના બાદશાહ છે અને હુ તેમની એક સાધારણ દાસી–પ્રજાજન છુ! હુ કિસ ખેતકી મૂલી? અર્થાત્ તેમના ચરણોમા મસ્તક નમાવતા મારી શી માનહાનિ થવાની હતી? તેઓ મારા ચરણોમા પડી મારી પ્રાર્થના કરતા હતા તે દિવસ હવે ગયા! પણ તેમની સાથે મારી મુલાકાત કેવી કેવી રીતે થઈ શકે?" થોડીવાર પછી તે અમુક એક નિશ્ચયપર આવી, "હા–એક પત્ર લખીને હુ તેમને એકવાર મારી પાસે બોલાવવાનો પ્રયત્ન કરીશ અને જો તેઓ નહિ જ આવે, તો પછી જેમ મારા મનમાં આવશે તેમ હુ વર્તીશ."

પત્ર લખીને સલીમાએ એક લિફાફા–પરબીડિયા–મા બધ કર્યુ અને તેની ઉપર પોતાની મોહોર કરી. ત્યાર પછી એક દાસીને બોલાવીને તેણે કહ્યુ કે,–"આ પત્ર ઝીનત બેગમના મહાલયમાં જઈ શહનશાહના પોતાના હાથમા જ આપજે. હ–પણ જવાબ લીધા વિના પાછી ન આવીશ."

દાસી હુકમને માથાપર ચઢાવીને ચાલતી થઈ. ત્યાર પછી સલીમા પોતાના શયનમંદિરના દ્વારને બધ કરીને અશ્રુપૂર્ણ નયનોવડે આકાશ પ્રતિ મુખ કરીને હસ્તદ્વય જોડી પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગી કે,–"ઓ પાક પરવરદિગાર, મારી માનખડના ન થાય, એવી મારાપર કૃપા કર હવે તારા વિના મારો બીજો વસીલો કોઈ પણ નથી. મારા આમત્રણને માન આપી શહનશાહ તરત અહીં પધારે, એટલી જ માન મારી યાચના છે તુ શહનશાહના મનમા અહીં આવવાની પ્રેરણા કરજે. મારી જીવનશૃંખલાને તોડનાર કે સાધનાર કેવળ તુ જ છે!"

---

## ચતુર્થ પરિચ્છેદ
### સપત્નીમત્સર

વાચકો, ચાલો ત્યારે આપણે હવે જરા ઝીનત બેગમના મહાલયમાં જઇએ. ફર્શપર બસરાની બનાવટના સુંદર ચિત્રમય ગાલીચા પ રેલા હતા અને તેમના બદમ ... હાશિ કારી ... વ ... ઝીનખાબ ...

ચાદરો વિસ્તરેલી હતી; તેની ઉપર અતુલ રૂપરાશિની ઝીનત બેગમ બેઠેલી હતી અને તેની પાસે જ દીનો દુનિયાનો માલિક બાદશાહ શાહજહાન એક મખમલના તકિયાપર મસ્તકને ટેકાવીને આડો પડેલો હતો.

"પ્યારી ઝીનત, ઠંડી શીરાઝીનો એક જામ બીજો પણ આપ જોઇએ. આજે કાંઇક બહુ જ તરસ લાગવા માંડી છે. પહેલાં આપ્યું તે શરબત તો બહુ જ ગરમ હતું. શીરાઝીથી હું ધારું છું કે, તરત નિદ્રા આવી જશે." બાદશાહે બેગમને ઉદ્દેશીને કહ્યું.

મહાલયની દરેક બારીમાં ભિન્ન ભિન્ન પ્રકારના દીપકો ટાંગેલા હતા અને તેમનાપર પારદર્શક લીલા રંગના રેશમી પડદા નાખી દેવામાં આવ્યા હતા. અર્થાત્ એ લીલા રેશમી પડદાઓમાંથી જ દીપકોનો આલ્હાદજનક નીલપ્રકાશ મહાલયમાં સર્વત્ર પ્રસરતો હતો. સમસ્ત મહાલયમાં ગુલાબનો સુગંધ પૂર્ણતાથી પ્રસરેલો હતો. સંગેમરમરના આસનપર ન્હાના ન્હાના ફુવ્વારા રાખેલા હતા, તેમાંથી મધુરગંધયુક્ત ગુલાબજળ મોતીઓની શેર પ્રમાણે ઉડતું હતું અને તે નીચે રાખેલાં સુવર્ણપાત્રમાં આવી પડતું હતું. એક બાજૂએ સુવર્ણદંડપર નિદ્રાના મદમાં આવેલો ભીમરાજ પક્ષી આંખો મીચીને ઝોકાં ખાતો હતો; અને બીજી બાજૂએ રંગેલા અંગવાળો બુલબુલ પક્ષી એક શબ્દ પણ ન કરતાં પાસેના સુવર્ણના વાડકામાં રાખેલા દાડમના દાણા ઝટઝટ ખાવામાં લીન હતો. ત્રીજે ઠેકાણે વળી મેના અસ્ફુટ શબ્દોથી કાંઇક બોલ્યા કરતી હતી.

બાદશાહ નેત્રોને મીચી રાખીને જ બોલ્યો કે;–"ઝીનત, પ્રાણેશ્વરી, જરાક સિતાર કે બીન કાઢ જોઇએ. તારા કોમળ હસ્તથી તે વગાડી તેના ઝણત્કારથી મારા તપ્ત હૃદયને શાંત કર. આજે મારું મન કશામાં પણ પરોવાતું નથી અને તેનું કારણ શું હશે તે સમજાતું નથી."

ઝીનત બેગમ ખરેખર જ એક અનુપમ સુંદરી હતી. તેનો બાંધો ઘાટદાર અને કદ ઠીંગણું હતું. નીલવર્ણ અવગુંઠન–બુરકા–ને ભેદીને ઝીનત બેગમની સૌન્દર્યજ્યોતિના તીવ્રતરંગો બહિર્ભાગમાં પ્રવહિત થતા હતા. પોતાના ભ્રૂધનુષ્યમાંથી બાદશાહના હૃદયપર તીવ્ર બાણોનો વર્ષાદ વર્ષાવતી, પૃષ્ઠ ભાગે લટકતા ઘનકૃષ્ણ કેશકલાપને ગર્દનના ઝોકા સાથે વધારે અને વધારે ડોલાવતી અને પોતાના બિમ્બફળ સમાન અધરપ્રદેશમાં મધુર સ્મિતની છટાને લાવતી ઝીનત બેગમ પોતાના બીનને લઈ આવી. સ્વરોને મેળવવામાટે બીનની ખુંટીઓને ફેરવતાં તે સુંદરીની ગ્રીવા પણ ભિન્ન ભિન્ન પ્રકારે ડોલવા લાગી. જ્યારે બીનમાંથી વિરુદ્ધ સ્વર નીકળતો, ત્યારે તેના મુખમંડળમાં કાંઇક વિરક્તતાનો ભાવ દેખાતો હતો; પરંતુ જ્યારે સ્વરોની એકતાનતા અને જમાવટ થતી, ત્યારે તેની હસિત મુદ્રામાં

સંતોષના ચિન્હો પ્રકટ દેખાઈ આવતા હતા, તેના કમળતુલ્ય નેત્રો અને સિગોષ્ટામા સ્ફુરણનો ઉદ્ભવ થતો હતો

બીનના સ્વરોની એકતાનતા થઈ ગઈ અને તેના એકેએક પડદામા રાગરાગિણીની જીવનશક્તિ જાગ્રત થવા લાગી મૃદુ મૃણાલ સમાન કોમળ અને કંકણવિભૂષિત પોતાના ડાબા હાથમા બીન લઇને જમણા હાથના આગળથી તે યૌવનભારાક્રાત રમણી તેના તારોને છેડવા લાગી પ્રત્યેક ઝણત્કારમા સપ્ત સ્વરોના તરંગો ખેલવા લાગ્યા બાદશાહ પણ્યો પણ્યો જ "વાહ વાહ! કયા બાત હય! આફરીન્!" આદિ ઉત્તેજનવાચક શબ્દો વડે વચ્ચે વચ્ચે તેને પ્રોત્સાહન આપતો જતો હતો આજે ઝીનત બેગમના હૃદયમા અપૂર્વ આનન્દનો આવિર્ભાવ થયો હતો આજે ઘણા લાબા સમય પછી સનીમા બેગમના દૃઢ પ્રેમપાશમાંથી બાદશાહની તેણે મુક્તિ કરી હતી આજે શહનશાહ તેની સાથે એવા પ્રકારનો વાર્તાલાપ કરતો હતો કે, તેથી તેનુ એ સૌખ્ય ચિરસ્થાયિ થશે, એવી પ્રબળ આશા ઝીનત બેગમના હૃદયમા ઉત્પન્ન થઈ હતી આ સમયે ઝીનત પોતાના વીણાવાદનમા સર્વથા તલ્લીન થઈ ગઈ હતી. મનમાનો આનન્દ મનમા સમાતો ન હોવાથી વીણાના સ્વરસાથે પોતાના મજુલ કરંઠને મેળવીને તે નીચે પ્રમાણે ગાવા લાગી,

અશઆર

'બહાર આઈ હય હરસૂ રંગરલિયોંકા જમાના હય
જબાંપર બુલબુલોંકે શાદિયે ગુલકા તરાના હય,
ચમક દેતે હયઁ કયા પાની નરે ગુલ્હ શૈરાનમેં,
ટપ્રી હયઁ મેતિયોંકી ઝાનરેં સોહરાકે દામનમેં,
મુનૈયન દંત જમીનો ગોહ રોં મખમલીસે હય,
સદા આતી મુબારકબાદકી હરદર કનીમે હય!

સગીત

'ચલતી ચપલા ચચલ ચાલ સુન્દરિયા અનમેલી,
લેચનરસમાતી ડોલે, બયનન અમરત રસ ઘોલે,
આની, સગમા બન મડલ ઍલી-ચલતી
એક તો નયના મદભરે, દૂજે અજન સાર,
યે બૌરી કઇ દેત હય, મતવારની હથિયાર,
આહાહા શાનોવાલી ઓહોહો બોલી બાની,
આની બેલસી હય નાર નવેલી'-ચલતી

આ સંગીતની સમાપ્તિ કરીને ઝીનત બેગમ બીજા ગાયનનો આરભ કરવા જતી હતી, એટલામા એક અચાનક વિઘ્ન આવીને ઉપસ્થિત થયુ એક દાસીએ આવીને એક પત્ર બેગમના હાથમા આપ્યુ બેગમે પૂછ્યુ કે –"આ! ભલો કોનો છે?"

"સલીમા બેગમ સાહબાએ જહાંપનાહને આપવામાટે આ રુક્કો મોકલ્યો છે, અને એનો જવાબ મળે ત્યાં સુધી અહીં જ થોભવાનું મને કહેલું છે" દાસીએ ઉત્તર આપ્યું

શાહજહાન આ વેળાએ કેટલેક અંશે મદિરાની માદકતાથી અને કેટલેક અંશે જીનત બેગમના કોમળ કંઠમાંથી નીકળેલા મધુર સંગીતની મોહિની શક્તિથી અર્ધસુપ્ત અવસ્થામાં શય્યામાં પડેલો હતો જીનતે એકવાર બાદશાહ પ્રતિ સતર્ક દૃષ્ટિપાત કરીને મનમાં ને મનમાં જ તે પત્ર વાંચવા માંડ્યું તેમાં લખ્યું હતું કે,—

"જીવિતેશ્વર,

"આ આપની દાસી ગુનાહગાર નથી મારાપર જે કલંકદોષ આવેલો છે તે નિર્મૂળ અને અસત્ય છે. હું સર્વથા નિર્દોષ છું. આલમપનાહનું મન મારા વિશે વિનાકારણ કલુષિત થએલું છે, એમ હું દૃઢતાથી પણ નમ્રતાયુક્ત કહું છું.

"જે વેળાએ આપના હૃદયમાં સંશયપિશાચનો પ્રવેશ થયો, તે વેળાએ જ આ દાસીને એકવાર પૂછીને સંશયનો નિર્ણય કરી નાખ્યો હોત, તો તે શું ન બની શકે તેવું હતું? આપનો મારામાંનો વિશ્વાસ આટલી ત્વરાથી ઉડી ગયો, એ કેવળ મારા મહદ્ દુર્ભાગ્યનું જ પરિણામ!

"જેતીપનાહ, આ અભાગિનીપર આટલો બધો કોપ શામાટે વારુ? તપાસ કર્યા પછી પણ જો આ દાસી ખરેખરી જ ગુનાહગાર સાબિત થાય, તો પોતાના હાથે જ આપ મને દેહાંતદંડ આપજો પરંતુ મરણ પૂર્વે એકવાર આપના દર્શનની મારા મનમાં અત્યંત ઇચ્છા છે, તે પૂર્ણ કરવાની કૃપા થવી જોઇએ, એટલી જ માત્ર આ દાસીની નમ્ર પ્રાર્થના છે મારી આ આકાંક્ષા પૂર્ણ થયા પછી હું આનંદથી પ્રાણ ત્યાગીશ વધારે શું લખું?

હતભાગિની સલીમા"

આ પત્ર વાંચીને જીનત બેગમ ઇર્ષા અને કોપના પાવકથી કાષ્ઠ વિના જ બળવા લાગી તેના હૃદયમાં સાપત્નભાવ મૂર્તિમાન્ થઇને એનરા નાગ્યો. મુખ આરક્ત થયું, ભ્રૂકુટી દીર્ઘાયત થઇ, ક્રોધકંપિત અધરપર દંતારોપણ થયું અને તેનું શરીર થરથર કંપવા લાગ્યું. એ સર્વ સપત્ની-મત્સર—સૌકના સાલ—નો જ પ્રતાપ હતો હાય! આજ સુધીમાં એ સપત્નીમત્સરના યોગે આ અવનીતલમાં કેટકેટલા ભયાનક અનર્થપાત થઈ ગયા છે અને થયા કરે છે, એની ગણના થવી અશક્ય છે!

જીનત બેગમના મનમાં ભયંકર વિચારો આવવા લાગ્યા. "જો આ પ્રસંગનો લાભ લઇને એ નાગિનીનું મસ્તક છેદી નાખ્યું હોય, તો

શું ભર્યું ' એ ચાડાનિનીનો અંતઃપુરમાં પ્રવેશ થયો છે, તે દિવસથી અમો બીજી બેગમોને સુખ અને આનંદનો લેશ માત્ર પણ સ્વાદ કદાપિ મળી શકયો નથી એને પોતાનાં સૌન્દર્ય અને લાવણ્યનો અતિશય ગર્વ થઈ ગયો છે ત્યારે અમે તો કુરૂપ અને બુઢ્ઢી બાનડીઓ કેમ? બસ કોઈ પણ ઉપાયે અત્યારે ને અત્યારે જ એનો નાશ કરવો જ જોઈએ પછી જે થવાનું હોય તે થાય! પણ આ પત્ર બાદશાહના નામનું હોવાથી બાદશાહના હાથમાં જવું જ જોઈએ '

તેણે બાદશાહપ્રતિ વક્ર દૃષ્ટિથી જોયું શહનશાહ શય્યામાં પડેલો સુખસ્વપ્નમાં નિમગ્ન થએલો હતો હિન્દુસ્તાનનો સાર્વભૌમ મુગલ બાદશાહ દિલ્હીના રાજપ્રાસાદને છોડીને અર્ધોન્મીલિત નેત્રોથી પર્યો પર્યા જ સ્વર્ગ–પરસ્તાન–ના સ્વપ્નમય રાજ્યમાં ભ્રમણ કરતો હતો ધૈર્ય ધારીને જીનત બેગમે પોતાનાં મુખને શાહના શ્રવણો પાસે લઈ જઈ મૃદુ સ્વરથી કહ્યું કે –' ખુદાવન્દ, આપના નામનો એક રુક્કો આવેલો છે "

બાદશાહે કિંચિત્ નેત્રો ઉઘાડીને એકવાર જીનત બેગમ તરફ જોયું અને અર્ધસ્ફુટ સ્વરથી અચકાતા અચકાતા પૂછ્યું કે,–"રુક્કો? કોનો રુક્કો? પરસ્તાનની કોઈ પરીનો રુક્કો તો નથી આવ્યો ને?'

જીનત કિંચિત્ હસીને બોલી કે,–' આલીજાહ એ બિહિસ્તની કોઈ હૂરનો નહિ, પણ આ જમીનની હૂર અને આપની માનીતી બેગમ સતીમાએ એ રુક્કો આપને મોકલ્યો છે"

શાહજહાનના નેત્રો ઉઘડવાને બદલે વધારે જ મીંચાયા કેટલીક વાર સુધી તેના જવાબની વાટ જોઇને પુન જીનત કહેવા લાગી કે,– ' ગેતીપનાહ, રુક્કો બહુ જ જરૂરી છે એટલે જો જવાબ આપવામાં આવે તો સારુ"

"કોનો રુક્કો આવ્યો છે?' બાદશાહે પુન પૂછ્યું

' સતીમા બેગમનો" બેગમે કહ્યું

સતીમાનું નામ સાંભળતા જ બાદશાહના મુખમંડળમાં ક્રોધ અને વિરક્તિનો મિશ્રિત ભાવ સ્પષ્ટ દેખાવા લાગ્યો મસ્તકને ધૂણાવીને તે બોલ્યો કે –"ફેંકી દે એ રુક્કાને બહાર એ ચાંડાલિનીના હાથથી લખાયેલા નાપાક રુક્કાને સ્પર્શ કરવાની પણ મારી ઇચ્છા નથી!'

જીનતને તો એટલું જ જોઈતુ હતુ છતા સાધુતાનો વિશેષ ભાવ દર્શાવતી તે કહેવા લાગી કે,–"સરતાજ, આમ કરવુ સારુ નથી તેણે મોટી આશા અને ઉત્કંઠાથી જ આ પત્ર પાઠવ્યુ હશે, એટલે તેને આપ જો નહિ વાંચો તો તેના મનમા બહુ જ માઠું લાગશે હું વાંચી સંભળાવું કે?

"આખો રુક્કો વાંચવાની કાંઈ પણ અગત્ય નથી; તેણે જે લખ્યું હોય તેનો સાર જ ટુંકામાં કહી દે એટલે થયું." બાદશાહે કહ્યું.

"એ રુક્કામાં એમ જણાવેલું છે કે, 'મારાં ભાગ્ય તો ફૂટ્યાં, પણ હવે મને મુક્ત કરો.' સમજ્યા કે, આલમપનાહ!" જીનતે બીજો જ સાર સંભળાવીને કહ્યું.

જીનત, જીનત! આ તારો કેવા પ્રકારનો મત્સર! પત્રમાં એવું તો કાંઈ હતું જ નહિ. ખરેખર જીનત રાક્ષસી–જીનત પિશાચિની!!

બાદશાહે મહાપરિશ્રમથી નેત્રો ઉઘાડ્યાં અને ભ્રકુટીને આકુંચિત કરીને તે કહેવા લાગ્યો કે;–"ત્યારે એ પાપિનીના હૃદયમાં એટલું તો જ્ઞાન છે ખરું! તને મુક્ત કરું કે? ચાંડાલિની, હાથીના પગે બંધાવીને તને સદાનેમાટે જ હું મુક્તિ આપી દેવાનો છું, સમજી!"

જીનત બેગમ હસ્તદ્વય જોડીને કહેવા લાગી કે;–"જહાંપનાહ, આપ આખા હિન્દુસ્તાનના માલિક છો અને તે બિચારી એક સામાન્ય સ્ત્રી છે; એટલે આપના કોપને તે પાત્ર નથી. મારી તો એ જ પ્રાર્થના છે કે, તેને છોડી મૂકો. એ કે તે બેવકૂફ અને કમ્બખ્તનસીબ ઔરતનો ગુનાહ તો ઘણો જ મોટો અને માફ ન કરી શકાય તેવો છે, તોપણ તેનો વધ કરવાથી આપના ઉજ્જ્વલ નામને કલંક લાગશે, એનો પણ વિચાર કરવો જોઇએ."

જીનત પોતાના મનમાં તો એ સારી રીતે જાણતી હતી કે, "જો આ તડાતડીના પ્રસંગે આવાં મીઠાં મીઠાં વચનોથી બાદશાહને ઉત્તેજિત કરીશ, તો મારી કાર્યસિદ્ધિ થવામાં ક્ષણ માત્રનો પણ વિલંબ થવાનો નથી." અને તેની એ ધારણા પ્રમાણે તે રાક્ષસીનો ઉદ્દેશ સફળ પણ થયો. બાદશાહે કઠોર સ્વરથી કહ્યું કે;–"જીનત, એ બેસવાપર રહમ કરવાના સંબંધમાં હવે એક શબ્દ પણ ઉચ્ચારતી નહિ! અત્યારે ખુદા પોતે આવીને મને સમજાવે તો તેનું પણ હું કાંઈ માનવાનો નથી. હું કહું તે પ્રમાણેનો જવાબ લખી નાખ!"

"બાદશાહની આજ્ઞા પ્રમાણે જીનત લખવા લાગી;

"બાજારી ઔરત, શું તારામાં શર્મ અને હયા જેવા ગુણોનો લવલેશ પણ નથી કે? અસ્મતને પાણીના મૂલ્યે વેચી નાખીને પાછી મારાપર રુક્કો લખી મોકલે છે? તારા જેવી ડાકિનીઓ માફીની સજાવાર નથી ને નથી જ! આજ પછી હમેશને માટે તને બિયાબાન જેવા જિન્દાનમાં જ રાખવામાં આવશે. તારા ગુનાહની માફી તને આ જિન્દગીમાં તો મળવાની જ નથી. તને બીજી કઈ સજા આપવી તેનો વિચાર હવે પછીથી કરવામાં આવશે."

પત્ર લખાઈ ગયું કે તરત બાદશાહે પોતાની આંગળીમાંથી વીંટી કાઢીને જીનત તરફ ફેંકી તેણે પત્રના અંતમાં રાજમુદ્રાની મુદ્રા કરી દીધી

બાદશાહે કહેલા શબ્દો લખાઈ રહ્યા પછી જીનતે પોતા તરફથી તેમાં નીચે પ્રમાણેના શબ્દો પણ વધારામાં લખ્યા હતા;—

"જો તારામાં લજ્જાનો લેશ માત્ર પણ અંશ અવશિષ્ટ હોય, તો આ રુક્કો વાંચી જહર પાઇને મરી જજે આના વિનાઈ ન શકે તેવા કલંકને મસ્તકપર ધારણ કરીને વિશેષ જીવવાનો પ્રયત્ન કરવો, એ તારા જેવી બેગમને છાજતું નથી!"

આ શબ્દો જીનત બેગમે કાંઈ શા શાહની આજ્ઞાથી લખ્યા નહોતા પત્ર લઇને દાસી ચાલી નીકળી અલ્પ સમયમાં જ જીનત બેગમની કપટપૂર્ણ કાર્યતત્પરતાના પરિણામરૂપ બાદશાહના સહી સિક્કા સાથેનું એક આજ્ઞાપત્ર મોતીમહાલમાં માહનાબ હબશણના હાથમાં આવી પડ્યું તેમાં સનીમાને નિર્જન કારાગૃહમાં રાખવાની બાદશાહની આજ્ઞા લખાયલી હતી

—ooo—

## પંચમ પરિચ્છેદ

### જીવનવિસર્જન

આશાનો પ્રભાવ મહાવિલક્ષણ હોય છે. માનવજીવિતનાં આધારભૂત સર્વ સાધનોનો નાશ થવા છતાં અંત પર્યન્ત કેટલીક આશાનો કોટિ ઉપાયે પણ લોપ થતો નથી દૃષ્ટાંતરૂપે સનીમા બેગમને જ આપણે લઇએ. તેના માન, સન્માન, સંપત્તિ, સુખ, વિલાસ, વૈભવ આદિ સર્વ મહત્તાદર્શક સાધનોનો લોપ થવા છતાં, કેવળ આશાએ જ માત્ર તેના હૃદયનો ત્યાગ કર્યો નહોતો કાંઈ પણ અવાજ થાય કે સનીમા ઉઠીને ઝટ ઊભી થઈ જતી હતી તેને એમ જ ભાસતું કે, "અંતે મારા હૃદયેશ્વરના મનમાં દયા આવી અને મારાપર વ્યર્થ કરાયલા આ દોષારોપની અસત્યતાનો જહાંપનાહને પરિચય થયેલો હોવો જોઇએ તેમના સર્વ સંશયો દૂર થવાથી મને ક્ષમા આપીને તેઓ પોતે જ અહીં પધારે છે!" પરંતુ શાહજહાન કાંઈ આવતો નહોતો અને તેની આશા જતી નહોતી

બહુધા ત્રણ પ્રહર જેટલો દિવસ વીતી ગયો હતો, છતાં પત્ર લઇને ગયેલી દાસી ઉત્તર લઇને પાછી ન આવવાથી ધીમે ધીમે સનીમાની આશાનો લોપ થવા લાગ્યો ધીમે ધીમે તેનું હૃદય શૂન્ય થતું ચાલ્યું. અત્યાર સુધી સનીમાએ ભોજન કરવાની વાત તો દૂર રહી,

પણ પાણીને સુદ્ધાં પણ સ્પર્શ કર્યો નહોતો. દાસીએ નિયમિત સમયે ભોજનના થાળને ઓરડામાં લાવીને રાખ્યો હતો; પરંતુ તેનાપર સલીમા બેગમે કેવળ દૃષ્ટિપાત પણ કર્યો નહોતો. તેણે પોતાના મનમાં એવી દૃઢ પ્રતિજ્ઞા કરી હતી કે;–"જો હૃદયેશ્વર શહનશાહ નાહ જ પધારે, તો ક્ષુધાતુર અવસ્થામાં જ હું મારા પાપી પ્રાણનો અંત લાવી નાખીશ; કારણ કે, સ્વામીની અવકૃપાને પાત્ર થયેલી સ્ત્રીનું જીવન આ સંસારમાં વ્યર્થ અને ભારરૂપ જ છે!"

અંતે વાટ જોવડાવી જોવડાવીને એકવારની તે દાસી આવી લાગી. તેના ઊતરી ગયેલા મુખને જોતાં જ સલીમાએ બાદશાહના પ્રત્યુત્તરનો સાર સમજી લીધો. તેણે દાસીને પૂછ્યું કે;–"શહનશાહ ક્યાં છે?"

દાસીનો કંઠ રુંધાઈ ગયો. તેણે ઉત્તર દીધું કે;–"શહનશાહ પધાર્યા નથી અને પધારવાના પણ નથી." આમ કહીને જીનતનું લખેલું પત્ર તેણે સલીમાના હાથમાં મૂક્યું. સલીમાએ પત્ર ઉઘાડીને જોયું અને જીનત બેગમના હસ્તાક્ષરોને ઓળખતાં જ બધો ભેદ તેના જાણવામાં આવી ગયો. પત્ર વાંચતાં વાંચતાં જ તેની આંખોમાં અંધારી આવવા લાગી. દુઃખ, સંતાપ અને અભિમાન આદિ વિકારના અગ્નિથી સલીમાનું હૃદય બળીને ભસ્મીભૂત થવા લાગ્યું. તેણે દાસીને આજ્ઞા આપી કે;–"તું બહાર જા; હું એકલી જ અહીં પડી રહીશ!" આજ્ઞા પ્રમાણે દાસી બહાર ચાલી ગઈ. સલીમા દ્વારને અંદરથી વાસીને એક શય્યામાં પડી અને ડૂસકાં ભરીભરીને રડવા લાગી.

એ વેળાએ સૂર્ય અસ્તાચલમાં જવાની તૈયારીમાં હતો. જાણે સલીમા જેવી સાધ્વી સુંદરીપર આવી પડેલા સંકટથી ખેદ પામીને પોતાના મુખને તે હિમાલયના પશ્ચિમ ભાગની પાછળ છૂપાવવાનો યત્ન કરતો હોયની! તેવો ભાસ થતો હતો. સુંદરી સલીમા ઊઠીને બેઠી થઈ અને કેટલીકવાર સુધી નિશ્ચળતાથી કાંઇક વિચારમાં નિમગ્ન થઈ ગઈ. તેની મુખશોભા નિરાશાની કરાલ છાયાથી મલિન થયેલી હતી. તોપણ તેના મુખમંડળમાં દૃઢ પ્રતિજ્ઞાનાં સ્પષ્ટ ચિન્હો તો દેખાતાં હતાં જ. પોતાના જીવનનો અંતિમ સંદેશ પોતાના પ્રાણપતિને જણાવવામાટે કલમ અને સિયાહી લઇને તેણે નીચેનું પત્ર લખીને તૈયાર કર્યું;—

"પ્રાણનાથ,

"આપ સર્વના ન્યાયકર્તા હોવાથી આપની આજ્ઞાથી હું વિષપાન કરીને મારા પ્રાણનું વિસર્જન કરું છું. આપની આજ્ઞાનું મેં અક્ષરશઃ પાલન કર્યું છે; પરતુ જીનત બેગમના કુટિલ પ્રપંચના પરિણામે મારા જીવનનું જે શોચનીય પરિણામ થાય છે, તેની કલ્પના મનમાં આવતાં જ

હૃદય ફાટી જાય છે. પણ નાથ, જો આપે પોતે જ મારા સમક્ષ ઊભા રહીને વિષપાત્રને પોતાના વરદ હસ્તે જ મારા મુખ આગળ ધર્યું હોત, તો આ દાસીએ કેવી શાંતિ અને કેવા આનંદથી આપના વદનચન્દ્રમાં ચકોરી પ્રમાણે દૃષ્ટિને સ્થિર કરીને વિષને અમૃત સમાન જાણી, તેના પાનથી પ્રાણને ત્યાગ્યા હોત, એનો આપ પ્રત્યક્ષ અનુભવ કરી શકત–પણ હવે એનો શો ઉપયોગ?

પરવરદિગારના પરમ પાવન પાદપદ્મનુ સ્મરણ કરીને હું આપને વિદિત કરુ છું કે, હુ સર્વથા નિર્દોષ અને નિષ્પાપ છુ આપ સકલ ભારતવર્ષના સાર્વભૌમ અને ન્યાયાધિકારી છો, છતાં આ દીન દાસીના સબંધમા તો આપના હાથે ભયકર અન્યાય જ અપાયો છે, એમ મારે ઇચ્છા ન હોવા છતા પણ નમ્રતાથી વ્યક્ત કરવુ પડે છે. અસ્તુ–હવે જેના ન્યાયના આધારે દીન અને દુનિયા બન્ને ચાલી રહ્યા છે, તે પરવરદિગારના દરબારમાં તો મારો ખરો ઇન્સાફ મળશે જ, એવો મારો દૃઢ નિશ્ચય છે.

"જગતીશ્વર જહાંપનાહ આ પ્રાણ તો એક અત્યત તુચ્છ પદાર્થ છે જે દિવસે આપની સાથે મારો લગ્નસબધ થયો, તે દિવસથી જ આ તુચ્છ પ્રાણ તો આપની ચરણસેવામા જ સમર્પાયલા હતા, એટલે હવે તે પ્રાણને આપની કાર્યસેવામાટે નિરુપયોગી થઈ પડ્યા પછી વધારે વાર ટકાવી રાખવાથી શો લાભ છે વારૂ? અર્થાત્ એટલામાટે જ આપની આજ્ઞાને અનુસરીને આજે હુ મારા અસાર જીવનનુ વિસર્જન કરુ છુ

'મરણ પૂર્વે જો એકવાર આપના દર્શનનો લાભ આ દાસીને મળ્યો હોત, તો આ જગતમાંનું એક અનુપમ સાધ્ય મને પ્રાપ્ત થવાનો સભવ હતો પરતુ એ આશાની સફળતા આ અભાગિનીના ભાગ્યમાં લખાયલી નથી મારા મનમાનો કોઈ પણ હેતુ હવે પૂર્ણ થવાનો નથી મારા કૃષ્ણ અદૃષ્ટે આવીને જેવી રીતે આજે મને ઘેરી લીધી છે, તેવી રીતે જો નિશાનાથ ચદ્રને કૃષ્ણ મેઘો આવીને ઘેરી નહિ લે, તો આજ રાત્રે કેવી શુભ્ર ચદ્રિકાનો વિસ્તાર થશે, તે કહેવાની અગત્ય નથી એવી મિષ્ટ ચાંદનીના પ્રકાશમા શીતલ ચદ્રકિરણોના સૂક્ષ્મ આચ્છાદનને ઓઢી લઇને આનદથી પ્રાણને ત્યાગવાનો આજે કેટલાક દિવસથી મારો મનોભાવ હતો પણ તે હેતુ હવે કેમ કરીને પૂર્ણ થઈ શકે વારૂ? નિર્ઝરણીના મધુર ગાયનને સાભળતા સાભળતા મરવામાં મને અપાર સુખ મળવાનો સભવ હતો, પણ હવે મને નદીતટપર કોણ લઈ જાય? પુષ્પશય્યામા શરીરપર વિમલ જ્યોત્સ્નાની વૃષ્ટિ થતી હોય, તેવા સમયમા આપના ખોળામા મસ્તક મૂકીને પ્રાણને ત્યાગવાનો મારો મનોભાવ હતો, પણ

હવે તે મનોભાવને કોણ પૂર્ણ કરે? અંતે આ હતભાગનીની આપનાં ચરણોમાં એક પ્રાર્થના છે, તે જો ઇચ્છા હોય તો માન્ય કરશો. તે એ કે, મારા મહાલયની ઉત્તરે બારીમાંથી જે ગિરિનદી વહન કરતી દેખાય છે, તે નદીના તીરે ચંદ્રોદયના સમયે મારી લાશને દફનાવવાનો હુકમ આપે ફર્માવવો અને ત્યાં કદાપિ સિપાહી કિંવા પ્રહરીને રાખીને મારા નિર્જન એકાંત વિશ્રાંતિસુખનો ભંગ કરવો નહિ.

"પ્રાણનાથ, મને પોતાની બેગમની બહુ માનવતી પદવી જે દિવસથી આપી, તે દિવસથી આજ સુધીમાં આપે મારા અનેક લાડ કોડ પૂરાં કરીને મને અપાર સૌખ્યનો અનુભવ કરાવ્યો છે, તે આપના ઉપકારોનો બદલો અનેક જન્મમાં આપની દાસી બનીને સેવા કરતી રહું, તોપણ મારાથી વાળી શકાય તેમ નથી. આ અભાગિની આપના સ્મરણમાંથી તો જતી જ રહેશે અને તેમ થાય, એ જ વધારે ઉત્તમ છે. છતાં કોઈ વાર જો ભૂલે ચૂકે આપના હૃદયમાં મારું સ્મરણ થઈ જ આવે, તો તેથી સ્વર્ગમાં આપનાં ચરણોમાં દૃષ્ટિને સંલગ્ન કરી બેઠેલી આ દાસીના મનમાં અનુપમ સમાધાન થશે. અંતે તે દયાઘન પરવરદિગાર આપને નિરંતર સુખ અને આનંદમાં રાખે, એવી તેની અનન્ય ભાવથી પ્રાર્થના કરી હું આપની અંતિમ આજ્ઞા લઉં છું.

"આપની એક સમયની અત્યંત પ્રિયતમા, પણ અત્યારે નિરાધાર અવસ્થામાં મરણના દ્વારમાં પડેલી હતભાગિની

સલીમા."

પત્ર લખાઈ રહ્યા પછી તેને એક પરબીડિયામાં બંધ કરીને સલીમાએ તેનાપર પોતાની મોહોર કરી અને ઉપર બાદશાહનું નામ લખીને તે પરબીડિયાને એક સુવર્ણપાત્રમાં રાખીને એક સુવાસિક પુષ્પરાશિપર મૂકી દીધું. અર્થાત્ તે બાદશાહ કિંવા બીજા કોઇના સહજ જોવામાં આવી શકે, એવા એક સ્થળમાં તેણે તે પાત્ર ગોઠવીને રાખ્યું.

સલીમાની અંગુલિમાં એક બહુમૂલ્ય મુદ્રિકા હતી. એકવાર શાહજહાને પ્રેમના ચિહ્ન તરીકે એ મુદ્રિકા સલીમાને ભેટ આપી હતી. એ મુદ્રિકામાંના ચમકતા હીરાને સતૃષ્ણ નેત્રોથી નિરખીને સલીમા કિંચિદ્ હસી. એ વેળાએ તેના મનમાં પરસ્પર વિરોધી ભિન્ન ભિન્ન વિચારો અને વિકારોનું તુમુલ યુદ્ધ ચાલી રહ્યું હતું. અકસ્માત્ તેનું ચિંતાક્રાંત, મલિન અને તેજોહીન મુખમંડળ કાંઇક પ્રફુલ્લ થયેલું દેખાયું. તે ઉજ્જ્વલ મુખમંડળમાં તેની લાવણ્યજ્યોતિ પુનઃ ચમકવા લાગી અને ગયેલી પ્રફુલ્લતા પાછી આવી. મુદ્રિકામાંના હીરાને ઉદ્દેશી સલીમા કહેવા લાગી કે:-"હે હીરા, મારા હૃદયમાં જઇને તે કેટલું અને કેવું નિષ્કલંક છે,

એ તારા પ્રકાશના યોગે મારા પ્રાણનાથ તથા સમસ્ત જગતને પ્રસક્ષ કરીને બતાવી દે!'

સનીમા એક મહાદઢનિશ્ચયવતી સુદરી હતી જોકે ભિન્ન ભિન્ન મનોવિકારોએ તેના હૃદયમા ભયાનક કોલાહલ મચાવી મૂકયો હતો, તો પણ પતિની આજ્ઞા પ્રમાણે પ્રાણત્યાગ કરવાનો તેનો નિશ્ચય જરા પણ ડગમગ્યો નહિ. 'પ્રેમનો નાશ, આશાનો લોપ અને જીવનાધારનો વિયોગ થયો, એટલે હવે આ સ્વાદહીન સસારમા વધારે વાર રહીને આપણે શુ કરવાનુ છે' એવો તેણે વિચાર કર્યો અતે એકદમ પોતાના નિશ્ચયને દઢ કરીને તેણે હીરાને મુખમા નાખવા માટે હસ્તમા લીધો, તે ગળવા પૂર્વે તેણે આકાશપ્રતિ દૃષ્ટિ કરીને હાથ જોડ્યા, અને અશ્રુપૂર્ણ નયન, દગ્ધ હૃદય તથા અનરુદ્ધ કંઠથી તે કહેવા લાગી કે,-"દયામય પ્રભો, હુ તો હવે આ સસારમાથી ચાલી, પણ મારી નિષ્કલકતાનો તુ તો સાક્ષી છેજ, એટલે તારા ચરણોમા આ દીન દાસીને સ્થાન આપજે તારા આ આટલા મોટા વિસ્તીર્ણ જગતમા જ્યારે મારા જેવી એક ક્ષુદ્ર વ્યક્તિને સ્થાન મળતુ નથી, ત્યારે એ વિના બીજો શો ઉપાય? તુ દીનજનોનો ત્રાતા છે મારા મરણ પછી પણ જો તુ મારી નિર્દોષતા વિશેનો મારા પ્રાણેશ્વરને નિશ્ચય કરાવીશ, તો પણ મારો આત્મા તારો અત્યત આભારી થશે જો તારામા મારો દઢ ભક્તિભાવ હોય અને જો તારા મનમા આ અભાગિની અબળામાટે કાંઈ પણ દયાભાવ વસતો હોય, તો મરણપૂર્વે એકવાર મને મારા પ્રાણનાથના દર્શનનો લાભ મળે, એટલી મારાપર અવશ્ય કૃપા કર."

એવી રીતે અનન્ય ભાવથી પરમેશ્વરની પ્રાર્થના કરીને સનીમાએ તે હીરાને ગળામા ઉતારી દીધો સનીમાએ તે હીરાને ગળામા ન ઉતાર્યો, પરતુ જગતના એક નિઃસીમ રૂપસૌન્દર્યના, અસીમ ગુણગણોના અને પરમ પવિત્રતાના અતુલ પ્રકાશદાયક અત્યુજ્જ્વલ દીપકને જ બુઝાવી નાખવા માટે આનવી નાખ્યો! હીરો પેટમા પહોંચતાં જ કરાલ અને નિર્દય અતકાળે આવીને સનીમાના શરીરપર પોતાના પાશને પ્રસારવાનો આરભ કરી દીધો તેના શરીરમાં અપાર વેદના થવા લાગી, શરીર ગળવા માંડ્યુ, આંખો ઉંડી ઉતરી ગઈ અને માથામાં ચક્કર આવવા લાગ્યા સનીમા પોતાની મરણશય્યામાં વિકલ થઈને પડી ગઈ. કઠ રધાઈ જવા છતાં તે ધીમે સ્વરે બોલવા લાગી કે,-"માદરૂ, તારો મારામાં અગાધ અનુરાગ હતો અને હું પણ તારામા પ્રેમભાવ રાખતી હતી, પણ એ આપણો પરસ્પર શુદ્ધ બધુભગિનીનો પ્રેમ છે, એવી જ મારી ધારણા હતી એ પ્રેમનું આવુ અનિષ્ટ રૂપાન્તર કદાપિ આપણા મનમાં થયુ હતું ખરુ કે?

નહિ જ. પ્રાણેશ્વર શાહજહાન, આ દીન દાસીને ક્ષમા કરો. અજ્ઞાનથી પણ આપના હૃદયમાં આટલું દુઃખ ઉપજાવવાનું હું કારણ થઈ પડી, એમાટે મારા મનમાં પણ અતિશય ખેદ થાય છે; પણ એમાં મારો ઉપાય નહોતો અને નથી. આત્મહત્યા એક મહાપાપ છે, એમ કહેવામાં આવે છે; પણ હું તે પાપની ભાગિની કદાપિ થવાની નથી; કારણ કે, સ્ત્રીમાટે પતિ ગુરુના સ્થાને હોય છે, એટલું જ નહિ પણ ખુદા પછીનો બીજો દરજ્જો પતિનો છે. તે પતિની આજ્ઞાથી જ હું આત્મહત્યા કરું છું, એટલે મને પાપનો સ્પર્શ સુદ્ધાં પણ થવાનો નથી. ઉલટું પતિની આજ્ઞાના પાલનરૂપ પુણ્યના પ્રતાપે મારો સ્વર્ગમાં જ નિવાસ થવાનો!"

સલીમાએ મહાકષ્ટપૂર્વક નેત્રો મીચી દીધાં.

એ પછી અલ્પ સમયમાં જ અચાનક શહેનશાહ શાહજહાન પોતે ત્યાં આવી લાગ્યો. દીપકનો પ્રકાશ વિસ્તરેલો હતો અને સલીમા શય્યામાં પડી હતી. શાહજહાન અતિશય વેગથી શય્યાપાસે આવી પહોંચ્યો અને ત્યાંના આકારોને જોતાં જ ભય તથા આશ્ચર્યથી સ્તંભિત થઈ ગયો. મૃત્યુની ભયંકર છાયા પડવાથી સલીમાના શરીરમાં ભયાનક કાલિમા પ્રસરી ગઈ હતી. તેનું મુખ શુષ્ક અને સરસ અધરો કોરા પડી ગયા હતા. બાદશાહના હૃદયમાં કંપનો આવિર્ભાવ થયો. તે વ્યાકુળ સ્વર અને કરુણાપૂર્ણ વાણીથી તેને બોલાવતો કહેવા લાગ્યો કે;–"મારી જિગરજાન બેગમ, મારી સલીમા, કેમ કાંઈ જવાબ નથી આપતી?"

સલીમાના અધરોષ્ટમાં કિંચિત્ સ્ફુરણ થયું. તેની નાસિકામાંથી શ્વાસ બહુ જ મંદ નીકળતો હતો. અતિશય શ્રમથી ધીમે ધીમે તેણે પોતાનાં નેત્રો થોડાંક ઉઘાડ્યાં. બાદશાહના મનમાં કાંઇક ધૈર્ય અને આશાનો ઉદ્ભવ થયો. રંધાયલા સ્વરથી તે પૂછવા લાગ્યો કે;–"પ્રાણપ્રિયા સલીમા, તને શું થાય છે? આમ બેફામ થઈને કેમ પડી છે?"

સલીમાનાં નેત્રો કાંઇક વધારે ઉઘડ્યાં. તેણે પોતાની ક્ષીણ દૃષ્ટિને પ્રિયપતિના મુખમંડળમાં સંલગ્ન કરી દીધી. સલીમાને હવે કોઈ પણ પદાર્થ સ્પષ્ટ દેખાતો નહોતો. બાદશાહે પુનઃ પૂછ્યું:–"સલીમા, આવી રીતે પોતાનો નાશ પોતાના હાથે જ શામાટે કરી નાખ્યો!"

સલીમા અર્ધસ્ફુટ વાણીથી લથડતી જીભે કહેવા લાગી કે;–"કોણ, હૃદયેશ્વર! અંતે આપ પધાર્યા તો ખરા! આ દાસીમાટે આપના મનમાં કરુણા અને દયા તો આવી ખરી. મેં આપની આજ્ઞાનું યથાર્થ પાલન કર્યું છે–મેં આપના ભેટ આપેલા હીરાને પેટમાં ઊતારી દીધો છે!"

આ વાર્તા પ્રથમથી જ શાહજહાનના જાણવામાં આવી ચૂકી હતી. તે સર્વથા જ્ઞાનશૂન્ય બની ગયો. તેની અવસ્થા કોઈ એક ઉન્મત્ત

મનુષ્ય સમાન થઈ પડી હવે શુ કરવુ, એની તેને કોઈ પણ દિશા સૂઝી નહિ તે પોતાની ધીરતા અને શાંતિને ત્યાગીને નીચે જમીનપર બેસી ગયો

સનીમાના મુખમાંથી હીરો ગળી જવાની વાર્તા સાભળતા જ તે પોતાના દેહભાનને ભૂલી ગયો હતો, કારણ કે, સર્વ બેગમોમા મનીમા તેની પ્રિયતમા બેગમ હતી તેનામા બાદશાહનો પોતાના પ્રાણ કરતા પણ વિશેષ પ્રેમ હતો મહાનયના દ્વારમા જ એક દાસી પ્રહરી તરીકે ઊભી હતી, તેને શાહજહાન બૂમ મારીને કહેવા લાગ્યો કે,–"જા–દોડ અને ઉતાવળથી હકીમને બોલાવી લાવ"

સનીમાની શ્રવણશક્તિ પણ ક્ષીણ થવા લાગી હતી, તોપણ બાદ શાહના આ શબ્દો તેના સાભળવામા આવી શકયા તે મદ સ્વરથી શાહને ઉદ્દેશીને કહેવા લાગી કે,–"નાથ, હવે હકીમો આવીને શુ કરી શકવાના હતા વારુ? મેં હીરો ગળ્યો છે અને તેથી મને અનન્ત વેદના થાય છે. હવે કેવળ પરવરદિગાર વિના મને કોઈ પણ બચાવી શકે તેમ નથી હવે મને છોડાવી શકે, એ તાકત હકીમોમા નથી"

બાદશાહ મનીમાની શય્યાપર જઇને બેઠો ભનકર નિગાશાએ ચારે તરફથી તેના અત કરણને આવીને ઘેરી લીધુ હતુ. સનીમાનું મસ્તક ઉપાડીને તેણે પોતાના ખોળામા મૂકયુ હૃદયમાનો ઉદ્વેગ અનિવાર્ય થવાથી શાહજહાન ધ્રૂસ્કે ધ્રૂસ્કે રડવા લાગ્યો શાહની આ દશા સનીમાના જોવામા આવતા તે વિહ્વલ સ્વરથી કહેવા લાગી કે,–'પ્રાણ નાથ! આપના જેવા વીરપુરુષને મારા જેવી એક સાધારણ દાસીમાટે વિના કારણ અશ્રુપાત કરવો ઘટતો નથી આપના જનાનખાનામા મારા જેવી બેગમોના કયા ટોટા છે!"

તેના આ શબ્દો સાભળીને બાદશાહનો શોક દશગણો વધી ગયો રડતો રડતો તે કહેવા લાગ્યો કે,–"સનીમા! આ અનર્થપાત કોણે કર્યો વારુ?"

"મારા શિરચ્છત્ર, જો આપ બે ઘટિકા પૂર્વે જ પધાર્યાં હોત, તો મને આ મરવાનો પ્રસગ પ્રાપ્ત ન થાત! આપનાં દર્શનથી હવે મને જીવનની ઇચ્છા થાય છે, પણ તે હવે નિરર્થક છે" સનીમાએ ક્ષીણ સ્વરથી કહ્યુ

સનીમાના આ ભાષણથી તો બાદશાહના હૃદયનું પાણી જ થઇ ગયુ. તેણે અતિશય પ્રેમથી સનીમાને આલિંગન આપ્યું રુધાયના સ્વરથી તે બોલ્યો કે,–"સનીમા! હું મહાપાપી સ્ત્રીઘાતક છુ! આ ચાડાન તારા પ્રેમને લેશ માત્ર પણ પાત્ર નથી તું સ્વર્ગની દેવી છે, પરતુ

આજ સુધી હું તારા ખરા ગુણોને ઓળખી ન શક્યો, એ મારી જ અંધતા છે. પણ હાય ! અંતે તો તું મને છોડીને જ ચાલીને ? સલીમા, મને મારા અપરાધની ક્ષમા કર. આ હતભાગી સાથે થોડી તો વાતચીત કર.” બાદશાહથી હવે વધારે બોલી ન શકાયું.

એ દંપતીની એ સમયની શોકવિહ્વળ સ્થિતિનું યથાર્થ શાબ્દિક ચિત્ર આલેખવાનું કોઇનામાં પણ સામર્થ્ય નથી. સલીમાના ઊંડા ઊતરેલા ગાલોપર આનંદાશ્રુના રેલા ચાલતા હતા, તેનું ગળું રુંધાઈ ગયું હતું અને તેની જીવનશક્તિનો ધીમે ધીમે લોપ થતો જતો હતો. દુઃખ, કષ્ટ, નિરાશા, ભગ્ન હૃદય, ઉપેક્ષા, અનાદર અને અપમાન આદિ સર્વ પૃથ્વીપરના પદાર્થો જ્યાંના ત્યાં જ રહી રહી ગયા. મૃત્યુથી પ્રથમ જ સલીમાના હૃદયને પરમ શાંતિનો લાભ મળ્યો હતો. હવે બાદશાહનો રુદ્ધ કંઠ કિંવા તેની તે કરુણાજનક અવસ્થા તેની તે શાંતિનો ભંગ કરી શકયાં નહિ.

બાદશાહ પાછો ઉન્મત્ત પ્રમાણે ઉઠ્યો અને મોટી બૂમ પાડીને બોલ્યો કે;–“અરે કોઈ પણ જઇને જલ્દી હકીમને લાવો!”

પરંતુ હકીમના આવવા સુધી મરણ થોભે તેમ નહોતું સલીમાની જીવનજ્યોતિ સદાને માટે ઓલવાઈ ગઈ અને સર્વત્ર ભયાનક શાંતિનો પ્રસાર થઈ ગયો.

શાહજહાનના શોકનો અવધિ થયો. તે દૃઢચિત્ત અને અતુલ શક્તિસંપન્ન ભારતેશ્વર સલીમાના મૃત શરીરને આલિંગીને એક બાળક પ્રમાણે મોટેથી રડવા અને વિલાપ કરવા લાગ્યો. તેનાં નેત્રોમાંથી નીકળતો ઉષ્ણ અશ્રુનો પ્રવાહ સલીમાના નિશ્ચલ અને નિઃસ્પંદ હિમશીતલ શરીરપર પડવા લાગ્યો.



## ષષ્ઠ પરિચ્છેદ

### હૃદયશોધન

માહતાબે માહરૂને તહખાનામાંની અંધારી કોટડીમાં નાખ્યા પછી તે કોટડીની નીચેની જમીનની તખ્તાપોશી હીસવા લાગી, અને ધીમે ધીમે માહરૂને લઇને તે કાંઈ પણ શબ્દ ન કરતાં હીસતી હીસતી નીચે અને નીચે ઊતરવા લાગી. પોતાના પાપી દેહના ભારને સહન કરવાને કૃપાળુ સર્વસહનશીલા પૃથ્વી પણ સંમત નથી, એમ જ માહરૂને ભાસવા લાગ્યું. સારી રીતે પથ્થર નાખીને તૈયાર કરવામાં આવેલી પોતાના પગતળેની જમીનને પણ નીચે ઊતરતી જોઇને આવા સંકટના સમયમાં પણ માહરૂને આશ્ચર્ય થયા વિના રહ્યું નહિ. અચાનક કડકડ શબ્દ સાહત તે નીચે ઊતરતી તખ્તાપોશીના એક સરખા બે ભાગ

થઈ ગયા અને તેના વિભક્ત થયેના બને ભગો અધોમુખ થઇને સ્થિર રહ્યા ,માહરૂ તેપગથી ઢળીને નીચે ભૂગર્ભમા તૈયાર કરી રાખેના કારા ગૃહમાં જઈ પડ્યો અને પડતા તેના મસ્તકમા આઘાત થવાથી તે બેભાન થઈ ગયો

શુદ્ધિમા આવ્યા પછી તેના જાણવામા આ યુ કે, સર્વત્ર ભીષણુ અંધકાર પ્રસરેલો હતો નીચે ઉપર અને આસપાસ સૂચિભેદ્ય અંધકાર! આ રાત્રિનો સમય હતો કે દિવસનો, એ જાણવાની પણ મારામાર! માહરૂએ પોતાની આસપાસ ચારે તરફ હાથ ફેરવીને જોયુ તો નીચેની જમીન મજબૂત પત્થરની બાંધેલી હતી માહરૂ સરકતો સરકતો કેટલેક દૂર ગયો અને હાથ ફેરવવાના પોતાના વ્યવસાયને તેણે ચાલૂ જ રાખ્યો એક સ્થળે દીવાલની નીચેનો ભાગ તેના હાથને લાગ્યો ઊઠીને ઊભા થતા હસ્તસ્પર્શના યોગે તેના જાણવામા આવ્યુ કે તે દીવાલ મનુષ્યની બાંધેલી નહોતી કિન્તુ પર્વતમાંથી જ ખડકને કોતરીને તૈયાર કરવામા આવી હતી તે દીવાલને આધારભૂત કરીને માહરૂ ચારે તરફ ફરવા લાગ્યો સર્વ સ્થળે એવી ને એવી જ દીવાલ હતી માત્ર એક સ્થળે દીવાલને બદલે તેના હાથને લોઢાનો સ્પર્શ થયો સ્પર્શથી જ તેણે અનુમાન કર્યું કે, 'આ મૃત્યુગૃહનુ દ્વાર જ હોવુ જોઇએ! તે દ્વારને બહારથી મજબૂત બંધ કરી લેવામા આવ્યુ હતુ

હતભાગ્ય માહરૂ અંતે હતાશ થઇને ભોંયપર બેસી ગયો પરતુ આવી રીતે તે વધારેવાર બેસી શક્યો નહિ પુન ઊઠી દીવાલના આધારે તે ચારે તરફ ભ્રમણ કરવા લાગ્યો થાક ચઢવાથી પાછો તે બેસી ગયો અને પાછો ભમવા લાગ્યો આ અવસ્થા તેને અતિશય અસહ્ય ભાસવા લાગી તે મહાકરુણોત્પાદક સ્વરથી પોકાર કરીને બોલ્યો કે -- 'મને આ જિન્દા દોજખમાં ન રાખો કૃપા કરીને તલવારના એકજ વારથી મને ઠાર કરી નાખશો, તો તમારો મોટો આભાર થશે।'

એ હતભાગી બંદિવાનના શબ્દોનો તે યમપુરીની ઉપમાને યોગ્ય ભૂમિગત ભયકર અંધકારમય કારાગારમા ગભીર પ્રતિધ્વનિ થયો એ પ્રતિધ્વનિને સાંભળીને માહરૂ પોતે જ ભયભીત થઈ ગયો અને જ્યાં બેઠો હતો ત્યાંથી તત્કાળ ઉઠીને ઉભો થયો કોઈ એક ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે દીવાલપર તેણે પોતાની વ જ્ર મુષ્ટિનો પ્રહાર કર્યો, પરતુ તે કૃષ્ણ પ્રસ્તરપર તે મુષ્ટિનું કાંઈ પણ પરિણામ થવાને બદલે તેના હાથને માત્ર ભયકર વ્યથા થઈ પડી

અતે કંગાળીને માહરૂ નિદ્રાદેવીની આરાધના કરવા લાગ્યો મનુષ્યની માનસિક યાતનાઓને અમુક સમય પર્યન્ત શમાવી દેવાનું જે

કોઇનામાં પણ સામર્થ્ય હોય, તો કેવળ એક નિદ્રામાં જ રહેલું છે; તે આ તત્ત્વને જાણતો હોવાથી તે નિદ્રાધીન થવાના પ્રયત્નો કરવા લાગ્યો. ઘણીવાર સુધી તેણે પાસાં બદલ્યાં, પરંતુ જેમ જેમ તે નિદ્રાને પોતા પાસે ખેંચવાનો વધારે અને વધારે યત્ન કરતો હતો, તેમ તેમ નિદ્રા નવવધૂ પ્રમાણે તેનાથી વધારે અને વધારે દૂર થતી દેખાતી હતી. તે પાપી બંદિવાનને એથી એમ ભાસ્યું કે;–"નિદ્રા તો બિહિસ્તમાંની પરી છે, તે આવા ભયંકર અને દુઃખથી ભરેલા કારાગૃહમાં શામાટે આવે વારુ? ઘણીવાર પછી તેણે નેત્રો ઉઘાડીને જોયું તો ત્યાંનો ભયાનક અંધકાર એક સ્થાનમાં કાંઇક વિરલ–પાતળો–થયેલો દેખાયો. છતાં તેને એમ લાગ્યું કે, "મારી દૃષ્ટિને આ ભ્રમ થયેલો હોવો જોઇએ; નહિ તો આ ભયાનક નિબિડ અંધકારમાં પ્રકાશનો પ્રવેશ ક્યાંથી અને કેમ કરીને થઈ શકે વારુ?" પુનઃ તેણે આંખો મીચી દીધી અને પુનઃ કેટલીક વાર પછી આંખો ઉઘાડતાં તે પોતાનો દૃષ્ટિભ્રમ નથી, કિન્તુ સત્ય દૃશ્ય છે, એવો તેનો નિશ્ચય થયો. ઉપરના ભાગમાં એક સૂક્ષ્મ છિદ્ર દેખાતું હતું અને તેમાંથી જ લઘુ પ્રકાશકિરણનો અંતઃપ્રવેશ થતો હતો; પરંતુ કારાગૃહમાંના અંધકારપર તેનું કાંઈ વિશેષ પરિણામ થયેલું દેખાતું નહોતું. વિરુદ્ધ પક્ષે તે કિરણના યોગે અંધકારનું ભયાનક સ્વરૂપ વિશેષતાથી વ્યક્ત થતું હતું. માદરૂએ કલ્પના કરી કે, રાત્રિનો અંત અને પ્રભાતનો આરંભ થયો હતો.. જેમ જેમ દિવસ વધારે અને વધારે ચઢતો ગયો, તેમ તેમ તે છિદ્રમાંથી આવતો પ્રકાશ ધીમે ધીમે વિશેષ ઉજ્જ્વલ દેખાવા લાગ્યો. અંતે તે પ્રકાશ એટલો બધો વધી ગયો કે, માદરૂને પોતાના શરીરના ભિન્ન ભિન્ન અવયવો સ્પષ્ટ દેખાવા લાગ્યા. આ ક્ષણથી જ તેની ભયંકર ચિંતાનો આરંભ થયો. સર્વકાલ ચિંતા–પોતાના ભવિતવ્ય વિશે ચિંતા!! પણ ચિંતા કરવાથી લાભ શો? ક્ષુધા અને તૃષાની પીડાથી તારા પ્રાણ જવા જોઇએ. એ જ સજા હું તને ફર્માવું છું!" એ બાદશાહના શબ્દો તેણે પ્રત્યક્ષ સાંભળેલા હતા. હવે વધારેમાં વધારે બે અથવા તો ચાર દિવસના કાલાવધિમાં જ તેના આયુષ્ય સાથે તેની ચિત્તદાહક ચિંતાનો પણ અંત થઈ જવાનો હતો.

તે આખો દિવસ માદરૂએ ચિંતામાં જ વીતાડ્યો. સલીમા વિશેની ચિન્તા અને પોતાના મરણ વિશેની ચિંતા! મૃત્યુ વિશેની ચિંતા અને સલીમા વિશેની ચિંતા!! સંધ્યાકાળ થતાં માદરૂનું માથું ભમવા લાગ્યું. સલીમા તથા પોતા વિશેની ચિંતાથી લગભગ તે ગાંડો તૂર બની ગયો. એ બે ચિન્તાઓ તેના મસ્તકમાં એકરૂપ થઇને ભ્રમણ કરવા લાગી હતી.

પુનઃ અંધકાર વધવા લાગ્યો. ઉપરના છિદ્રમાંથી આવતાં પ્રકાશ કિરણોનો હવે લોપ થઈ ગયો. તે દારુણ અંધકારને કૃષ્ણ કજ્જલના સમુદ્રની ઉપમા આપીએ, તો તે પણ ન્યૂન જ કહેવાય. માહરૂ કેટલાક વખત સુધી તે છિદ્રને એકીટસે જોયા કરતો હતો. તે જાણે આખો દિવસ પોતાના સમાગમમાં રહેલા પ્રિય મિત્ર પાસેથી વિદાય થવાની આજ્ઞા લેતો હોવની! એવો જ ભાસ થતો હતો.

વધતાં વધતાં અંધકાર એટલો બધો વધી ગયો કે, તેની ભીષણતાનું વર્ણન થવું સર્વથા અશક્ય છે. બહાર અંધકાર અને માહરૂના હૃદયમાં પણ અંધકાર! અંતે તે હતભાગીના ક્લેશને જોઈને નિદ્રાદેવીના હૃદયમાં દયાનો સંચાર થયો. તેની અપાર યાતનાઓને શાંત કરવામાટે તે શીઘ્ર ગતિથી દોડતી આવી પહોંચી અને પોતાના કોમલ કરકમળવડે તેણે માહરૂની આંખોને બંધ કરી દીધી. નિદ્રાદેવીની કૃપાથી માહરૂ પ્રકાશ અને અંધકારની ઘટનાને ભૂલી ગયો; પ્રાણની ચિંતાને ભૂલ્યો, પોતાના શોચનીય અસ્તિત્વને વીસર્યો અને એક ભિન્ન સ્વપ્નમય પ્રદેશમાં જ ભ્રમણ કરવા લાગ્યો!

તેને એક અદ્‌ભુત સ્વપ્ન લાધ્યું. જાણે સર્વત્ર વિશાળ પ્રકાશ વિસ્તરેલો છે, વીણા અને મુરલી આદિ વાદ્યો મંજુલ સ્વરથી વાગે છે; પાસે જ પરમેશ્વરનું સ્વર્ગીય રાજ્ય છે અને ત્યાંથી એક અત્યંત આહ્લાદજનક તથા મનોમોહક સુગંધ આવે છે અને તેનો સર્વત્ર પ્રસાર થઈ રહ્યો છે, પુષ્પપરાગસુગંધિત શીતલ વાયુ ચતુર્દિશામાં મંદ મંદ વહન કર્યાં કરે છે; આસપાસ અતિશય સુવાસિક અને પ્રસ્ફુટિત શુભ્ર પુષ્પોથી શોભતું ઉપવન વિસ્તરેલું છે; ઉદ્યાનમાંનાં સ્વર્ણમય વૃક્ષોપર સહસ્રાવધિ સુંદર અને વિવિધ રંગીય પક્ષીઓ મધુર કલરવ કરવામાં નિમગ્ન છે; અને પુષ્પોના સુગંધથી સુગંધિત થયેલા વાતાવરણમાં વચ્ચે વચ્ચે વાયુના સુવાસિત તરંગો સાથે તે પક્ષીઓ ઉડતાં પણ દેખાય છે; સર્વત્ર શુભ્ર ચંદ્રિકા વિસ્તરેલી છે અને તેમાં લાવણ્ય સંપન્ન અપ્સરાઓના સમુદાયો ફરતા જોવામાં આવે છે. એવા સુખકર સ્વપ્નને જોતાં જોતાં માહરૂની નિદ્રાનો અચાનક ભંગ થઈ ગયો. જાગ્રત થઈને તેણે જોયું તો, પોતાના શરીરપર કોઈ ધીમેથી હાથ ફેરવતું હોય, એવો તેને ભાસ થયો. કાતર સ્વરથી માહરૂએ પૂછ્યું કે;–"તમે કોણ છો? બિહિસ્તમાંના કોઈ ફરિસ્તા છો કે શું?"

"હું ફરિસ્તો નહિ, પણ એક ઇન્સાન છું."

"ઇન્સાનને અહીં આવવાનું શું કારણ?"

"હું ખુદાનો મોકલેલો અહીં આવ્યો છું; મારી ગતિ સર્વત્ર અવ્યાહત છે."

"પણ આપ અહીં શામાટે આવ્યા છો? મારાપર કાંઈ ઉપકાર કરી શકશો કે?"

"તારાપર ઉપકાર કરવાને જ હું આવ્યો છું. તારે હવે આ લોકમાં કેટલા દિવસ કાઢવાના છે, એની તને કાંઈ ખબર છે ખરી કે?"

માહરૂએ દીર્ઘ નિઃશ્વાસ નાખીને કહ્યું કે;–"જી હા–બરાબર ખબર છે. બહુ બહુ તો બે દિવસ અથવા તો ત્રણ દિવસ. અન્ન અને જળ વિના રીબાવીને મારી નાખવાની મને શિક્ષા આપવામાં આવી છે."

"પરલોકમાં તારો વિશ્વાસ છે ખરો કે?"

"પરલોકમાં મારો જેવો જોઇએ તેવો વિશ્વાસ છે."

"તેં કુરાનશરીફનું વાચન કર્યું છે કે? કુરાનના કલામોમાં તારી શ્રદ્ધા છે ખરી કે?"

"જી હા–કુરાન એટલે સાક્ષાત્ ખુદાનું જ ફર્માન છે, એવી મારી દૃઢ શ્રદ્ધા છે."

"પરલોકના પ્રવાસમાટેની તેં કાંઈ તૈયારી કરી રાખી છે કે નહિ? રાજશિક્ષાને પાત્ર થયેલા મનુષ્યને પરલોકમાં સદ્‌ગતિ મળી શકતી નથી, એ તો તારા જાણવામાં હોવું જ જોઇએ. પરંતુ તને તે સદ્‌ગતિ મેળવી આપવાનો યત્ન કરવામાટે જ મારું આજે અહીં આગમન થયેલું છે."

"આપ કોઈ મહા સત્પુરુષ છો! આપના આજે મારાપર અનંત ઉપકારો થયા છે. મારે હવે શું કરવું, તે ફરમાવો, કિબ્લેગાહ!" માહરૂ એમ કહીને નમન કરવાને અંધકારમાં હાથવતી તે મહા પુરુષનાં ચરણોને શોધવા લાગ્યો.

તે ફકીરે દૂર ખસી જઇને કહ્યું કે;–"નૂરેનજર માહરૂ, હવે તું મનમાં જરા પણ ભય રાખીશ નહિ. તારી સદ્‌ગતિનો મને હવે કેવળ એક જ માર્ગ દેખાય છે. હું ખુદાનો બન્દો અને અહલેઇસ્લામ ફકીર હોવાથી જો આજ સુધીમાં તારા હાથે થયેલાં બધાં પાપોનો તું મારા સમક્ષ સ્વીકાર કરે, તો તે પાપોનું પ્રાયશ્ચિત્ત આપીને હું તને પાવન કરી શકું એમ છે. એમ થવાથી તું રાજદંડનો ભોક્તા હોવા છતાં પણ તને મરણપશ્ચાત્ અવશ્ય સદ્‌ગતિની પ્રાપ્તિ થશે; કિંવા જો મને યોગ્ય જણાશે, તો બાદશાહને કહીને હું તારો આ કારાગૃહમાંથી છૂટકો પણ કરાવી શકીશ."

માહરૂએ યાદ કરી કરીને પોતાના હાથે આજ સુધીમાં થયેલાં અનેક ન્હાનાં મોટાં પાપોની કથા તે અજ્ઞાત ફકીરને કહી સંભળાવી. ફકીર નિઃસ્તબ્ધતા અને ધ્યાનપૂર્વક તેની સર્વ કબૂલાતો સાંભળ્યા કરતો હતો. તે જે એક વિશિષ્ટ પાપકથા સાંભળવા ઇચ્છતો હતો, તે અદ્યાપિ

એકાંત વાસનો યોગ આવી મળ્યો. આવા પ્રસંગ વચ્ચે તેની અત્યંત સુંદર મૂર્તિને જોઇને મારી મનોવાસનાને હું વશ રાખી શક્યો નહિ. આ સર્વ વૃત્તાન્તને તે સર્વ શક્તિમાન્ ખુદાતઆલા જ જાણે છે. તે સ્ત્રી તે વેળાએ બુદ્ધિહીન અને નિશ્ચેષ્ટ હોવાથી તેને પોતાને પણ આ બધી બાબતની કશીએ ખબર નથી."

આ વૃત્તાંત સાંભળીને તે અપરિચિત પુરુષ ઉઠીને ઉભો થયો અને માહરૂનો હાથ ઝાલીને કહેવા લાગ્યો કે;–"બેટા, હવે ભય ન રાખીશ, અને ચિન્તા ન કરીશ. રાજદંડના પરિણામે કદાચિત્ તારું મરણ થશે, તોપણ પરલોકમાં તો તને સદ્ગતિ મળવાની જ, એ નિશ્ચિત માનજે. મારા વચનમાં વિશ્વાસ રાખજે. અમો ફકીરોના આશીર્વાદ કદાપિ વ્યર્થ કિંવા નિષ્ફળ થતા નથી. તારી મુક્તિમાટે પણ એકવાર પ્રયત્ન કરવાનો મારો વિચાર છે."

આવી રીતે માહરૂને આશ્વાસન આપી તે વેશધારી ફકીરે કારાગૃહનાં લોહદ્વારને તરત ઉઘાડી નાખ્યાં. બહારથી તો પ્રથમથી જ તે દ્વારમાંનાં તાળાં કાઢી લેવામાં આવ્યાં હતાં. એટલે બહાર નીકળીને તેણે દ્વાર પાછાં વાસી દીધાં અને દ્વારપાસે ઉભો રહીને તે કાંઇક વિચાર કરવા લાગ્યો. અસ્પષ્ટ શબ્દોથી તે પોતાના મનમાં જ બબડવા લાગ્યો કે;– "જ્યારે આમ જ છે, તો પછી આના પ્રાણ લેવા, એ કૃત્ય યોગ્ય નથી. મારી સલીમા તો સર્વથા નિષ્કલંક અને નિર્દોષ જ છે!" ધીમે ધીમે ચાલતો તે ફકીર સલીમાના મહાલયની દિશામાં જવા લાગ્યો.

આ ફકીર કોણ હોવો જોઇએ, એ તો કદાચિત્ વાચકો જાણી ગયા હશે જ. અમે પૂર્વે કહેલું જ છે કે, સલીમાનો રુક્કો બાદશાહે પોતે તો વાંચ્યો જ નહોતો. જીનત બેગમના મુખથી તે પત્રમાંના કેટલાક વિકૃત ભાગનું તેણે માત્ર મદિરાના મદમાં જ શ્રવણ કર્યું હતું. કેટલાક વખત પછી વારુણીનો મદ ઉતરી જતાં તેણે સલીમાનું પત્ર પોતે વાંચ્યું. "સલીમા બેગમ સર્વાંશે નિર્દોષ છે," એમ જ્યારે માહરૂએ કહ્યું હતું, તે વેળાએ તેના શબ્દોમાં શાહજહાનનો વિશ્વાસ બંધાયો *નહોતો, પરંતુ જ્યારે સલીમાએ પણ પોતાના પત્રમાં "હું કલંકિની નથી"* એમ સ્પષ્ટ લખ્યું, ત્યારે તેનું બાદશાહના નિષ્કપટ હૃદયમાં કાંઈક પરિણામ થયું. સલીમા શાહજહાનની અતિશય પ્રિયતમા બેગમ હતી, એ તો ઉપર અનેકવાર કહેલું જ છે; એટલે એ પરિણામ નિપજાવવામાં પ્રેમ પણ કેટલેક અંશે કારણીભૂત થયો હતો, એમ કહીએ તો તેમાં પ્રત્યવાય જેવું કાંઈ પણ નથી. તોપણ બાદશાહના સંશયનો સર્વથા લોપ

માહરૂના મુખમાથી નીકળી નહિ, એટલે ગંભીર સ્વરથી તે ફકીરે પૂછ્યુ કે,–'તેં કદાપિ પરનારીનું હરણ કર્યુ છે ખરુ કે?"

"નહિ, મારા અત્યાર સુધીના જીવનકાળમા એ ઘોર પાતક મારા હાથે સ્વપ્નમાં પણ થયું નથી અને થવાનું પણ નથી." માહરૂએ ગર્વથી કહ્યુ.

આ ઉત્તર સાંભળીને તે છદ્મવેષધારી ફકીર કેટલીકવાર સુધી એક પ્રકારના વિચારમા નિલીન થઈ ગયો. ત્યાર પછી તેણે પુન પ્રશ્ન કર્યો કે,–"તુ કોઈ વાર કોઈ પરપ્રમદામાં પ્રેમાસક્ત પણ નથી થયો કે?"

'હજરત, આપ ફકીર અને સર્વાન્તર્યામી હોનાથી આપને ખરે ખરી બીના જણાવવામા કશી પણ હરકત નથી એક પ્રમદામા પ્રેમાસક્ત થયો હતો, પરતુ જ્યારે મારો પ્રેમ તેનામા બધાયો હતો, તે વેળાએ તે પરસ્ત્રી નહોતી અત્યારે તે પરનારી છે, એમા સશય નથી" માહરૂએ કહ્યુ.

'તારામા તે સ્ત્રીનો પણ પ્રેમ હતો કે કેમ?"

"બાલ્યાવસ્થામા મારામા તેનો અતિશય પ્રેમ હતો પુષ્પવૃક્ષની એક શાખાપરના બે પુષ્પો જેવી રીતે એક બીજાને આલિંગીને રહે છે, તે જ પ્રમાણે સસારવૃક્ષની બાલ્યરૂપ શાખાપર અમે બન્ને રહેતા હતા પરતુ મારી સાથે તેનો લગ્નસબધ ન થયો તેનું લગ્ન થના પછી એટલે કે તે પરનારી થયા પછી પણ હું તેને ભૂલી શક્યો નહિ તેનુ સૌન્દર્ય મારા મન ચક્ષુ આગળથી દૂર થતુ નહોતુ તેની આશાને હુ ત્યાગી શકતો નહોતો તે જ્યા પરણીને ગઈ હતી, ત્યા મારો પ્રવેશ થવો પણ સર્વથા અશક્ય હતો, પરતુ મહા કૌશલ્યથી છદ્મવેશ ધારી સ્ત્રીરૂપે હુ તેની સેવામા રહેવા લાગ્યો તે ભોળી છેવટ સુધી મને ઓળખી શકી નહિ તેના મનની મેં અનેક પ્રકારે પરીક્ષા કરી જોઈ અને તેથી મારા જાણવામા આવ્યુ કે, તેનો મારામા એક બધુમા ભગિનીનો જેવો પ્રેમ હોય છે, તેવો વિશુદ્ધ પ્રેમ વિના બીજા કોઈ પણ પ્રકારનો અશ્લીલ વિકારમય પ્રેમ નહોતો"

"વારુ, તેં કોઈ વેળાએ અશ્લીલ ભાવથી તેના પવિત્ર અગને હસ્તસ્પર્શ કર્યો હતો ખરો કે?'

"સાંઈજી, આપ સર્વજ્ઞ છો તેના અગને મેં સ્પર્શ તો કર્યો હતો, પરતુ તે શ્લીલ ભાવથી કે અશ્લીલ ભાવથી, એ હુ પોતે પણ સમજી શકતો નથી, એટલે એ વિશેનુ અનુમાન આપે જ કરી લેવાનું છે મોહવશ થઇને મેં કેવળ એકવાર જ તેનું ચુમ્બન લીધુ છે તે રમણીય રાત્રિનો સમય હતો, સ્વચ્છ શુભ્ર ચદ્રિકાનો વિસ્તાર થયેલો હતો અને

એકાંત વાસનો યોગ આવી મળ્યો. આવા પ્રસંગ વચ્ચે તેની અત્યંત સુંદર મૂર્તિને જોઇને મારી મનોવાસનાને હું વશ રાખી શક્યો નહિ. આ સર્વ વૃત્તાન્તને તે સર્વ શક્તિમાન્ ખુદાતઆલા જ જાણે છે. તે સ્ત્રી તે વેળાએ શુદ્ધિહીન અને નિશ્ચેષ્ટ હોવાથી તેને પોતાને પણ આ બધી બાબતની કશીએ ખબર નથી." -

આ વૃત્તાંત સાંભળીને તે અપરિચિત પુરુષ ઉઠીને ઉભો થયો અને માહરૂનો હાથ ઝાલીને કહેવા લાગ્યો કે;—"બેટા, હવે ભય ન રાખીશ, અને ચિન્તા ન કરીશ. રાજ્યદંડના પરિણામે કદાચિત્ તારું મરણ થશે, તોપણ પરલોકમાં તો તને સદ્‌ગતિ મળવાની જ, એ નિશ્ચિત માનજે. મારા વચનમાં વિશ્વાસ રાખજે. અમો ફકીરોનો આશીર્વાદ કદાપિ વ્યર્થ કિંવા નિષ્ફળ થતો નથી. તારી મુક્તિમાટે પણ એકવાર પ્રયત્ન કરવાનો મારો વિચાર છે."

આવી રીતે માહરૂને આશ્વાસન આપી તે વેશધારી ફકીરે કારાગૃહનાં લોહદ્વારને તરત ઉઘાડી નાખ્યાં. બહારથી તો પ્રથમથી જ તે દ્વારમાંનાં તાળાં કાઢી લેવામાં આવ્યાં હતાં. એટલે બહાર નીકળીને તેણે દ્વાર પાછાં વાસી દીધાં અને દ્વારપાસે ઉભો રહીને તે કાંઇક વિચાર કરવા લાગ્યો. અસ્પષ્ટ શબ્દોથી તે પોતાના મનમાં જ બબડવા લાગ્યો કે;— "જ્યારે આમ જ છે, તો પછી આના પ્રાણ લેવા, એ કૃત્ય યોગ્ય નથી. મારી સલીમા તો સર્વથા નિષ્કલંક અને નિર્દોષ જ છે!" ધીમે ધીમે ચાલતો તે ફકીર સલીમાના મહાલયની દિશામાં જવા લાગ્યો.

આ ફકીર કોણ હોવો જોઇએ, એ તો કદાચિત્ વાચકો જાણી ગયા હશે જ. અમે પૂર્વે કહેલું જ છે કે, સલીમાનો રુક્કો બાદશાહે પોતે તો વાંચ્યો જ નહોતો. જીનત બેગમના મુખથી તે પત્રમાંના કેટલાક વિકૃત ભાગનું તેણે માત્ર મદિરાના મદમાં જ શ્રવણ કર્યું હતું. કેટલાક વખત પછી વારુણીનો મદ ઉતરી જતાં તેણે સલીમાંનું પત્ર પોતે વાંચ્યું. "સલીમા બેગમ સર્વાંશે નિર્દોષ છે," એમ જ્યારે માહરૂએ કહ્યું હતું, તે વેળાએ તેના શબ્દોમાં શાહજહાનનો વિશ્વાસ બંધાયો નહોતો, પરંતુ જ્યારે સલીમાએ પણ પોતાના પત્રમાં "હું કલંકિની નથી" એમ સ્પષ્ટ લખ્યું, ત્યારે તેનું બાદશાહના નિષ્કપટ હૃદયમાં કાંઇક પરિણામ થયું. સલીમા શાહજહાનની આતશય પ્રિયતમા બેગમ હતી. એ તો ઉપર અનેકવાર કહેલું જ છે; એટલે એ પરિણામ નિપજાવવામાં પ્રેમ પણ કેટલેક અંશે કારણીભૂત થયો હતો, એમ કહીએ તો તેમાં અન્યથાત્વ જેવું કાંઈ પણ નથી. તોપણ બાદશાહના સંશયનો સર્વથા લોપ

થયો નહિ. અર્થાત્ પોતાની શંકાનું સર્વ પ્રકારે નિરસન કરવામાટે શહનશાહ શાહજહાન એક સાધારણ ફકીરનો વેશ ધારણ કરીને ભૂગર્ભમાંના કારાગૃહમાં માહરૂ પાસે ગયો.

કૌશલ્યથી પ્રશ્નો પૂછી માહરૂના મુખથી બધો સત્ય વૃત્તાંત જાણી લીધા પછી બાદશાહના સર્વ સંશયનો સંહાર થઈ ગયો અને સલીમાની નિર્દોષતા અને નિષ્કલંકતા વિશે તેનો પૂર્ણ નિશ્ચય થયો. દિલ્લીશ્વરે નિરપરાધી માહરૂને ફર્માવેલી દેહાંતશિક્ષાને પાછી ખેંચી લીધી. તત્કાળ કારાગૃહના અધિકારી—દારોગા—ને બોલાવીને તેણે એવો હુકમ ફર્માવ્યો કે;—"બદિવાનને ખાનપાનની યોગ્ય વ્યવસ્થા કરી આપો અને તેને કોઈ પણ પ્રકારનો ત્રાસ ન થાય, એવી તજવીજ રાખો." સર્વ મુગલ બાદશાહોમા મહાનુભાવ અકબર અને શાહજહાન એ બે બાદશાહો જ માત્ર દયાળુ અને પ્રજાના હિતમાટે નિરંતર તત્પર રહેનારા હતા, એની પ્રત્યક્ષ સાક્ષી હિન્દુસ્તાનનો ઇતિહાસ પણ આપી રહ્યો છે. હવે, જે જનો શાહજહાનની મહત્ત્વાકાંક્ષાના માર્ગમાં આડા આવ્યા, તેમને તેણે રક્તપાતના અંતિમ ઉપાયથી પણ દૂર કરવામાં આગળ પાછળનો વિચાર રાખ્યો નહોતો, એ જો કે સત્ય છે; પરંતુ એવા કેટલાક ક્ષમ્ય હેતુ વિના બની શકે ત્યાં સૂધી તે એવા રક્તપાતના પ્રસંગોને તો ટાળી જ દેતો હતો. અસ્તુ.

બાદશાહ એ ફકીરના વેશમાં જ સલીમાના મહાલયમાં આવી પહોંચ્યો. સલીમા તેના જીવ કે પ્રાણ જ હતી. સર્વ બેગમોમાં તેને તેના જેવી પ્રિય બીજી કોઈ પણ બેગમ નહોતી. સલીમાને વિનાકારણ કષ્ટ આપવામાટે દિલ્લીશ્વરના મનમાં અતિશય પશ્ચાત્તાપ થવા માંડ્યો હતો. એટલે "હવે તેની પાસે જઈ તેની ક્ષમા માગીશ, તેના મનનું સાંત્વન કરીશ, તેનો મહા આદર સત્કાર કરીને તેના ક્રોધનું નિવારણ કરીશ, અવિચારના યોગે તેના વિશે કરેલી કુશંકાથી તેના હૃદયમાં જે આઘાત થયો હશે, તેને ગમે તે પ્રયત્ને રૂઝવીને તેના પ્રેમની પુનઃ પ્રાપ્તિ કરી લઇશ. આજે હું દશ દિવસ પછી તેની મુલાકાતે જાઉં છું, એટલે મને જોઇને તેના આનંદનો અવધિ થશે. તેના સંતોષ માટે—તેના વિશે મારા મનમાં હવે લેશ માત્ર પણ સંશય નથી, એ બતાવી દેવાને અને થયેલા અપરાધના પ્રાયશ્ચિત્ત તરીકે માહરૂને માનપૂર્વક કારાગૃહમાંથી મુક્ત કરીશ." આવા પ્રકારના વિચારતરંગો શાહજહાનના મનમાં કલ્લોલ કરી રહ્યા હતા. "સલીમા મને હસિત વદનથી પૂછશે કે, 'આજે આપે આ ફકીરનો વેશ શામાટે ધારણ કર્યો છે?' તો તેના જવાબમાં હું એમ જ

કહીશ કે, 'હું હિન્દુસ્તાનનો બાદશાહ હોવા છતાં તારા પ્રેમમાટે ફકીર થયો છું.' એ જવાબથી અવશ્ય તેના મનમાં આનંદ અને સંતોષ થવાનો જ!" આવા પ્રકારના સુખમય વિચારોમાં આન્દોલિત થતો તે પોતાના નિર્ધારિત સ્થાન સમક્ષ આવ્યો અને ત્યાં આવ્યા પછી તે ભારત સમ્રાટે કોઈ એક અપરાધી પ્રમાણે સલીમાના રંગમહાલયમાં પ્રવેશ કર્યો.

પરંતુ મનુષ્ય ચિંતે છે એક અને ઈશ્વર કરે છે બીજું! એ પછી શું થયું, એ તો વાચકો ગત પરિચ્છેદમાં જાણી ચૂકયા છે, એટલે પુનરાવૃત્તિની કશી પણ આવશ્યકતા નથી.

---

## સપ્તમ પરિચ્છેદ
### અંતિમદર્શન

બીજે દિવસે માહરૂ તે ઘોર અંધકારમય કારાગૃહમાં પોતાના ભવિષ્યવિશે ચિંતા કરતો બેઠો હતો. ઉપરના છિદ્રમાંથી આવતાં પ્રકાશકિરણો બહુ જ ક્ષીણ અને મંદ થયાં હતાં અને તેથી બહારના ભાગમાં સૂર્યાસ્તનો સમય થયેલો હોવો જોઇએ, એવું તેણે અનુમાન કર્યું. કારાગૃહમાંનો દારુણ અંધકાર જાણે એ નિર્ભાગી તરુણનો ગ્રાસ કરવા લાગ્યો. તેના માટે મોકલવામાં આવેલા ખાનપાનનો થાળ એક ખૂણામાં જેમનો તેમ જ પડ્યો હતો—તેમાંથી થોડાક અન્નનું માત્ર તેણે સેવન કર્યું હતું. એ અન્નસામગ્રીની વ્યવસ્થા કરવામાટે એક પ્રહરી પ્રભાત અને સંધ્યાકાળ મળીને દિવસમાં બેવાર આવતો, પરંતુ માહરૂ તેની સાથે એક શબ્દ માત્રની પણ આપ લે કરતો નહોતો.

કારાગૃહમાં આવી પડ્યા પછી પોતા વિશેની અને સલીમા વિશેની ઘોરતમ ચિંતાએ માહરૂના મનને એક ક્ષણ માત્રને માટે પણ છોડ્યું નહોતું. કોઇની આગળ પણ જો મનના દુઃખને ઓકી કાઢવાનો પ્રસંગ મળે, તો દુઃખનો વેગ કાંઇક ઓછો થઇ જાય છે; પરંતુ દુર્ભાગ્યવશાત્ માહરૂને તે સાધન મળ્યું નહોતું અને તેથી તેનું હૃદય સર્વથા બળીને દગ્ધ થઇ ગયું હતું. અત્યારે પણ તે ચિંતાની ચિંતામાં જ બળતો પડ્યો હતો. અસ્પષ્ટ સ્વરથી તે કહેવા લાગ્યો કે;—"હે દયામય પ્રભો, હજી મારે આ ભયંકર યાતનાઓ કેટલાક દિવસ સહન કરવી પડશે? નાગની ફણામાંનો મણિ તો મને ન જ મળ્યો, પરંતુ તેના દંશના તીવ્ર વિષની અપાર વેદના થતાં હું મૃત્યુની અણીપર આવી લાગ્યો છું! હું તો આ કષ્ટ ભોગવું છું, પણ નિર્દોષ સલીમાની શી દશા થઈ છે, તેની તો તને જ ખબર હોવી જોઇએ. સલીમા, સલીમા, મારી પેઠે તું પણ કારાગૃહવાસિની થયેલી

છે કે શું? આ વિશ્વમાં ન્યાય નથી, પ્રેમ નથી, વિશ્વાસ નથી અને પ્રેમની પવિત્રતા નથી–કાંઈ પણ નથી! સલીમા, તું અદ્યાપિ જીવતી છે કે કેમ, એની પણ મારા મનમાં શંકા થયા કરે છે. મને તો એમ જ લાગે છે કે, આવા જ એક તહખાનામાં કોઈ ક્રૂર રાક્ષસી સમાન હત્યારાઓની તીક્ષ્ણ ધારવાળી તલ્વારે ક્ષણ માત્રમાં તારા શરીરથી પ્રાણને જૂદા કરી નાખ્યા હશે! સલીમા, સલીમા, હાય! અને આ પાપી જ તારા અકાળ મૃત્યુનો હેતુ થઈ પડ્યો ને!!"

બોલતાં બોલતાં માહરૂના નેત્રોમાંથી અશ્રુધારાનું વહન થવા લાગ્યું. અત્યંત ક્ષુબ્ધ થવાથી ઉન્મત્ત પ્રમાણે તે "હાય હાય, સલીમા સલીમા" આદિ શબ્દો ઉચ્ચ સ્વરથી ઉચ્ચારવા લાગ્યો અને તે નિ:સ્તબ્ધ કારાગારમાં તે શબ્દોનો કઠોર પ્રતિધ્વનિ થતાં "સલીમા સલીમા"નો અતિશય પ્રચંડ નાદ થવા લાગ્યો.

એકાએક દ્વારની બહાર કાંઈક ધ્વનિ થયો. તે સાંભળીને, કદાચિત્ ખાનપાનની સામગ્રી લઈને પ્રહરી આવ્યો હશે, એવો માહરૂએ તર્ક કર્યો. પ્રહરીએ આવીને પોતાના હાથમાંનું કદીલ નીચે જમીનપર મૂક્યું અને ખાનપાનના થાળને નિત્યના સ્થાનમાં જઈને મૂકી દીધો. દીપકના તીવ્ર પ્રકાશને માહરૂના નેત્રો સહન કરી શક્યાં નહિ. દિવસ અને રાત્રિના આઠે પ્રહર ઘોર અંધકારમાં વસવાથી કોઈ એક નિશાચર પશુ પ્રમાણે જ તેની અવસ્થા થઈ ગઈ હતી. કારાગૃહમાં દીપક આવતાં જ તેણે પોતાની આંખો બંધ કરી દીધી.

"માહરૂ, તારી તબીયતનો શો હાલ છે?" પ્રહરીએ હસીને પૂછ્યું.

તે પ્રહરીનો એ સરળ પ્રશ્ન માહરૂના હૃદયમાં બાણ પ્રમાણે જખમ કરી ગયો. તિરસ્કારવ્યંજક સ્વરથી તેણે કહ્યું કે –"મારા દુઃખપર આવી રીતે હાસ્ય કરતાં તને શર્મ નથી આવતી? એક ક્ષુદ્ર કીટ પણ જો મનુષ્યના પગ તળે ચગદાઈને મરી જાય છે, તોપણ મનુષ્યનાં રોમાંચ ઊભાં થઈ જાય છે, અને તું જાણી જોઈને પોતાના જેવા એક માનવ પ્રાણીને જ આવી રીતે વાગ્બાણની યાતના આપે છે શું? તારા મનમાં દયા કે માયાનો જરા પણ અંશ નથી જ કે?"

"માહરૂ, આમ વિના કારણ મારાપર કોપ ન કર. તારાપર દયા કરી શકું, એવું મારી પાસે શું સાધન છે વારુ? અમે તો હુકમના તાબેદાર અને ચિઠ્ઠીના ચાકર. તને અન્ન જળ ન આપવાની બાદશાહની કઠિન આજ્ઞા હોવા છતાં, એક મનુષ્ય તરીકે દયા આવવાથી જ આ ખાનપાન નિયમિત વેળાએ હું તને લાવી આપું છું." તે પ્રહરીએ શોકાતુર મુદ્રાથી કહ્યું.

તેનું આ ભાષણ સાંભળીને માદરૂ તિરસ્કારથી હસ્યો અને કહેવા લાગ્યો કે;–"તારાં એ ખાનપાનને પાછાં લઈ જા; મને એની અગત્ય નથી. આજે પ્રભાતમાં તું જે કાંઈ લાવ્યો હતો, તે પણ બહુધા, જેમનું તેમ જ પડેલું છે–તે પણ લેતો જા."

"શું, અત્યાર સુધી તેં કાંઈ પણ ખાધું જ નથી?"

"ખાવાનું કાંઈ કારણ જ નથી. જેના જીવનમાં સુખ હોય છે, તેને જ ખાનપાનની આવશ્યકતા હોય છે. મને તો મરણથી જ સુખ મળવાનો સંભવ દેખાય છે. આ ખાનપાનના બદલે જો તું મને ઝેર લાવી આપે, તો તારો મારાપર મોટો ઉપકાર થાય અને તો જ તારી મારાપર ખરેખરી દયા થયેલી કહી શકાય!"

આ સમયે પોતાના જવામાટે પ્રહરીએ લોહનાં દ્વાર ઊઘાડ્યાં હતાં. બે બારણાંની વચ્ચે ઊભો રહી માદરૂપ્રતિ દૃષ્ટિપાત કરતો કરતો તે ડોકું ધૂણાવીને હસતો હસતો કહેવા લાગ્યો કે;–"પેલીએ તો ઝેર ખાઇને આત્મહત્યા કરી, એટલે હવે જો તું પણ એમ જ ન કરે, તો ખરેખર તારા પ્રેમમાં કલંક જ લાગી જાય; માશુકના માર્ગનો સાચા આશકે અવશ્ય સ્વીકાર કરવો જ જોઇએ!"

પ્રહરીને એથી વધારે બોલવાનો અવકાશ મળી ન શક્યો. તેનું એ ઉપહાસાત્મક ભાષણ સાંભળતાં જ કોપાયમાન વ્યાઘ્ર પ્રમાણે છલાંગ મારીને માદરૂએ તે અડધાં ઉઘાડાં બારણાંને બળપૂર્વક બંધ કરી દીધાં. બિચારો પ્રહરી તે બે ભારી બારણાંની વચ્ચે સપડાઈ જવાથી એક ક્ષણ માત્રનો પણ વિલંબ ન કરતાં યમપુરીના માર્ગનો પ્રવાસી બની ગયો. કેટલીકવાર પછી માદરૂએ તે બારણાં પાછાં ઉઘાડતાં તે પ્રહરીનો મૃત દેહ ધડાક દેતો કે કારાગૃહમાં પડ્યો.

આ દૃશ્યથી માદરૂ પોતાના દેહભાનને ભૂલી ગયો. આવેશના વેગમાં આ ભયાનક કૃત્ય થઈ તો ગયું, પણ હવે પછીથી એની શી વ્યવસ્થા કરવી, એનો માર્ગ તેને સૂઝ્યો નહિ. તે સર્વથા જ્ઞાનશૂન્ય બની ગયો. પરંતુ અલ્પ સમયમાં જ આવેશ ઓછો થતાં તે શુદ્ધિમાં આવ્યો. ઉતાવળથી તેણે તે પ્રહરીનાં ઇજાર અને અંગરખું આદિ વસ્ત્રો ઉતારી લઇને પોતે પહેરી લીધાં. કમરબંધ, તેમાં લટકતી તલ્વાર અને અંગપરનો પટ્ટો ઇત્યાદિ સર્વ સાધનો ધારણ કરીને તે પોતે પ્રહરી બની ગયો. પટ્ટાપર તે હતભાગી પ્રહરીનું નામ લખેલું હતું, તેને માદરૂએ દીપકના પ્રકાશમાં વાંચીને સારી રીતે સ્મરણમાં રાખી લીધું. ત્યારપછી કંદીલને હાથમાં લઇને એ છદ્મવેશી પ્રહરી કારાગૃહમાંથી બહાર નીકળ્યો. બહાર નીકળ્યા પછી માદરૂ દ્વારને બંધ કરતાં ભૂલ્યો નહિ.

એવાં ત્રણ દ્વારોને ઓળંગ્યા પછી માહરૂ એક ગુહાના મુખ પાસે આવી લાગ્યો. એક પછી એક સર્વ દ્વારોને માહરૂએ બંધ કરી દીધાં; અને ત્યારપછી એક પાષાણની નિઃસરણીપર ચઢીને તે ઉપર આવ્યો. બહારની ખુલ્લી અને સ્વચ્છ હવાનો શરીરને સ્પર્શ થતાં જ તે પોતાના મન સાથે જ બબડવા લાગ્યો કે;–"શાબાશ, શાબાશ! સર્વ પ્રયત્નોની સફળતા તો થઈ ખરી; અંતે વાઘનાં જડબાંમાંથી છૂટકો તો થયો. યા પરવરદિગાર, તારો મોટો આભાર!"

તે પ્રહરીએ સલીમાવિશે જે એક ઉદ્ગાર કાઢ્યો હતો, તે સાંભળીને માહરૂનું મન સર્વથા ભ્રમિષ્ટ થઈ ગયું હતું. "સલીમા, તેં શું વિષપ્રાશન કરીને ખરેખર જ તારા પવિત્ર પ્રાણનો ત્યાગ કર્યો છે? મારા અપરાધના પરિણામે જ તને મરવું પડ્યું ને? હવે સમસ્ત જીવનકાળમા એકવાર પણ તારા દર્શનનો લાભ આ હતભાગીને નહિ જ મળે ને! હાય! હાય!"

સ્હામે જ એક આંગણું આવ્યું. સાવધતા અને સ્થિરભાવથી માહરૂ તે વિશાળ મેદાનને ઓળંગીને આગળ વધ્યો. ત્યાં એક દેવડી આવી. ત્યાંથી તે જતો હતો, એટલામાં તેને ઉદ્દેશીને કોઇએ પ્રશ્ન કર્યો કે;– "કોણ છે?"

"પહેરેગીર મહમ્મદ હુસેન." માહરૂએ ગંભીરતા અને શાંતિથી ઉત્તર આપ્યું.

એ પછી બીજા કોઇએ તેને કશો પણ સવાલ કર્યો નહિ. એ સ્થળે પાસે જ સલીમાનું અંતઃપુર હતું. પૂર્વે તે મહાલયની પ્રત્યેક બારીમાં જેટલા દીવા પ્રકટાવવામાં આવતા હતા, તેના એક ચતુર્થાંશ જેટલા દીવા પણ અત્યારે ત્યાં પ્રકટાવેલા નહોતા. ધીમે ધીમે માહરૂ અંતઃપુરના દ્વાર પર્યન્ત ગયો. જતાં જતાં તે મનમાં જ કહેવા લાગ્યો કે;–"સલીમા.

થયો અને જ્ઞાનનો લોપ થઈ ગયો! એ દેખાવને જોઈ તેનાં નેત્રો તો આશ્ચર્યથી સ્તિમિત જ થઈ ગયાં. લગભગ સો સવાસો માણસો હાથમાં બળતી મશાલોને લઇને બહારના સિંહદ્વાર તરફ આવતાં હતાં. સમસ્ત માર્ગમાં સૈનિકો પંક્તિબદ્ધ ઊભા રહી ગયા હતા અને તેમના મધ્યમાં કોઈ મૃત દેહના સુસજ્જિત જનાજાને કાંધીપર ઊપાડી લોકો ચાલ્યા આવતા હતા. સર્વત્ર શાંતિ અને ગંભીરતાનો વિસ્તાર થયો હતો. આવો પ્રચંડ લોકસમુદાય ત્યાં હોવા છતાં કોઇના મુખમાંથી એક શબ્દ માત્ર પણ બહાર નીકળતો સંભળાતો નહોતો. એ જનાજાની આગળ અને પાછળના ભાગમાં ચાલતા સૈનિકોના હાથમાં નાગી તલ્વારો હતી. મશાલવાળાઓ પાસેથી જ ચાલ્યા જતા હોવાથી તેમની મશાલોનો પ્રકાશ સૈનિકોનાં ચમકતાં શસ્ત્રોપર અને જનાજાપરના મણિખચિત આવરણવસ્ત્રપર પડવાથી ત્યાં એક પ્રકારનો અપૂર્વ ચમકાટ વિસ્તરેલો જોવામાં આવતો હતો.

નિમિષ માત્રમાં માહરૂ એના સર્વ ભેદને જાણી ગયો. સલીમા આ અસાર સંસારને ત્યાગીને ક્યારનીયે સ્વર્ગના અક્ષય સુખદાયક રાજ્યમાં પ્રયાણ કરી ગઈ હતી. તે અભિમાનિની, દર્પિતા અને પતિપ્રેમ પરાયણા સલીમા આત્મહત્યા કરીને પોતાપર વિનાકારણ આવેલા કલંકમાંથી મુક્ત થઈ હતી; પરંતુ તેના આ અકાળ દારુણ મૃત્યુનો હેતુ કોણ?

માહરૂનું હૃદય વિકલતાના યોગે શતધા વિદીર્ણ થઈ ગયું. ગત બે દિવસથી તેણે અન્નને બહુધા સ્પર્શ સુદ્ધાં પણ કર્યો નહોતો, એમ કહેવામાં અતિશયોક્તિનો લેશ માત્ર પણ સંભવ નથી. એવામાં જ આ હૃદયભેદક દેખાવ તેના જોવામાં આવ્યો અને તેથી તો તે લગભગ ચેતનવિહીન થઇને જડપિંડ સમાન બની ગયો. મંત્રમૂઢ થયેલા કોઈ ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે વિવશ થઇને માહરૂ તે પ્રેતયાત્રાળુઓની સાથે ધીમે ધીમે ચાલતો દુર્ગદ્વારની બહાર આવી લાગ્યો.

અંતે સર્વ લોકોનો સમુદાય તે ગંભીર શબ્દ સહિત વહન કરતી શ્વેત પ્રસ્તરમયી ગિરિનદીના તીરપ્રાંતમાં આવી પહોંચ્યો. લગભગ મધ્યરાત્રિનો સમય થવા આવ્યો હતો. તે સમયના વિરલ અંધકારમાં તે સ્થાન બહુ જ ગંભીર દેખાતું હતું. સૃષ્ટિસુંદરીએ અનુપમ ગભીર સૌન્દર્યને ધારણ કર્યું હતું અને તેનું તે સૌન્દર્ય અનેક પ્રકારે દૃષ્ટિગોચર થતું હતું. ચારે તરફથી નવીન પ્રફુલ્લ વનપુષ્પોના સુગંધ આવતો હતો, ન્હાનાં મોટાં વૃક્ષોના અગ્રભાગોપર, શાખાઓપર અને પલ્લવોપર અમિરીઓ ચમકતા હતા. પર્વતપરથી વહન કરતો મંદમંદ શીતલ વાયુ આસ-

પાસની પ્રત્યેક વૃક્ષવલ્લરીઓના સુગંધિયુક્ત પુષ્પોનું નિઃશબ્દતા અને બળાત્કારથી ચુમ્બન લઇને તેમને ચકિત તથા કંપિત કરી દેતો હતો, અને કોઈ એક સાચુ પુરુષ પ્રમાણે એકત્ર કરેલા સુગંધભંડારની બીજાઓને વ્હેંચણી કરી આપતો હતો.

તે રાત્રિ કૃષ્ણ પક્ષની હતી, એટલે અદ્યાપિ આકાશમાં ચન્દ્રનો ઉદય થયો નહોતો. નીલ નભોમંડળમાં ક્વચિત્ લઘુ મેઘો દૃષ્ટિગોચર થતા હતા. નક્ષત્રોનું અદર્શન, ચન્દ્રપ્રકાશનો અભાવ અને સર્વત્ર અંધકારનો અધિકાર! અત્યારનો અંધકાર મૃત્યુના સાક્ષાત્ સ્વરૂપ સમાન જ ભાસતો હતો. સનીમાનો સ્વર્ગવાસ થવાના કારણથી જ જાણે આજે પ્રકૃતિએ આવું ભીષણ સ્વરૂપ ધારણ કરી લીધું હોયની! એવો જ ભાસ થતો હતો. પ્રકૃતિ હિમબિંદુના રૂપે અશ્રુ ઢાળતી હતી, વાયુના રૂપે દીર્ઘ નિઃશ્વાસ નાખતી હતી અને અંધકારરૂપ કૃષ્ણ વસ્ત્ર પરિધાન કરીને સનીમાની પ્રેતયાત્રામાં ભાગ લેવાને પ્રકૃતિ પોતે જ પધારી હતી.

મશાલવાળાઓ એ નદીતીરપરના પ્રશસ્ત પ્રદેશમાં આવીને ઉભા રહ્યા, તેમની પાછળ શસ્ત્રધારી સૈનિકો આવીને ઉભા અને તેમની પાછળ સર્વ સાધારણ લોકો ઉભા રહી ગયા. જનાજાને જમીનપર ઉતારીને મૂકવામાં આવ્યો. એ જનાજાની આસપાસ ઘણી જગ્યા ખાલી રાખવામાં આવી અને સર્વજનો કોઇના આગમનની મહદુત્કટાથી માર્ગપ્રતીક્ષા કરવા લાગ્યા.

કેટલાક સમય પછી ચન્દ્રનો ઉદય થયો. તે ક્ષણે જ મોની મહાલના સિંહદ્વારમાં અચાનક મશાલનો પ્રકાશ દેખાયો. નિયત સમય થયો, એમ સર્વના જાણવામાં આવ્યું સૈનિકો અને બીજા લોકો વ્યવસ્થાપૂર્વક ગોઠવાઇને ઉભા રહ્યા. એટલામાં ચાર મૌલવીઓની સાથે દિલ્હીશ્વર શાહજહાન પોતે ત્યાં આવી લાગ્યો. સૈનિકોએ શસ્ત્રો નમાવીને તેને માન આપ્યું સર્વજનો નિઃસ્તબ્ધ હતા. ઇતર પ્રસંગે નિત્ય લોકોના મુખથી નીકળતા "દિલ્હીશ્વરનો જય હો–ભારતેશ્વરનો જય થાઓ!" ઇત્યાદિ ઉદ્‌ગારો અત્યારે કોઇના પણ મુખમાંથી બહાર પડ્યા નહિ.

સનીમાના શબને દફનાવવાની સર્વ વ્યવસ્થા પ્રથમથી જ કરી રાખવામાં આવી હતી. અંધકારમંડિત સ્તબ્ધ પ્રકૃતિદેવીની શાંતિનો ભંગ કરીને મૌલવીઓ અતિ ગંભીર સ્વરથી કુરાન શરીફમાંની શાંતિસૂચક આયાતોનો પાઠ કરવા–ભણવા–લાગ્યા. જનાજાપર નાના પ્રકારના પુષ્પોની પુષ્પમાળાઓ નાખવામાં આવી હતી અને કબરના ખાડામાં પણ નીચેથી ઉપર સુધી પુષ્પનો રાશિ ખડકી દેવામાં આવ્યો હતો અને વિશેષતઃ તેમાં ઇસ્તંબૂલ, ખસ તથા હિના આદિના અત્તરો પણ

છાંટવામાં આવ્યાં હતાં. તે પાર્વતીય પ્રદેશમાં અત્યારે સ્વર્ગમાંના સુગંધનો પ્રસાર થઈ રહ્યો હતો.

સલીમાના શબને બહાર કાઢીને તેને સુવાસિક ગુલાબજળથી સ્નાન કરાવી સ્વચ્છ કરવામાં આવ્યું અને ત્યાર પછી અગરૂ, ચંદન તથા કસ્તુરી આદિ સુગંધિત પદાર્થોનું તેના સુંદર મૃત શરીરપર લેપન થયું. અંતે જ્યારે સલીમાના શબને કબરમાં ઊતારવાનો સમય આવી લાગ્યો, તે વેળાએ બાદશાહનો શોક અનિવાર્ય થયો. તે છાતીફાટ વિલાપ કરીને રડવા લાગ્યો. તેનો કંઠ રૂંધાઈ જતાં તે ઘોઘરા અવાજથી કહેવા લાગ્યો કે;–"સલીમા, અંતે આ દુર્ભાગીને ત્યાગીને તું તો ચાલી ને? હવે સ્વર્ગ વિના અન્યત્ર આપણો મેળાપ થવાનો નથી. તારાપર મેં જે અત્યાચાર કર્યો છે, તેના પ્રાયશ્ચિત્તની, હું મારા પ્રાણનો નાશ કરી નાખું તોપણ, કદાપિ સમાપ્તિ થવાની નથી!"

બાદશાહનાં નેત્રોમાંથી નીકળેલા પ્રેમના બેચાર અશ્રુબિન્દુ સલીમાના સમાધિપર પડ્યા. એક દીર્ઘ ઉષ્ણ નિઃશ્વાસ તેના પ્રાણની મર્માંતિક વેદનાને વ્યક્ત કરીને વાયુમાં મળી ગયો. પરંતુ તે દીર્ઘ નિઃશ્વાસ અને ઉષ્ણ અશ્રુબિન્દુના યોગે તેની પ્રાણવેદના અને દારુણ મર્મજ્વાળાનું કોઇને સંપૂર્ણ જ્ઞાન થવું કદાપ શક્ય નહોતું. સલીમાને–સલીમાના શબને–કબરમાં ઉતારી ઉપરથી માટી વાળીને સર્વજનો ખિન્ન વદનથી તે સ્થાનને ત્યાગીને પાછા ફર્યાં.

હવે તે સુવર્ણનો મોતી મહલ કે જે એક સમયમાં નંદનવન સમાન આનંદસ્થાનના નામથી ઓળખાતો હતો, તે સ્મશાન કિંવા કબ્રસ્તાનના રૂપમાં ફેરવાઈ ગયો; કારણ કે, જે સ્વર્ગીય જ્યોતિના યોગે તે દીપતો હતો, તે જ્યોતિ ત્યાંથી અદૃશ્ય થઈ હતી. પ્રાણ નીકળી ગયા પછી શરીરની જે અવસ્થા થાય છે, તેવી જ સલીમાના નીકળી જવાથી એ મહાલયની અવસ્થા થઈ હતી; અને એમ થાય એ સર્વથા સ્વાભાવિક જ હતું. કોઇએ સર્વથા સત્ય જ કહ્યું છે કેઃ–

"લાઈ હયાત આય કઝ઼ લે ચલી ચલે;
અપની ખુશી ન આય ન અપની ખુશી ચલે!"

* * * * *

સલીમાના સ્વર્ગવાસને આજે પંદર દિવસ થયા હતા. એ સર્વ દિવસો બાદશાહે એકાંત વાસમાં જ વીતાડ્યા હતા. તે કોઇની સાથે પણ વધારે બોલતો નહોતો–નિરંતર ચિન્તા અને શોકમાં જ નિમગ્ન રહેતો હતો. આટલા દિવસમાં તે સલીમાના મોતીમહલમાંથી એકવાર પણ બહાર આવ્યો નહોતો. તેનું હૃદય અનુતાપના અનળથી અખંડ

બબ્યા કરતુ હતું "સનીમાના મૃત્યુનો હેતુ કેવળ હું જ થયો!" આ વિચાર વૃશ્ચિકદંશ પ્રમાણે તેના મનને અનંત યાતના આપ્યા કરતો હતો સનીમાનો મોતીમહલ હવે શાહજહાનને દેવસ્થાન સમાન પૂજ્ય થઈ પડ્યો હતો સનીમાની સુદર પ્રતિમાને પોતાના હૃદયમંદિરમાં સ્થાપીને ક્ષણે ક્ષણે તે તેનુ જ ચિંતન કર્યાં કરતો હતો પરતુ જે સુવર્ણ સમાન મહાલયમા આજપર્યન્ત તેણે સનીમાના સમાગમસુખ તથા આનંદોત્સવમા પોતાનો સમય વીતાવ્યો હતો ત્યા જ અત્યારે તે સનીમાના વિયોગથી શોક અને વિલાપમાજ પોતાના દિવસો જેમ તેમ વીતાડતો હતો એટલો માત્ર ભેદ હતો

બાદશાહના મુખમડળમાથી હાસ્યની છટા પ્રયાણ કરી ગઈ હતી અને તેનુ સ્થાન ગભીરતા તથા શોકે આવીને લીધુ હતુ સ્નેહિનીનો ચિરવિયોગ થવાથી તેના નેત્રો નિત્ય અશ્રુપૂર્ણ અને હૃદય પ્રેમરસહીન અવસ્થામા રહેતા હતા પ્રીતિના અભાવે અનુશોચનથી તેનુ હૃદય ક્લાંત થયેલુ હતું અને ઉજ્જ્વલ પ્રકાશના અભાવે તેના અંતઃકરણમા ચિર અધકાર વ્યાપી ગયો હતો દેવીના અદૃશ્ય થવાથી તેના આસનને આ માનવી મૂર્તિ વિરાજિત થઇને અષ્ટપ્રહર અખડ શોક કરતી હતી સુગધિત દીપકોવડે પ્રજ્વલિત સુવર્ણમદિર આજે દુર્ગંધમય સ્મશાનના સ્વરૂપમા પરિવર્ત્તિત થયું હતુ

શાહજહાન સનીમાની પરિત્યક્ત શય્યામાં પડીને કોઈવાર શૂન્ય દૃષ્ટિથી બારીમાંથી સૃષ્ટિસુંદરીના ગભીર સ્વરૂપને જોયા કરતો હતો, પરતુ તે સૌન્દર્યનું તેના ઉદાસીન મનમા કાંઈ પણ પરિણામ થતું નહોતુ કોઈવાર ગભીર રાત્રિના સમયમા તે સુનીલ આકાશપટને વિમનસ્કતાથી એક ધ્યાને જોઈ રહેતો, પરતુ તે તારામડિત આકાશના સૌન્દર્યનો પણ તેના હૃદયમાં કશો પ્રભાવ પડી શકતો નહોતો અંતે એ બધા વ્યવસાયોથી કંટાળીને તે પોતાનાં નયનાશ્રુથી શય્યાને ભીંજવી નાખતો અને એવી રીતે પોતાની પ્રિયતમા પ્રાણેશ્વરી સનીમામાટે નીરવ અશ્રુ ઢાળવામાં જ તેના હૃદયને સત્ય સમાધાનનો કાંઇક પરિચય થતો હતો સનીમા હવે સ્વર્ગવાસિની હોવાથી શાહજહાન ઉદાસીનતાથી આકાશમા દૃષ્ટિને એકાગ્ર કરી બેસી રહેતો હતો આકાશમા અનત નક્ષત્રો ચમકતા હતાં, પણ તેમના મડળમાં સનીમા કોઈવાર બાદશાહના જોવામાં ન આવી 'અને જો તે કદાચિત્ ત્યા હોય, તોપણ હવે મારા જેવા પાપાત્માને પોતાના દર્શનથી પવિત્ર શામાટે કરે?' એમ પણ બાદશાહ પોતાના મન સાથે બબડતો હતો

તે શૂન્ય મહાલયમાં—પ્રતિમાં વિસર્જિત શૂન્ય મહાલયમાં સલીમાની સર્વ વસ્તુઓ જેમ હતી, તેમની તેમ જ પડી હતી. તેનાં બીન અને સિતાર આદિ વાદ્યો હતાં, માત્ર સલીમા નહોતી! તેની મૌક્તિક માળા હતી, તેની રત્નખચિત કટિમેખલા હતી અને જીવહીન ચિત્રમય પ્રતિમા પણ હતી; માત્ર સચેતન સલીમા કયાંય જોવામાં આવતી નહોતી! આધાર રહી ગયો હતો, માત્ર આધેયનો અભાવ થયો હતો. પ્રેમ હતો, માત્ર પ્રેમનું નિવાસસ્થાન નહોતું. સંગીતનો ઝણુતકાર હતો, માત્ર સંગીતનો અભાવ હતો. સુવાસ અવશિષ્ટ હતો, માત્ર કુસુમ કરમાઈ ગયું હતું. સૌન્દર્ય ગુણગણોનું જે નિધાન, તે માત્ર ચાલ્યું ગયું હતુ–રહ્યાં હતાં. કેવળ સ્મરણ, દીર્ઘ શોકનિ:શ્વાસ અને હૃદયભેદક રોદન વિલાપ!!!

હમણાં હમણાં જો કોઈ ઝીનત બેગમના નામ માત્રનો પણ ઉચ્ચાર કરતો, તો તે સાંભળીને બાદશાહના શરીરમાં ચરણથી મસ્તક પર્યન્ત કોપાગ્નિની જ્વાળા પ્રકટી જતી હતી. એકવાર ઝીનત બેગમે બાદશાહને મુલાકાતમાટે પૂછાવ્યું. તેનો સંદેશો સાંભળતાં જ બાદશાહે કહ્યું કે;–"એ રંડાને હડકાયા અને શિકારી કૂતરાઓને છોડીને ફાડી નખાવો!" આ વૃત્તાન્ત ઝીનતના સાંભળવામાં આવતાં જ તે ગર્વગળિત અને ભયભીત થઈ ગઈ. કાશ્મીરમાં પોતાના જીવનને સુરક્ષિત ન ધારીને ત્યાંથી તે ગુપ્ત રીતે દિલ્હી જવામાટે રવાના થઈ ગઈ.

"સલીમાના અકાળ અને ઘોર મરણનો હેતુ હું જ થયો. તેની પવિત્રતા વિશે વ્યર્થ સંશય કરીને મેં તેનો નાશ કરી નાખ્યો. મારા જેવો સ્ત્રીઘાતક પાપી આખા જગતમાં બીજો કોઈ પુરુષ મળી શકે તેમ નથી!" આવા વિચારો બાદશાહના કોમળ હૃદયમાં સર્વદા શલ્યસમાન ખૂંચ્યા કરતા હતા. બાદશાહના એ હૃદયદુ:ખને ભૂલાવવાના અમીરો અને સરદારોએ ઘણા ઘણા પ્રયત્નો કર્યા, પણ તેમના તે સર્વ પ્રયત્નો વ્યર્થ અને નિષ્ફળ જ નીવડ્યા. ખરેખર તેઓ ગાંડા જ હોવા જોઇએ–પ્રેમ અનુતાપની જ્વાળા કયાંય એવા ઉપાયોથી શાંત થતી હશે ખરી કે? પ્રેમજ્વાળા તો પ્રેમીને ભસ્મીભૂત કરીને જ શાંત થાય છે.

શોકના પ્રબળ વેગમાં માહરૂને કારાગૃહમાં નાખવાની વાતને તો બાદશાહ સર્વથા ભૂલી જ ગયો હતો. સલીમાના શોક અને તેના સમાધિની વ્યવસ્થામાં ગુંથાયલો હોવાથી બાદશાહને માહરૂના સમાચાર સાંભળવાનો અત્યાર સુધીમાં અવકાશ જ મળી શક્યો નહોતો. કેટલાક દિવસ પછી તેના મનમાં અચાનક તે દુર્ભાગી બદિવાનનું સ્મરણ થઈ આવ્યું. એ વિશે કારાગૃહના અધિકારીને પૂછતાં તેણે જણાવ્યું કે;–"બંદિવાને પોતાની ઇચ્છાથી અન્ન જળનો ત્યાગ કરીને સ્વર્ગના માર્ગનો સ્વીકાર કરી લીધો

છે–તે અત્યારે આ સસારમા નથી! સત્ય વૃત્તાન્ત બાદશાહના જાણું નામાં ન આવ્યો

પ્રહરીને પરલોકમા પાઠવીને મદિવાન્ પોબારા ગણી ગયો હતો એ વાત બીજે દિવસે જ કારાગૃહના અધિકારીના જાણવામા આવી હતી પરતુ જો આ સત્ય વાર્તા બાદશાહના જાણવામા આવશે, તો મારા અને મારા હાથ નીચેના સિપાહીઓના જીવપર જ આવી બનશે એવા ભયથી સાચી વાતને અ રને અન્દર દબાવી દઇને તેણે અને બીજા પ્રહરીઓએ એવી જ અફવા ઉડાવી કે, 'કયદી અન્ન પાણીને છોડી દેવાથી ભૂખમરાથી મરી ગયો છે' શોકવિહ્વળ શાહજહાનનો એ વાર્તામા સહજ વિશ્વાસ બધાઈ ગયો અને તેથી એ વિશે તેણે વધારે પૂછ તપાસ કરવાનું માંડી વાળ્યુ ઘણાક દિવસ પર્યન્ત ભાગ્યેશ્વર એવી રીતે પોતાની પ્રાણપ્રિયા બેગમ સલીમાના શોકમા અશ્રુવિસર્જન કરતો રહ્યા

---

## અષ્ટમ પરિચ્છેદ
### પરિચિત સગીત

મનુષ્ય સુખમા હોય કિંવા દુ ખમાં હોય પણ કાળ તો પોતાના ગમનમાર્ગમા આગળ અને આગળ ચાલ્યો જ જાય છે સની માના મરણની શોચનીય ઘટનાને જોતજોતામા વીસ પચીસ વર્ષ જેટલો કાળ થઈ ગયો હતો અને જો કે શાહજહાન સૃષ્ટિ ।। નિયમ પ્રમાણે પોતાના નિત્યવ્યવસાયોમા લાગી ગયો હતો ખરો, તથાપિ સુદરી સની માની સ્મૃતિ વારવાર તેના હૃદયને વ્યથિત કર્યા કરતી હતી આજે કેટલા વર્ષ પછી તે ગ્રીષ્મકાળના કારણથી કાસ્મીરમા આવ્યો હતો પોતાની પ્રિયા સનીમાના સમાધિના દર્શનની અને પોતાના હૃદયમાં સળગતી મર્મજ્વાળાને શાંત કરવાની અનિવાર્ય ઇચ્છા થવાથી આજે બા શાહ કોઇને પણ પોતાની સાથે ન લેતાં, એકલો જ અત પુરમાંથી બહાર નીકળીને તે શાત નદીના તીરપ્રદેશમાં આવી લાગ્યો ગભીર નિશાના સમયમાં તે જનહીન પાર્વતીય પ્રદેશમાંથી ચાલતા શાહજહાનનુ સાહસપૂર્ણ હૃદય પણ કપાયમાન થવા લાગ્યુ

કૃષ્ણવૃક્ષ પોતાના પર્ણપલ્લવમા લપાઇને જાણે અગુલીનિર્દેશ કરીને એમ જ કહેતુ હતુ કે –'આ જુઓ, સ્ત્રીઘાતક પાપાત્મા પુરુષ અહીં આવે છે! તારામડિત નીલ નભોમડળમા વિરાજેલી સલીમા કહેતી હતી કે,–"પધારો, પ્રાણનાથ! અહીં સ્વર્ગમા પધારો, એટલે મારી જોડે આપનો મેળાપ થશે આપ મારા સમાધિસ્થાનપ્રતિ જાઓ છો, પગ

ત્યાં મારી મૂર્તિકાવિના બીજું કાંઈ પણ નથી. મારા સાક્ષાત્ મિલનની આકાંક્ષા હોય, તો તો તમારે સ્વર્ગમાં જ આવવું જોઇએ!" નિશાકાલીન મંદવાયુ કંપિત સ્વરથી બાદશાહની નિર્ભર્ત્સના કરતો કહેતો હતો કેઃ-"હે સંશયાત્મન્, તારો આ સ્નેહ તે વેળાએ ક્યાં ચરવાને ચાલ્યો ગયો હતો વારુ?"

તે નિશા શુક્લ પક્ષની હતી. વૃક્ષોના પલ્લવ, લતાવલ્લરી, શ્વેતોપલમયી ગિરિસરિતાના પ્રવાહ અને તેની પાસેના સલીમાના સંગેમરમરના બાંધેલા સમાધિપર કોમળ ચંદ્રપ્રકાશ પડેલો હતો. આ દેખાવને જોઇને શાહજહાનનું શોકવ્યાકુલ હૃદય પણ કિંચિત્ પ્રસન્ન થયું. હસના ચંદ્રપ્રકાશના યોગે કોનું મન સુપ્રસન્ન ન થાય વારુ? કેવળ ચોર અને અભિસારિકાનું-એમના વિના સર્વનાં મન પ્રસન્ન થવાં જ જોઇએ.

એવામાં અચાનક તે નિશાકાલીન ગંભીર નિઃસ્તબ્ધતાનો ભંગ કરીને મુરલીનો અતિ મધુર ધ્વનિ શાહજહાનનાં શ્રવણોમાં આવીને અથડાયો. તે નિર્જન પર્વત, પ્રત્યેક ગિરિકંદરા અને શાંતિથી વહન કરતી નદીના ગર્ભમાં તે મુરલીનો કરુણ રવ ગુંજી રહ્યો હતો. તે સકરુણ વિલાપમય સંગીતને સાંભળી બાદશાહના પ્રાણ પ્રેમવ્યાકુળ થઈ ગયા. તે શ્રુતિમનોહર નાદને સાંભળતો સાંભળતો ધીમાં પગલાંથી શાહજહાન સલીમાના સમાધિસ્થાનપ્રતિ જવા લાગ્યો.

એક ઘનપલ્લવયુક્ત વૃક્ષે સમાધિપર પોતાની છાયાનો પ્રસાર કરેલો હતો. તે વૃક્ષના પલ્લવમાં બાદશાહે જોયું તો ત્યાં એક આશ્ચર્યકારક આદર્શ તેના જોવામાં આવ્યો; સલીમાના સમાધિપર એક મનુષ્યમૂર્તિ બેઠેલી હતી.

દિલ્લીશ્વરના શરીરમાં વિસ્મયના યોગે રોમાંચ ખડાં થઈ ગયાં. આવા ગંભીર નિશાકાલમાં સ્વર્ગીય સલીમાના સમાધિપર કોણ બેઠું હશે, એના ભેદને તે સમજી શક્યો નહિ. ધૈર્યનું અવલંબન કરીને તે આગળ ચાલ્યો. વર્ષાના જળના સતત ઝરવાથી જમીનમાં વચ્ચે એક સાધારણ મોટો ખાડો પડેલો હતો, તેને ઓળંગી જવામાટે જેવો બાદશાહ નીચો નમ્યો, તેવામાં તેના પગ તળેના પાષાણ ગબડી જવાથી એક મોટો અવાજ થયો. બાદશાહની દૃષ્ટિ એ વેળાએ સહજ નીચી નમી ગઈ. ક્ષણ પછી તેણે ઊંચાં નેત્રો કરીને જોયું તો શું આશ્ચર્ય કે, જે માનવમૂર્તિ ક્ષણ પૂર્વે સમાધિપર બેઠી હતી, તે આ ક્ષણે ત્યાં નહોતી.

શાહજહાન આશ્ચર્યથી સ્તંભિત થઈ ગયો. તેણે વિસ્મયપૂર્ણ નેત્રોથી ચારે તરફ દૃષ્ટિપાત કર્યો, પરંતુ કોઈ પણ તેના જોવામાં આવ્યું નહિ. દિલ્લીશ્વર હવે સમાધિ સમક્ષ આવી લાગ્યો. ત્યાં આવતાં તેને દેખાયું,

કે, સમાધિની બન્ને બાજૂએ કાળા અને સફેદ રંગના કેટલાક ન્હાના મોટા પાષાણ પડેલા હતા. કાળા પાષાણોની વચ્ચે સફેદ પાષાણોને ગોઠવીને કોઇએ એક પ્રકારની અક્ષરરચના કરી હતી. બાદશાહે કિંચિત્ નમીને સ્વચ્છ ચંદ્રપ્રકાશમાં વિસ્મિત ચિત્તથી જોયુ તો ફારસી લિપિમાં સમાધિની બન્ને બાજૂએ નીચે પ્રમાણેના અક્ષરો વંચાયા;-

"સલીમા અને માહરૂ !"

સમાધિપર પણ યત્નથી એકત્ર કરેલાં પુષ્કળ વન્ય પુષ્પો દૃષ્ટિગોચર થયાં. કિંચિત સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરતાં શાહજહાનના જોવામા આવ્યું કે, ત્યાં પણ શ્વેત પુષ્પો સાથે રક્ત પુષ્પોને ગોઠવીને કોઇએ અક્ષર રચના કરી હતી અને તે પણ "સલીમા અને માહરૂ" જ.

આ આશ્ચર્યમય પ્રકારને જોઇને આશ્ચર્ય તથા ભયના યોગે તે સ્તમ્ભિત અને સંજ્ઞાશૂન્ય જ બની ગયો. નિર્જન પાર્વતીય પ્રદેશમાં ઊભો રહીને તે ઉચ્ચ સ્વરે પોકાર કરવા લાગ્યો કે;-"માહરૂ, માહરૂ, તુ કયાં છે ? એકવાર તો મને દર્શન દે. મેં તને તે સમયે યથાર્થ ઓળખ્યો નહોતો. અત્યારે તું સ્વર્ગમાંનો પુણ્યાત્મા પ્રાણી છે. મારી પ્રિયતમા સલીમાના સ્વર્ગમાંના સમાચાર મને સંભળાવ અને તે સ્વર્ગસ્થ સુંદરીને આ વિરહવહ્નિથી બળતા શાહજહાનનો સંદેશ જઇને આપ. માહરૂ, મારા-પર આટલી કૃપા કર. હું બાદશાહ તો છું, પણ તારી પાસેથી દીન જન પ્રમાણે આ યાચના કરુ છું. મારી આટલી પ્રાર્થનાનો સ્વીકાર કર."

કોઈ પણ આવ્યું નહિ અને શાહજહાનની પ્રાર્થનાનું કોઇએ કાંઈ ઉત્તર પણ આપ્યું નહિ. બાદશાહના શબ્દોનો પ્રતિધ્વનિ થયો અને તેનો પુનઃ શાંત વાતાવરણમાં લય થઈ ગયો. પુનઃ તે પર્વતપ્રદેશ શબ્દશૂન્ય થયો. એ વેળાએ ચંદ્રિકા હાસ્ય કરતી હતી. ચંદ્રિકાનું તે મધુર સ્મિત બાદશાહને વિષ સમાન કડુ લાગ્યું. આ બનેલા સર્વ બનાવથી અત્યંત વિસ્મિત થઇને ધીમે ધીમે ધીર પદથી તે રાજમહાલય તરફ જવાને પાછો વળ્યો.

તે થોડાક અંતરપર ગયો હશે, એટલામાં સમાધિસ્થાનમાંથી પુનઃ મધુર સંગીતની લહરીઓ આવીને તેનાં કર્ણોમાં અથડાવા લાગી. પરંતુ અત્યારે મુરલીના ધ્વનિનો અભાવ હતો. જાણે કિન્નરકંઠમાંથી જ તે સંગીતનો ઉદ્ભવ થતો હોયની ! એવો જ ભાસ થતો હતો.

શાહજહાન માર્ગમાં જ ઊભો રહીને તે સંગીતનું શ્રવણ કરવા લાગ્યો. સંગીતના શબ્દો સ્પષ્ટતાથી સંભળાતા હતા. કોઈ કોમળ કંઠથી સ્વર મેળવીને ગાતું હતું કે;-

"દુઃખવા મયઁ કાસે કહુ મોરી સજની ?"

આ સંગીત તો બાદશાહનું દીર્ઘ પરિચિત હતું. સલીમાના ગંધર્વ ગૌરી તુલ્ય કંઠમાંથી નીકળતા એ સંગીતનું બાદશાહે અનેકવાર શ્રવણ કર્યું હતું. પરંતુ તેના શ્રવણથી અત્યાર પ્રમાણે તે આટલો બધો આકુળવ્યાકુળ કદાપિ થયો નહોતો.

મોતીમહલમાં આવીને શાહજહાન પીડિત હૃદયથી શય્યામાં પડી ગયો. શય્યામાં પડવા છતાં તેને શાંતિનો લાભ તો ન જ મળ્યો. મોતીમહલની ઊઘાડી બારીઓમાંથી તે સંગીતની લહરીઓ હજી પણ અંદર આવતી હતી. એવી રીતે પ્રત્યેક નિશાના સમયમાં તે નદીતીરસ્થ સમાધિસ્થાન તરફથી કોઈવાર મુરલીનો ધ્વનિ, તો કોઈવાર માનવકંઠમાંથી નીકળતા મધુર સંગીતનો ધ્વનિ આવીને તેના કાનોમાં અથડાયા કરતો હતો. સલીમાના વિરહની મર્મજ્વાળા અસહ્ય થવાથી હવે શાહજહાને કાશ્મીરમાંથી ચાલ્યા જવાનું જ યોગ્ય ધાર્યું અને તદનુસાર થોડા દિવસમાં જ તે પાછો દિલ્લી તરફ પ્રયાણ કરી ગયો.

દીર્ઘકાળ પર્યન્ત કાશ્મીરના તે પર્વતપ્રદેશમાંના લોકો સલીમા બેગમના સમાધિસ્થાનમાંથી ઉત્પન્ન થતા તે કરુણ નિશાગીત અને મધુર મુરલીરવનું શ્રવણ કર્યા કરતા હતા. તે લોકો એ સંગીતને ભયભીત ચિત્તથી સાંભળતા હતા; પરંતુ સાહસ કરીને એ ઘટનાના રહસ્યને જાણવાનો અંતપર્યન્ત કોઈએ પણ કશો પ્રયત્ન કર્યો નહિ. આ એક અલૌકિક ઘટના છે, એવી જ માન્યતા લાંબા સમય સૂધી ત્યાં પ્રચલિત હતી.



# ગુલ્નાર બેગમ

## પ્રથમ પરિચ્છેદ

### નીલવસ્ત્રના સુંદરી

નૌરોજનો દિવસ હતો. આગ્રા નગર તે દિવસે આનન્દથી ઉભરાઈ જતુ દેખાતુ હતુ સર્વત્ર દીપમાળા અને પુષ્પશૃંગાર આદિની વિપુલતા જોવામા આવતી હતી મુગલ બાદશાહના મહાલયની શોભા તો વળી અપ્રતિમ હતી નાના પ્રકારની વિવિધરંગીય દીપાવળીથી શૃંગારેલા બાદશાહ શાહજહાનના સ્ફટિક પાષાણના મહાલયને જોઈને દિલ્હીશ્વરના વૈભવ વિશે પ્રેક્ષકોના મુખમાથી ધન્યોદ્ગાર નીકળ્યા વિના રહેતા નહોતા

રાજમહાલયનો તે દિવસનો શૃંગાર અવર્ણનીય તો હતો જ, પરન્તુ મીનાબાજારમા વળી તેના કરતા પણ વધારે શૃંગાર શોભા વિસ્તરેલી હતી સર્વ રમણીયતા ત્યાં આવીને એકત્ર થઈ હતી મીનાબાજાર એક શ્વેત પાષાણની બાંધેલી ન્હાનકડી ઇમારત હતી એ સમચોરસ ઇમારતના અંદરના ભાગમા ચારે બાજૂએ ન્હાની ન્હાની દુકાનો બાંધવામા આવી હતી શાહજહાનની સભાનું સર્વ ઐશ્વર્ય આજે એ લઘુ સ્થળમાં દૃગ્ગોચર થતુ હતુ આજે એ સ્થાનમાં સ્ત્રીઓનો મેળો ભરાયેલો હતો આખા વર્ષમા એ નૌરોજના દિવસે દિલ્હીશ્વરના રાજ્યમાના મોટા મોટા શ્રીમંત લોકો પોતાની સ્ત્રીઓને વ્યાપારવ્યવસાય કરવામાટે મીનાબાજારમા મોકલતા હતા સુગંધિત દીપકોનો મંદ મંદ પ્રકાશ ઇતસ્તતઃ પરિભ્રમણ કરનારી સુંદરીઓના બહુમૂલ્ય જરીના પોષાકોપર પડવાથી તેનો ચમકાટ બહુ જ મનોમોહક દેખાતો હતો હીરક, મૌક્તિક, પદ્મરાગ અને મરકત ઇત્યાદિ રત્નોની જાણે પોતપોતાની રુચિર પ્રભા વિશે પરસ્પર પ્રતિસ્પર્ધા જ ચાલી રહી હોયની, એવો જ ભાસ થતો હતો અપરિમિત સુંદર અને ઉત્ફુલ્લ મુખારવિંદો તેમ જ કમનીય ગાત્રલતા, દીપપ્રભારૂપ કૌમુદીમાં જાણે ક્રીડા જ કરતાં હતા!

તે દિવસ મહોત્સવનો હોવાથી સમસ્ત નગરમા બાહ્ય સૌન્દર્યનું પ્રદર્શન જ થયેલું હતુ પરન્તુ એક વિશિષ્ટ વ્યક્તિને જોતા એ સર્વ આડમ્બર વ્યર્થ જણાતો હતો આટલી બધી બહુમૂલ્ય વસ્ત્રાલંકૃત અને રત્નવિભૂષિત સુંદરીઓ ત્યા સંચાર કરતી હતી, પણ પ્રેક્ષકોની દૃષ્ટિ તેમનામા ન જતા એક કૃશાંગી વ્યક્તિ પ્રતિ જ પ્રથમ આકર્ષાતી હતી તેણે પોતાના શરીર અને મસ્તકપર લીલા રંગની એક ઝીણી ઓઢણી

ઓની લીધી હતી. બાદશાહ શાહજહાન પોતાના ખાસ મહાલયમાંના સિંહાસનપર બેસીને પડદા પાછળથી મીનાબાજારમાંના સૌન્દર્યપ્રદર્શનનું અવલોકન કરતો હતો. બાદશાહની દૃષ્ટિ પણ તે નીલવસ્ત્રાવગુંઠિત બાળા પ્રતિ આકર્ષાઈ.

શાહજહાન અનિમેષ નેત્રોથી તેને જોવા લાગ્યો. તે આ દુકાન-પરથી તે દુકાનપર અને ત્યાંથી વળી આગળ, એવી રીતે સ્ત્રીઓના બજારમાં ફર્યાં કરતી હતી. તથાપિ બાદશાહે તેના અવલોકનમાં પરોવાએલી પોતાની દૃષ્ટિને અન્યત્ર જવા દીધી નહિ. દિલ્લીશ્વરે ખાજાસરાને ઉદ્દે-શીને કહ્યું કે;–"રોશન, આવું સુંદર પુષ્પ તો બાદશાહના બગીચામાં જ શોભી શકે!"

"સત્ય છે, જહાંપનાહ! જો આલમપનાહનો ઇશારો હોય, તો-એ ફૂલને અહીં લઈ આવવાને ગુલામ તૈયાર છે." રોશને કહ્યું.

"એક સુકુમાર પુષ્પને તારા જેવા ભીખારડાના પત્થર જેવા હાથનો સ્પર્શ થવો યોગ્ય નથી; એને તો કોમળ હસ્તનો જ સ્પર્શ થવો જોઇએ. જા, અને પ્રથમ તો એ કોણ અને કોની સ્ત્રી તથા કોની પુત્રી છે, એ સર્વ સમાચાર લઈ આવ." શાહજહાને આજ્ઞા કરી.

આજ્ઞાને મસ્તકે ધારી મસ્તક નમાવીને રોશન ત્યાંથી ચાલ્યો ગયો.

---

## દ્વિતીય પરિચ્છેદ

### પ્રણયપીડા

આગાબેગના ભવ્ય મહાલયમાંના એક ઓરડામાં એક તરુણ બેઠેલો હતો. તેનું વય અદ્યાપિ પૂરું વીસ વર્ષનું પણ નહિ હોય. ગુલ્જારનો જન્મ તાર્તારમાં થયો હતો. આગ્રા નગરના તે સમ-યના અમીરઉલ્‌ઉમરા આગાબેગનો તે દૌહિત્ર થતો હતો. ગૃહમાં બાદ-શાહ સમાન ઐશ્વર્ય અને કોઈ પણ પ્રકારના સુખોપભોગ અથવા વિલાસ વૈભવની ન્યૂનતા ન હોવાથી તે પોતાના મહાલયમાંથી બહાર નીક-ળીને સૂર્યદર્શનનો પરિશ્રમ શામાટે ભોગવે વારુ? શરીર વ્યાયામનો તેને કદાપિ પરિચય ન હોવાથી સુંદરી સમાન તેનું શરીર અતિ કોમળ અને મૃદુમાંસલ બની ગયું હતું. તેના મુખમંડળમાં પુરુષોચિત તેજસ્વિતાના વિસ્તારને બદલે કુમારિકાને શોભે તેવી સુકુમારતા વિલસતી હતી. તેના તે વિખરેલા કુરલ કેશ અને ચંચળ કૃષ્ણ નેત્રોના યોગે ગુલ્જારનું મુખમંડળ એક સુંદર તરુણી સમાન ભાસતું હતું. અત્યારે ગુલ્જાર કલ્પના-સૃષ્ટિમાં ભ્રમણ કરતો ગાદીપર બેઠો હતો; એટલામાં તેની પિતરાઈ બહેન ગુલ્નાર પોતાનાં પગલાંનો અવાજ થવા ન દેતાં ત્યાં આવી અને આનંદાદ્-

વેગથી એકદમ ગુલ્જારના શરીરપર પડી ગઈ. ગુલ્જાર અને ગુલ્નારનો પરસ્પર અતિશય સ્નેહસબંધ હતો. ઘણાં વર્ષો તેમણે સાથે રહીને વીતાવ્યાં હતા. વારવાર એક બીજા સાથે લડી ઝગડી પાછો મેળ મેળવી લેવામાં જ તેમના એકત્ર વાસનો કાળ વીતેલો હોવાથી તેમનો સ્નેહ દઢતર થયો હતો. ગુલ્નારનું વય પદર વર્ષનું હતું. રૂપ અને વયની દૃષ્ટિથી જોતા એ દપતી પરસ્પર અનુરૂપ દેખાતી હતી,-પણ શું ઈશ્વરે એમનું જોડું એવું જ નિર્માણ કર્યું હતું કે?

ગુલ્નાર ગુલ્જારના શરીરપર પડી, પણ ગુલ્જાર જરાક એક બાજૂએ ખસી જવાથી તે ઊંધે મોઢે જમીનપર પછડાઈ પડી. ગુ જાર પોતાની ચપળતાને જોઇને પોતે જ હસવા લાગ્યો

ગુલ્નારે કહ્યુ,-"એ પશુ, હી હી હી શું કરે છે? તારા મનમા અત્યારે શુ થાય છે વારુ?"

"મારા મનમા ગમે તે થાય છે પણ ગુલ્નાર, તારુ માથુ આમ ફ્ગેલુ કેમ દેખાય છે વારુ? તને શુ થયુ છે?" ગુલ્જારે હસીને જ કહ્યુ.

"મને કાંઈ પણ નથી થયુ, મારુ માથુ તો ઠેકાણે જ છે-ને ધડપર હતુ ને ધડપર જ કાયમ છે. પણ જો એ માથુ ફૂટી ગયુ હોત, તો તારી ખુશીનો તો પાર જ ન રહેત, ખરુ કે નહિ?" ગુલ્નાર મર્મમાં બોલી.

ગુલ્જારનો વિનોદ તે બાળાના મનમા શલ્ય સમાન સાલના લાગ્યો, એમા તો શકા નહોતી જ. પોતાના અયોગ્ય કૃત્યથી ગુલ્જાર શર્માઈ ગયો પોતાના વિનોદથી ગુલ્નારને પીડા થયેલી જોઇને આનદ માને, એટલુ બધુ તેનુ અન્તઃકરણ કઠોર નહોતું કેટલાકોને, વિનોદમા આ પુરુષ ઘણો જ પ્રવીણ છે, એની પ્રશસા મેળવવાની આકાંક્ષા હોય છે, પરતુ તે વિનોદના યોગે જો બીજાના મનમા વેદના થાય, તો તેઓ પોતાની કૃતિમાટે બહુ જ લજ્જિત થઈ જાય છે. ગુલ્જારનો સ્વભાવ પણ એવા જ પ્રકારનો હતો ગુલ્નારને કોપાયમાન થયેલી જોઇને ગુલ્જાર ગભરાઈ ગયો. શુ કરવુ અને શુ બોલવુ, એની તેને સૂઝ ન પડી એક મૂકસ્તંભ પ્રમાણે તે નિર્વાક્ બની ગયો. ગુલ્નાર પણ તેને જોતી ઊભી રહી

એ અબોલાનો અલ્પ સમયમાં જ લોપ થયો. ગુલ્નાર પણ તેને બહુ જ હસીને કહેવા લાગી કે,-"કેમ અબોલારાજ, તમારી બુદ્ધિ કુંઠિત થઈ કે નહિ?"

બાળાના આ પ્રશ્નથી ગુલ્જારના મનમાં કાંઈક ધૈર્ય આવ્યુ, છતાં તે બોલવાની હિંમત કરી શક્યો નહિ. ગુ'નાર આગળ વધીને કહેવા લાગી કે; "તેં મને મૂર્ખતા કરીને પાડી તો નાખી, પણ હું તને શુ કહેવાને આવી'તી, એની તને કાંઈ ખબર છે ખરી કે?"

"તારી મરઘીએ સોનાનાં ઈંડાં મૂક્યાં છે એ જ! એ વિના તું વળી બીજું તે શું કહેવા આવી હઇશ?" ગુલ્જારે વિનોદથી કહ્યું.

"અરે ખુરમજ્! એ નહિ, પણ એના કરતાં ઘણી જ અગત્યની વાત મારે તને સંભળાવવાની છે-એ બહુ-બહુ જ અગત્યની વાર્તા છે."

આમ કહીને તે રુચિર બાળાએ ગુલ્જારના સુકુમાર હસ્તોને પોતાના હર્ષભરિત હૃદય સાથે ચાંપ્યા અને આનંદસ્ફુરિત લોચનવડે ગુલ્જારના મુખમંડળમાં દૃષ્ટિને પરોવી આનંદ દર્શાવીને કહ્યું કે;–"ગુલ્જાર, હું બેગમ થવાની છું!"

પોતાના પ્રિયતમ સુહૃદને એ આનંદવાર્તા સંભળાવતાં એ કુમારિકાના નિર્મળ અને નિષ્કપટ મુખમંડળમાં આનંદ અને તેજસ્વિતાની છટા સ્પષ્ટતાથી દૃગ્ગોચર થવા લાગી હતી. ગુલનારના એ શબ્દો સાંભળી ગુલ્જાર ખચકાઇને જરાક પાછળ હઠી ગયો અને બોલ્યો કે;–"આમ કદાપિ બને જ નહિ."

"ના, એ તદ્દન ખરી વાત છે." ગુલનારે પ્રફુલ્લ મુખથી કહ્યું.

ગુલ્જારના મુખમંડળમાં નિસ્તેજસ્વિતા છવાઈ ગઈ. તેણે ખિન્ન અંતઃકરણથી પૂછ્યું કે;–"તું બેગમ કેવી રીતે થવાની છે!"

"આજે મારા પિતાને બાદશાહે બોલાવ્યા હતા અને તેમની પાસેથી મારા હાથની માગણી કરી હતી. ગઈ કાલના નૌરોજના બાજારમાં બાદશાહે જરૂર મને જોયેલી હોવી જોઇએ. પણ ગુલ્જાર, તું મને આમ આંખો ફાડીને શામાટે જોયા કરે છે? હું બેગમ થવાની છું-કાંઈ ભૂતભૂત થવાની નથી, સમજ્યો?" ગુલનારે નિર્દોષ બુદ્ધિથી કહ્યું.

પણ જો ગુલનાર ભૂત થવાની હોત-તેમાંથી હજાર ભૂત થવાની હોત-તોપણ તે વાર્તા સાંભળીને ગુલ્જારનું અંતઃકરણ આવી રીતે દ્વિધા ન થાત. ગુલનારના મુખથી આ વાર્તા સાંભળીને તેના આશાવૃક્ષના મૂળપર કુઠાર પડવાનો જ તેને ભાસ થયો. તેના અંતઃકરણના સર્વથા નિગૂઢ સ્થળમાં તીવ્ર વેદના ઉત્પન્ન થતાં, તેના શરીરમાં કંપનો આવિર્ભાવ થયો. જો તેના વક્ષઃસ્થળમાં સહસ્ત્રાવધિ શર આવીને પેસી ગયાં હોત, તો તેમની વેદનાને તે સહજ સહન કરી શકત; પણ આ વાર્તારૂપ શરસંધાન ગુલ્જારના હૃદયને સર્વથા અસહ્ય થઈ પડ્યું.

ત્યારે ગુલ્જારનો પ્રેમ ગુલનારમાં બંધાયો હતો કે શું? તે બિચારાને પ્રેમમયી મનોવૃત્તિનું પ્રત્યક્ષ જ્ઞાન તો નહોતું જ. બાલ્યાવસ્થાથી અત્યાર સુધી ઉભયનો એકત્ર નિવાસ હોવાથી અને ઉભય સાથે જ ઉછરી રમેલાં કૂદેલાં હોવાથી ગુલ્જાર એ બાળાના સહવાસને જ સુખ-

સર્વસ્વ માનતો હતો. તથાપિ આજ સુધીમાં આ પરીક્ષાની ઘટિકા પર્યન્ત એ પોતાની એક સહવાસિની અને સહચારિણી છે, એના કરતાં વિશેષ મનોવિકાર તેના હૃદયમાં ઉદ્દીપ્ત થયો નહોતો. પોતાના હૃદયમંદિરમાં અજ્ઞાત રીતે તેની સ્થાપના થયેલી છે અને પોતે તેને એવું અચળપદ આપ્યું છે, કે જેના યોગે તે તેના દ્વિતીય હૃદયરૂપ જ બની ગઈ છે, એ રહસ્યને એ ક્ષણ પર્યન્ત તે જાણી શક્યો નહોતો. ગુલ્નારે કહેલી વાર્તા, તે તેના ભાવિ વિયોગની સૂચના જ હતી–પ્રિય સુહૃદોને વિયુક્ત કરનારો તે દારુણ વજ્રાઘાત જ હતો. ગુલ્જારને પોતાના હૃદયમાંના ગુપ્ત મનોવિકારનો આજે પરિચય થયો તેથી અને જો ગુલ્નારનો વિયોગ થશે, તો આ હૃદય પણ નષ્ટ થઈ જશે, એવો પૂર્વ રંગ દેખાવાથી જાણે અત્યારે જ કોઈ બળાત્કારે તેના હૃદયને હરીને લઈ ગયું હોયની, એવો જ તેને પ્રત્યક્ષ ભાસ થવા લાગ્યો.

ગુલ્નારે ગુલ્જારને પ્રેમ તથા લાડથી ઘણી હાંકો મારી અને વિનતિ કરી, તથાપિ તેના ઉત્તરમાં ગુલ્જારે એક શબ્દ માત્રનો પણ ઉચ્ચાર કર્યો નહિ. નિઃસ્તબ્ધ અને વ્યથિત અંતઃકરણથી તે તરત ત્યાંથી ઊઠીને ચાલ્યો ગયો. તેના જવા પછી ગુલ્નારના મનઃસમુદ્રમાં વિચારતરંગો ઉદ્‌ભવવા લાગ્યા–તેના હૃદયસમુદ્રમાં ક્ષોભનો આરંભ થયો. ગુલ્જારની ઉદાસીન મુખમુદ્રા તેની દૃષ્ટિસમક્ષ આવીને ઊભી રહી અને તે આકુળ વ્યાકુળ થઈ ગઈ. ગુલ્જારના ખેદના કારણને તે જાણી ગઈ. ગુલ્જાર કેવળ પોતાનો મિત્ર અને સહચારી જ નહિ, કિન્તુ પૂર્ણ પ્રેમી પણ છે અને અત્યારે મારા ઉચ્ચારેલા શબ્દોથી એની પ્રેમનિરાશા થએલી છે, એ સત્ય હવે તેના જાણવામાં આવી ગયું. આ વિચાર મનમાં આવતાં જ તે શોકાતુર અને નિરાશ થઈ ગઈ. અજ્ઞાતયૌવના બાળાએ અત્યાર-લગી ગુલ્જારને પોતાના પ્રિયતમ મિત્ર ઉપરાંત અન્ય દૃષ્ટિથી જોયો નહોતો. પણ 'મેં આજે મારા પ્રણયીના અંતઃકરણમાં દારુણ આઘાત કર્યો છે,' એ વિચાર તે મુગ્ધ બાળાના મનને બહુ જ વ્યથિત કરવા લાગ્યો. કેટલાક સમય પર્યન્ત વિચારમગ્ન અવસ્થામાં તે ત્યાં જ ઊભી રહી અને તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. દુઃખથી નિઃશ્વાસ નાખવાનો આજે આ તેને પ્રથમ પ્રસંગ જ પ્રાપ્ત થયો હતો; પણ દુર્ભાગ્યે તેના એ નિઃશ્વાસના પ્રસંગને અંતિમ પ્રસંગ થવા દીધો નહિ!

તે દિવસે ગુલ્જાર જે ગયો તે પાછો ક્યાંય જોવામાં ન આવ્યો. તેના દુઃખનું કારણ પોતે થવાથી ગુલ્નારે અશ્રુ વર્ષાવવામાં કશી પણ ન્યૂનતા ન રાખી. 'જો બાદશાહની ઇચ્છા વિરુદ્ધ વર્તન થાય, તો અમારા સઘળાની ધણધાણી થઈ જશે અને બધાંની ગર્દનપર તલ્વાર ફરી વળશે,

એ રહસ્યને સારી રીતે જાણવા છતાં પણ જો પોતાનો તે પરમમિત્ર પુનઃ દૃષ્ટિગોચર થાય, તો પોતાના ભાવિ બેગમપદને ત્યાગી દેવાને પણ તે તૈયાર થઈ ગઈ. અશ્રુપૂર્ણ નેત્રોથી તેણે પોતાના પિતાના ગૃહનો ત્યાગ કર્યો. 'હું અત્યારે જે સદ્ભાગ્યપદવીપર આરૂઢ થાઉં છું, તે મારી પદવી સુખકર થાય એવો આશીર્વાદ આપવાને મારો મિત્ર મારી પાસે નથી' આમ જોઇને ગુલ્નારે જે વિલાપ કર્યો, તે સર્વથા અવર્ણનીય હતો. ગુલ્જારનું પ્રેમમય હૃદય પોતાને પ્રાપ્ત થનારાં બહુમૂલ્ય રત્નો કરતાં પણ અત્યંત બહુમૂલ્ય કિંવા અમૂલ્ય હતું, એ હવે સારીરીતે તે બાળાના જાણવામાં આવી ગયું.

---

## તૃતીય પરિચ્છેદ
### અસૂયાનો અધિકાર

ગુલ્નાર નિષ્કપટ અને પ્રેમાળ અંતઃકરણની એક ભોળી બાળા હતી. પોતે બેગમ થવાના વિચારથી તેના હૃદયમાં હર્ષ થયો હોય, તો તેમાં આશ્ચર્ય જેવું શું હોઈ શકે વારુ ? જે વેળાએ બાદશાહી જનાનખાનામાં તેણે પ્રવેશ કર્યો, તે વેળાએ તેના મનમાં કેટકેટલાં મનોરાજ્યો ઉદ્ભવતાં હતાં, એ કહી કે ગણી શકાય તેમ નથી. તથાપિ તે સર્વથા આનંદસાગરમાં જ ક્રીડા કરતી હતી, એમ તો નહોતું જ. ગુલ્જારના દુઃખનું કારણ તે પોતે થઈ હતી, એ વિશેની વેદના તો તેના મનમાં ચાલુ જ હતી. પરંતુ કેટલાક દિવસ પછી તે અલ્પ અને ઉચ્છૃંખલ બાળા એ ઘટનાને ક્ષણેક અંશે ભૂલી ગઈ. વિવાહસમારંભના ઠાઠમાઠ અને વૈભવ આદિને જોઇને તેનાં નેત્રો અંજાઈ ગયાં અને 'હવે હું ભારતેશ્વરના રંગમહાલયમાંનાં સર્વ ઐશ્વર્યોની સ્વામિની થઇશ' એ વિચારથી તેના મનમાં અતિશય આનંદ થવા લાગ્યો.

ગુલ્નારનો રંગમહાલયમાં પ્રથમ પ્રવેશ થયો, તે વેળાએ પોતાના મનોરથોના ભંગનાં કાંઈ પણ ચિન્હો તેનાં જોવામાં આવ્યાં નહિ. તે દિવસે મહાલયને બહુ જ મોહક રીતિથી શૃંગારવામાં આવ્યો હતો. સામ્રાજ્યમાંના સ્પૃહણીય ઐશ્વર્યનું જાણે ત્યાં પ્રદર્શન જ કરવામાં આવ્યું હતું. બાદશાહના જનાનખાનામાંની સુંદરીઓ ઉત્તમ પ્રકારના શૃંગાર ધારીને નવીન બેગમના સ્વાગતપ્રસંગની આતુરતાથી વાટ જોતી ઊભી હતી. બેગમની પાલખી જે વેળાએ મહાલય પ્રતિ જતી હતી, તે વેળાએ બેગમનાં મુખાવલોકનમાટે એકત્ર થયેલી સહસ્ત્રાવધિ લલનાઓનાં વદનોથી તે લાલ મહાલયની ખાનગી વાટો ઉભરાઈ જવા લાગી હતી. જેમ જેમ ગુલ્નારની પાલખી આગળ અને આગળ વધવા લાગી, તેમ તેમ તે

અંતઃપુરના ઐશ્વર્યને જોઈને જાણે તે પોતે દિવ્ય લોકમાંના વિલાસમંદિરમાં જ સંચાર કરતી હોયની! એવો જ તેને ભાસ થવા લાગ્યો. બેગમની પાલખી ખાસ મહલના દ્વારપર જઈ પહોંચતાં બાદશાહ શાહજહાનની શાહજાદી જહાનઆરા ગુલ્નારને લેવામાટે સ્હામી આવી અને મહાપ્રેમથી તેનું સ્વાગત કરીને અંદરના મહાલયમાં લઈ ગઈ. સ્વાગતના આ અપ્રતિમ આડંબરને અવલોકીને ગુલ્નાર પોતાના જીવિતને ધન્ય અને સફળ માનવા લાગી.

મેજ્માનીની સમાપ્તિ થયા પછી જહાનઆરા ગુલ્નારને પાસેના એક ચંદનના દ્વારમાંથી બીજા એક સુંદર દાલાનમાં લઈ ગઈ, અને 'આ મહાલય બેગમ સાહબાનો છે' એમ તેને જણાવીને તેણે તેની રજા માગી. બાદશાહોના જનાનખાનામાંનાં કારસ્થાનોની એ બાળાને શી ખબર હોય વારુ? શાહજાદી જહાનઆરાના એ બાહ્ય પ્રેમાળ વર્તતને જોઈને ગુલ્નારના આનંદનો અવધિ થયો હોય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નહોતું. ગુલ્નારે પણ મહાપ્રેમથી સલામ કરીને શાહજાદીને જવાની રજા આપી.

બાદશાહના જનાનખાનામાં બીજી પણ એક બેગમ આવી, એ જોઈને જહાનઆરાના આંતરિક અસંતોષની સીમા થઈ હતી. તેને તો એ જાણે એક નવીન અરિષ્ટ જ આવ્યું હોયની, એમ જ જણાવા લાગ્યું. 'આ પહેલાં જે બેગમો રંગમહાલયમાં આવી હતી, તેમણે કેટલાક પરિમિત કાળ પર્યન્ત જ બાદશાહને પ્રેમનો ઉન્માદ લગાડ્યો હતો; અલ્પકાળ પર્યંત જ બાદશાહપર તેમનું વર્ચસ્વ રહી શકતું હતું. પણ અત્યારે જે નવી બેગમનો અંતઃપુરમાં પ્રવેશ થયો છે, તે સર્વથા લાવણ્યભંડારરૂપ હોવાથી બાદશાહને જરૂર પોતાની મુઠ્ઠીમાં રાખશે' આવા વિચારથી શાહજાદીના મનમાં અસૂયાનો અગ્નિ પ્રજળવા માંડ્યો. જહાનઆરા શાહજહાનની પુત્રી હોવા છતાં બાદશાહના ખાસ મહાલયમાં સર્વ પ્રકારે તેનો જ સ્વતંત્ર અધિકાર ચાલતો હતો અને એ સત્તા ચલાવવામાં તે એક પ્રકારની અતિશય મહત્તા માનતી હતી. ગુલ્નારની પૂર્વે જે બેગમોએ ખાસ મહાલયમાં પ્રવેશ કર્યો હતો, તેમનો પ્રભાવ બાદશાહપર ન પડવા દેવાના તેણે અનેક પ્રકારના નીચ પ્રયત્નો કર્યાં હતા અને એમ કરીને પોતાની સત્તાને અવિચળ રાખી હતી, પણ 'જો બાદશાહ એકવાર આ અવ્યાજમનોહર સુંદરીના સ્નેહપાશમાં સપડાયો, તો પછી મારી સત્તા લેશ માત્ર પણ કાયમ રહેવાની નથી,' આવો ભય ઉત્પન્ન થવાથી જહાનઆરા સંતાપ તથા અસૂયાના ભયંકર અગ્નિથી દગ્ધ થવા લાગી.

કોપના આવેશમાં જ તે મુમ્તાજ઼ બેગમ પાસે ગઈ. આજના આ સમારંભમાં મુમ્તાજ આવી નહોતી. તે પોતાના મહાલયમાંથી આજે બિલકુલ બહાર નીકળી નહોતી. જહાનઆરા તેના મહાલયમાં ગઈ, તે વેળાએ મુમ્તાજ રડતી બેઠેલી તેના જોવામાં આવી. એક સુવર્ણના પલંગ પરની જરીથી ભરેલી શય્યામાં ભારતેશ્વરની લાવણ્યમયી પટરાણી કેશને અસ્તવ્યસ્ત કરી અશ્રુ ઢાળતી પોતાના સુકુમાર વદનને છૂપાવીને એક બાળક પ્રમાણે રોદનવ્યાપારમાં પ્રવૃત્ત થઈ હતી.

મુમ્તાજ બેગમને આવી રીતે શોકનિમગ્ન જોઈને જહાનઆરા પણ અશ્રુ વર્ષાવી એક પ્રકારના આડંબરયુક્ત દંભથી કહેવા લાગી "અમ્માં, જહાંપનાહ શહનશાહની સર્વશ્રેષ્ઠ બેગમને આમ કરવું શોભતું નથી!"

રડતાં રડતાં જ મુમ્તાજ઼ બેગમે ઉત્તર આપ્યું કે;–"જહાનઆરા, તારું આ બોલવું નિષ્ઠુરતાવાળું છે. બેટા, તું કુમારિકા છે, એટલે પરણેલી સ્ત્રીઓનાં અંતઃકરણ કેવાં હોય છે, એની તને ખબર નથી. જેને આપણે પોતાનું સર્વસ્વ અર્પી દીધું અને પોતાના પ્રાણ કરતાં પણ અધિક માન્યો, તે જ ખાવિંદ જ્યારે બેવફા થતો જોવામાં આવે, એટલે તે વેળાએ સ્ત્રીના મનમાં કેવો આઘાત થાય છે અને તેના અંતઃકરણની કેવી સ્થિતિ થઈ જાય છે, એની કલ્પના તારા જેવી કુમારિકાઓના મસ્તિષ્કમાં આવવી અશક્ય છે. દિલ્લીશ્વર મહાન્ છે, સાર્વભૌમ છે અને વિચારશીલ છે; એટલે તેમણે તો જે કર્યું તે યોગ્ય ધારીને જ કર્યું હશે; પણ મારું અંતઃકરણ સ્ત્રીનું હોવાથી મારાથી રડ્યા વિના કેમ કરીને રહી શકાય વારુ?"

"અમ્માં, હું તને ત્રાસ આપવામાટે આવી નથી. હું કુમારિકા હોવા છતાં સ્ત્રી છું, એ તું કેમ ભૂલી જાય છે વારુ? જો કે થોડા પ્રમાણમાં, છતાં સ્ત્રીઓના મનોવિકારને હું જાણું છું તો ખરી જ. બાદશાહે જે કર્યું તે યોગ્ય નથી કર્યું, એ તો મારા જાણવામાં પણ છે જ. દિલ્લીશ્વરના આ કૃત્યનો હું નિષેધ કરું છું. પણ આટલા કારણથી જ દિલ્લીશ્વરની બેગમ શોક કરતી બેસે, એ યોગ્ય છે ખરું કે? મા, આ રોદન તને જરાય ઘટતું નથી." જહાનઆરાએ અનુકંપા દર્શાવી.

"ત્યારે બીજું હું શું કરું વારુ? મને સ્ત્રીનો અવતાર મળ્યો, એ જ પ્રથમ મારાં દુર્ભાગ્ય, અને તેમાં પણ વળી બાદશાહમાં મારો પ્રેમ બંધાયો, એ તો દુર્ભાગ્યની સીમા જ થઈ! બાદશાહ અતિશય મહાન્ અને હું એક સાધારણ ઔરત! મારા જેવી એક ક્ષુલ્લક સ્ત્રીના પ્રેમપાશમાં સાર્વભૌમ દિલ્લીશ્વર કદાપિ બદ્ધ થવાના નથી, એ હું સારી રીતે જાણતી હતી; છતાં પણ મેં ગાંડીએ સર્વથા તેમની જ આરાધના

અંતઃપુરના ઐશ્વર્યને જોઈને જાણે તે પોતે દિવ્ય લોકમાંના વિલાસમંદિરમાં જ સંચાર કરતી હોયની! એવો જ તેને ભાસ થવા લાગ્યો. બેગમની પાલખી ખાસ મહાલના દ્વારપર જઈ પહોંચતાં બાદશાહ શાહજહાનની શાહજાદી જહાનઆરા ગુલ્નારને લેવામાટે સ્હામી આવી અને મહાપ્રેમથી તેનું સ્વાગત કરીને અંદરના મહાલયમાં લઈ ગઈ. સ્વાગતના આ અપ્રતિમ આડંબરને અવલોકીને ગુલનાર પોતાના જીવિતને ધન્ય અને સફળ માનવા લાગી.

મેજબાનીની સમાપ્તિ થયા પછી જહાનઆરા ગુલ્નારને પાસેના એક ચંદનના દ્વારમાંથી બીજા એક સુંદર દાલાનમાં લઈ ગઈ, અને 'આ મહાલય બેગમ સાહબાનો છે' એમ તેને જણાવીને તેણે તેની રજા માગી. બાદશાહોના જનાનખાનામાંના કારસ્થાનોની એ બાળાને શી ખબર હોય વારુ? શાહજાદી જહાનઆરાના એ બાહ્ય પ્રેમાળ વર્ત્તનને જોઈને ગુલ્નારના આનંદનો અવધિ થયો હોય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નહોતું. ગુલ્નારે પણ મહાપ્રેમથી સલામ કરીને શાહજાદીને જવાની રજા આપી.

બાદશાહના જનાનખાનામાં બીજી પણ એક બેગમ આવી, એ જોઈને જહાનઆરાના આંતરિક અસંતોષની સીમા થઈ હતી. તેને તો એ જાણે એક નવીન અરિષ્ટ જ આવ્યું હોયની, એમ જ જણાવા લાગ્યું. 'આ પહેલાં જે બેગમો રંગમહાલયમાં આવી હતી, તેમણે કેટલાક પરિમિત કાળ પર્યન્ત જ બાદશાહને પ્રેમનો ઉન્માદ લગાડ્યો હતો; અલ્પકાળ પર્યંત જ બાદશાહપર તેમનું વર્ચસ્વ રહી શકતું હતું. પણ અત્યારે જે નવી બેગમનો અંતઃપુરમાં પ્રવેશ થયો છે, તે સર્વથા લાવણ્યભંડારરૂપ હોવાથી બાદશાહને જરૂર પોતાની મુઠ્ઠીમાં રાખશે' આવા વિચારથી શાહજાદીના મનમાં અસૂયાનો અગ્નિ પ્રજળવા માંડ્યો. જહાનઆરા શાહજહાનની પુત્રી હોવા છતાં બાદશાહના ખાસ મહાલયમાં સર્વ પ્રકારે તેનો જ સ્વતંત્ર અધિકાર ચાલતો હતો અને એ સત્તા ચલાવવામાં તે એક પ્રકારની અતિશય મહત્તા માનતી હતી. ગુલ્નારની પૂર્વે જે બેગમોએ ખાસ મહાલયમાં પ્રવેશ કર્યો હતો, તેમનો પ્રભાવ બાદશાહપર ન પડવા દેવાના તેણે અનેક પ્રકારના નીચ પ્રયત્નો કર્યાં હતા અને એમ કરીને પોતાની સત્તાને અવિચળ રાખી હતી, પણ 'જો બાદશાહ એકવાર આ અત્યાજ્યમનોહર સુંદરીના સ્નેહપાશમાં સપડાયો, તો પછી મારી સત્તા લેશ માત્ર પણ કાયમ રહેવાની નથી,' આવો ભય ઉત્પન્ન થવાથી જહાનઆરા સંતાપ તથા અસૂયાના ભયંકર અગ્નિથી દગ્ધ થવા લાગી.

કોપના આવેશમાં જ તે મુમ્તાજ઼ બેગમ પાસે ગઈ. આજના આ સમારંભમાં મુમ્તાજ઼ આવી નહોતી. તે પોતાના મહાલયમાંથી આજે બિલ્કુલ બહાર નીકળી નહોતી. જહાનઆરા તેના મહાલયમાં ગઈ, તે વેળાએ મુમ્તાજ઼ રડતી બેઠેલી તેના જોવામાં આવી. એક સુવર્ણના પલંગ પરની જરીથી ભરેલી શય્યામાં ભારતેશ્વરની લાવણ્યમયી પટરાણી કેશને અસ્તવ્યસ્ત કરી અશ્રુ ઢાળતી પોતાના સુકુમાર વદનને છૂપાવીને એક બાળક પ્રમાણે રોદનવ્યાપારમાં પ્રવૃત્ત થઈ હતી.

મુમ્તાજ઼ બેગમને આવી રીતે શોકનિમગ્ન જોઇને જહાનઆરા પણ અશ્રુ વર્ષાવી એક પ્રકારના આડંબરયુક્ત દંભથી કહેવા લાગી 'અમ્માં, જહાંપનાહ શહનશાહની સર્વશ્રેષ્ઠ બેગમને આમ કરવું શોભતું નથી!"

રડતાં રડતાં જ મુમ્તાજ઼ બેગમે ઉત્તર આપ્યું કે;–"જહાનઆરા, તારું આ બોલવું નિષ્ઠુરતાવાળું છે. બેટા, તું કુમારિકા છે, એટલે પરણેલી સ્ત્રીઓનાં અંતઃકરણ કેવાં હોય છે, એની તને ખબર નથી. જેને આપણે પોતાનું સર્વસ્વ અર્પી દીધું અને પોતાના પ્રાણ કરતાં પણ અધિક માન્યો, તે જ ખાવિંદ જ્યારે બેવફા થતો જોવામાં આવે, એટલે તે વેળાએ સ્ત્રીના મનમાં કેવો આઘાત થાય છે અને તેના અંતઃકરણની કેવી સ્થિતિ થઈ જાય છે, એની કલ્પના તારા જેવી કુમારિકાઓના મસ્તિષ્કમાં આવવી અશક્ય છે. દિલ્લીશ્વર મહાન્ છે, સાર્વભૌમ છે અને વિચારશીલ છે; એટલે તેમણે તો જે કર્યું તે યોગ્ય ધારીને જ કર્યું હશે; પણ મારું અંતઃકરણ સ્ત્રીનું હોવાથી મારાથી રડ્યા વિના કેમ કરીને રહી શકાય વારુ!"

"અમ્માં, હું તને ત્રાસ આપવામાટે આવી નથી. હું કુમારિકા હોવા છતાં સ્ત્રી છું, એ તું કેમ ભૂલી જાય છે વારુ? જો કે થોડા પ્રમાણમાં, છતાં સ્ત્રીઓના મનોવિકારને હું જાણું છું તો ખરી જ. બાદશાહે જે કર્યું તે યોગ્ય નથી કર્યું, એ તો મારા જાણવામાં પણ છે જ. દિલ્લીશ્વરના આ કૃત્યનો હું નિષેધ કરું છું. પણ આટલા કારણથી જ દિલ્લીશ્વરની બેગમ શોક કરતી બેસે, એ યોગ્ય છે ખરું કે? મા, આ રોદન તને જરાય ઘટતું નથી." જહાનઆરાએ અનુકંપા દર્શાવી.

"ત્યારે બીજું હું શું કરું વારુ? મને સ્ત્રીનો અવતાર મળ્યો, એ જ પ્રથમ મારાં દુર્ભાગ્ય, અને તેમાં પણ વળી બાદશાહમાં મારો પ્રેમ બંધાયો, એ તો દુર્ભાગ્યની સીમા જ થઈ! બાદશાહ અતિશય મહાન્ અને હું એક સાધારણ ઔરત! મારા જેવી એક ક્ષુલ્લક સ્ત્રીના પ્રેમપાશમાં સાર્વભૌમ દિલ્લીશ્વર કદાપિ બદ્ધ થવાના નથી, એ હું સારી રીતે જાણતી હતી; છતાં પણ મેં ગાંડીએ સર્વથા તેમની જ આરાધના

અંતઃપુરના
મંદિરમા જ
બેગમની પા
જહાનની શ
મહાપ્રેમથી
તેના આ =
ધન્ય અને
મેજ
એક ચંદનનું
'આ મહાલ
રજા માગી.
શી ખબર હે
તને જોઇને
જેવું કાંઈ પ
દીને જવાની
બાદશા
જોઇને જહા
તો એ જાણે
લાગ્યું. 'આ
લાક પરિમિ
અલ્પકાળ પ
અત્યારે જે
લાવણ્યભંડાર
આવા વિચા
જહાનઆરા
લયમાં સર્વ
સત્તા ચલા
ગસ્લારની



તે અંદર લઈ ગઈ અને તેને મૃદુ શય્યામાં સૂવાડીને સેવા
કરવા લાગી.

---

## ચતુર્થ પરિચ્છેદ

### પ્રેમસાહસ

કાળની ગતિને કોણ કુંઠિત કરી શકે વારુ ? દિવસ પછી રાત્રિ, રાત્રિ પછી દિવસ, એવી નિયમિત પ્રમાણથી નિત્ય પ્રવૃત્તિ ચાલતી જ હતી. બેગમ ગુલનાર અંતઃપુરમાં અનુભવતી હતી, જહાનઆરાએ એ નવીન બેગમને એ સ્થાનથી ચ્યુત કરવાના અનેક પ્રયત્ન કર્યા અને ફ્રાતમાં ... પણ એ ઉભયમાંથી એકનો પણ વિજય ... દિવસે દિવસે મુગલબાદશાહના જનાનખાનામાં ગુલનારને પોતાને જ કંટાળો આવવા લાગ્યો. પ્રથમના ... ભાવ અને વૈભવવિષયક આનંદની થોડા જ દિવસમાં ... અને અંતઃપુરમાંનાં સુખો વિશે તેના મનમાં તિરસ્કાર ... સુખોમાં કશો પણ સારાંશ નથી, અને આ ભૂલભૂલામણ ... ભાસવા લાગ્યું—રંગમહાલયમાં જે પ્રકારો દૃષ્ટિગોચર ... પોકળ છે; આ બાહ્ય સૌન્દર્યના આચ્છાદન તળે આયુષ્ય ... અને સુખરૂપ પવિત્રતાનો અંશ અત્યલ્પ છે, એ રહસ્ય ... જાણવામાં આવી ગયું. આ વિલાસચક્રમાં વાસ્તવિ... વાસ્તવિક સુખ કાંઈ પણ નથી; અને રાજમહાલય... ભાષણોમાં પ્રીતિ કિંવા માયાનો અંશ તિલ માત્ર પણ ... પ્રત્યક્ષ અનુભવ મળી ચૂક્યો. માત્ર એક વર્ષના અવધિ... દિલ્હીશ્વરના અંતઃ... નિર... થઈ ગયો; અને ... છતાં એના કરતાં ... ક્રમની તેના ... ઉત્પન્ન થઈ.

ગુલનારના

પ્રવાહિની યમુના નદીના જળતરંગોને જોતાં બેસતાં હતાં. એવા એકાંત સમયે પોતાના પ્રાણેશ્વરના મુખમાંથી સ્ત્રવનારી વાક્સુધાનું પ્રાશન કરવાને તે નિરંતર બુભુક્ષિત રહેતી હતી. બાદશાહના મધુર ભાષણમાં તે એટલી બધી લીન થઈ જતી કે, ઇતર વિલાસોપ્રતિ તેનું લેશ માત્ર પણ ધ્યાન જતું નહિ. જો એ મિષ્ટ અને સુમધુર સુખનો જ તેને નિરંતર લાભ મળતો રહ્યો હોત, તો તેણે મરણ પર્યન્ત અન્ય કોઈ પણ વસ્તુની અપેક્ષા કરી ન હોત, પરંતુ તેની ભાગ્યરેખા કોઈ બીજી જ દિશામાં લખાયલી હતી.

આ લોકના એ સ્વર્ગીય સુખનો શાશ્વત ઉપભોગ તેના ભાગ્યમાં લખાયલો નહોતો. બાદશાહની મુલાકાતનો લાભ હવે તેને કવચિત્ જ મળતો હતો. કોઈ કોઈવાર તો દિવસોના દિવસ વીતી જવા છતાં રંગમહાલયમાં શાહજહાનનું આગમન થતું નહોતું. શાહજહાનનો ગુલ્નારમાંનો પ્રેમ ઓછો થયો હતો કિંવા બાદશાહને તેના સહવાસથી પૂર્વ જેવો આનંદ નહોતો મળી શકતો, એમાંનો એક પણ પ્રકાર હતો નહિ. એક માત્ર મુમ્તાજ્ બેગમ જ તેની પ્રતિસ્પર્ધિની હતી, પરંતુ તેનાથી ભયભીત થવાનું પણ ગુલ્નારને કાંઈ કારણ નહોતું. તેના દુર્ભાગ્યયોગે બાદશાહને એ વર્ષનો ઘણો જ કાળભાગ રાજકારણોમાં જ વીતાડવો પડ્યો હતો. બાદશાહ શાહજહાન મહાદક્ષ ભૂપતિ હતો. તે બીજાઓપર આધાર ન રાખીને રાજ્યના કાર્યભારને બની શકે તેટલા પ્રમાણમાં પોતે જ સંભાળતો હતો. ગુલ્નાર સાથે લગ્ન કર્યાં પછી બીજા વર્ષમાં રાજકારણ વિષયક અનેક મહત્ત્વના પ્રશ્નો ઉપસ્થિત થવાથી બાદશાહનો ઘણો ખરો કાળ દરબારમાં જ વીતી જતો હતો અને તેથી રંગમહાલયમાં જવાનો કે વિલાસ ભોગવવાનો અવકાશ જ બહુધા તેને મળી શકતો નહોતો. એ જ કારણથી આજકાલ તેનું દર્શન રંગમહાલયમાં દુર્લભ થઈ પડ્યું હતું.

જેના સહવાસથી ગુલ્નારને પોતાનો કાળ આનંદમાં જવાની આશા હતી, તે બાદશાહનું દર્શન જ દુર્લભ થઈ પડતાં બાહ્ય અન્ય વિષયોના યોગે તેને શો આનંદ મળી શકે વારુ ? દિલ્હીશ્વરનું અંતઃપુર એટલે નંદનવન, પણ પોતાના પ્રેમ નિધાન વિના ગુલ્નારને તે સ્મશાનવત્ ભાસવા લાગ્યું. યમુનાના કૃષ્ણ સલિલપ્રવાહને જોતી તે પોતાના મહાલયની બારીમાં બેસતી હતી. તેના વિચારસામાન્યનો આરંભ થતાં બાલ્યાવસ્થાના મધુર દિવસો, તે સમયની ક્રીડાઓ અને પ્રેમમય સંભાષણોનું તેને સ્મરણ થઈ આવતું અને તેનાં નેત્રોમાં અશ્રુ ભરાઈ આવતાં હતાં. તેને હવે પોતાના પિતાના ગૃહમાંનું સરળ જીવન શ્રેષ્ઠ ભાસતું અને ગુલ્જા

તે અંદર લઈ ગઈ અને તેને મૃદુ શય્યામાં સૂવાડીને તેની યોગ્ય શુશ્રૂષા કરવા લાગી.

## ચતુર્થ પરિચ્છેદ
### પ્રેમસાહસ

કાળની ગતિને કોણ કુંઠિત કરી શકે વારુ ? દિવસ પછી રાત્રિ અને રાત્રિ પછી દિવસ, એવી નિયમિત પ્રમાણેથી નિત્ય પ્રમાણે કાળની પ્રગતિ ચાલતી જ હતી. બેગમ ગુલનાર અંતઃપુરમાંનાં સુખ દુઃખોને અનુભવતી હતી, જહાનઆરાએ એ નવીન બેગમને બાદશાહના પ્રેમ-સ્થાનથી ચ્યુત કરવાના અનેક પ્રયત્ન કર્યા અને ફ્રાતમાનાં કારસ્થાનો પણ ચાલુ જ હતાં; પણ એ ઉભયમાંથી એકનો પણ વિજય થઈ શક્યો નહિ. પરંતુ દિવસે દિવસે મુગલબાદશહના જનાનખાનામાંના તે વિલાસોનો ગુલનારને પોતાને જ કંટાળો આવવા લાગ્યો. પ્રથમના તેના તે ઉચ્છૃંખલ ભાવ અને વૈભવવિષયક આનંદની થોડા જ દિવસમાં ન્યૂનતા થઈ ગઈ, અને અંતઃપુરમાંનાં સુખો વિશે તેના મનમાં તિરસ્કાર આવી ગયો. આ સુખોમાં કશો પણ સારાંશ નથી, અને આ ભૂલભૂલામણી છે, એમ તેને ભાસવા લાગ્યું–રંગમહાલયમાં જે પ્રકારો દૃષ્ટિગોચર થાય છે, તે સર્વ પોકળ છે; આ બાહ્ય સૌન્દર્યના આચ્છાદન તળે આયુષ્યના સત્ય ભૂષણ અને સુખરૂપ પવિત્રતાનો અંશ અલ્પ છે; એ રહસ્ય સારી રીતે તેના જાણવામાં આવી ગયું. આ વિલાસચક્રમાં વાસ્તવિક આનંદ અને વાસ્તવિક સુખ કાંઈ પણ નથી; અને રાજમહાલયમાંનાં મધુરમિષ્ટ ભાષણોમાં પ્રીતિ કિંવા માયાનો અંશ તિલ માત્ર પણ નથી, એવો તેને પ્રત્યક્ષ અનુભવ મળી ચૂક્યો. માત્ર એક વર્ષના અવધિમાં જ ગુલનારને દિલ્લીશ્વરના અંતઃપુરનો તિરસ્કાર થઈ ગયો; અને તે બાળા હોવા છતાં એના કરતાં ભિન્ન પ્રકારના આયુષ્યક્રમની તેના મનમાં જિજ્ઞાસા ઉત્પન્ન થઈ.

ગુલનારના મુખમંડળમાંની પૂર્વની આનંદવૃત્તિનો હવે લય થઈ ગયો હતો. બાદશાહનો સહવાસ તે જ એક તેના વદનકમળને પ્રફુલ્લ કરનારું એક કિરણ હતું. શાહજહાન બહુ જ દયાળુ અંતઃકરણનો અને ઉદારધી પુરુષ હતો; એટલે તેના તરફ દૃષ્ટિ જતાં 'મારું આયુષ્ય સર્વથા વ્યર્થ તો નથી' એમ માનીને તે પોતાના નિરાશ મનનું સમાધાન કરી લેતી હતી. બાદશાહ શાહજહાનના તેજસ્વી મુખને જોવામાં અને તેનું મધુર ભાષણ સાંભળવામાં જ તેને સુખનો ભાસ થતો હતો. શાહ-જહાન અને ગુલનાર વારંવાર મોતીમહલની અગાસીમાં જઈને શાંત-

પ્રવાહિની યમુના નદીના જળતરંગોને જોતાં બેસતાં હતાં. એવા એકાંત સમયે પોતાના પ્રાણેશ્વરના મુખમાંથી સ્ત્રવનારી વાક્સુધાનું પ્રાશન કરવાને તે નિરંતર સુમુક્ષિત રહેતી હતી. બાદશાહના મધુર ભાષણમાં તે એટલી બધી લીન થઈ જતી કે, ઇતર વિલાસોપ્રતિ તેનું લેશ માત્ર પણ ધ્યાન જતું નહિ. જો એ મિષ્ટ અને સુમધુર સુખનો જ તેને નિરંતર લાભ મળતો રહ્યો હોત, તો તેણે મરણ પર્યન્ત અન્ય કોઈ પણ વસ્તુની અપેક્ષા કરી ન હોત, પરંતુ તેની ભાગ્યરેખા કોઈ બીજી જ દિશામાં સંધાયલી હતી.

આ લોકના એ સ્વર્ગીય સુખનો શાશ્વત ઉપભોગ તેના ભાગ્યમાં લખાયલો નહોતો. બાદશાહની મુલાકાતનો લાભ હવે તેને કવચિત્ જ મળતો હતો. કોઈ કોઈવાર તો દિવસોના દિવસ વીતી જવા છતાં રંગમહાલયમાં શાહજહાનનું આગમન થતું નહોતું. શાહજહાનનો ગુલ્નારમાંનો પ્રેમ ઓછો થયો હતો કિંવા બાદશાહને તેના સહવાસથી પૂર્વ જેવો આનંદ નહોતો મળી શકતો, એમાંનો એક પણ પ્રકાર હતો નહિ. એક માત્ર મુમ્તાજ્ બેગમ જ તેની પ્રતિસ્પર્ધિની હતી, પરંતુ તેનાથી ભયભીત થવાનું પણ ગુલ્નારને કાંઈ કારણ નહોતું. તેના દુર્ભાગ્યયોગે બાદશાહને એ વર્ષનો ઘણો જ કાળભાગ રાજકારણોમાં જ વીતાડવો પડ્યો હતો. બાદશાહ શાહજહાન મહાદક્ષ ભૂપતિ હતો. તે બીજાઓપર આધાર ન રાખીને રાજ્યના કાર્યભારને બની શકે તેટલા પ્રમાણમાં પોતે જ સંભાળતો હતો. ગુલ્નાર સાથે લગ્ન કર્યા પછી બીજા વર્ષમાં રાજકારણ વિષયક અનેક મહત્ત્વના પ્રશ્નો ઉપસ્થિત થવાથી બાદશાહનો ઘણો ખરો કાળ દરબારમાં જ વીતી જતો હતો અને તેથી રંગમહાલયમાં જવાનો કે વિલાસ ભોગવવાનો અવકાશ જ બહુધા તેને મળી શકતો નહોતો. એ જ કારણથી આજકાલ તેનું દર્શન રંગમહાલયમાં દુર્લભ થઈ પડયું હતું.

જેના સહવાસથી ગુલ્નારને પોતાનો કાળ આનંદમાં જવાની આશા હતી, તે બાદશાહનું દર્શન જ દુર્લભ થઈ પડતાં બાહ્ય અન્ય વિષયોના યોગે તેને શો આનંદ મળી શકે વારુ? દિલ્હીશ્વરનું અંતઃપુર એટલે નંદનવન, પણ પોતાના પ્રેમ નિધાન વિના ગુલ્નારને તે સ્મશાનવત્ ભાસવા લાગ્યું. યમુનાના કૃષ્ણ સલિલપ્રવાહને જોતી તે પોતાના મહાલયની બારીમાં બેસતી હતી. તેના વિચારસામ્રાજ્યનો આરંભ થતાં બાલ્યાવસ્થાના મધુર દિવસો, તે સમયની ક્રીડાઓ અને પ્રેમમય સંભાષણોનું તેને સ્મરણ થઈ આવતું અને તેનાં નેત્રોમાં અશ્રુ ભરાઈ આવતાં હતાં. તેને હવે પોતાના પિતાના ગૃહમાંનું સરળ જીવન શ્રેષ્ઠ ભાસતું અને ગુલ્જા

રનું રમ્ય મુખમંડળ તેની સ્મરણ દૃષ્ટિ સમક્ષ આવીને ઉભું રહેતું હતું. 'મેં પોતે જ મારા જીવિતને દુઃખમય કરી નાખ્યું અને મારા બાલ્યકાળના પ્રિય સખાના હૃદયભંગનું કારણ પણ હું જ થઈ,' એ વિચારનું મનમાં આગમન થતાં તે અસ્ખલિત અશ્રુનું વિસર્જન કરતી હતી.

એ પ્રમાણેની શોકમગ્ન સ્થિતિમાં એક દિવસ ગુલ્નાર યમુનાજળને જોતી જોતી બેઠી હતી, એટલામાં નદીના પરતીરપર કોઈ મનુષ્ય ભમ્યા કરે છે, એવો તેને ભાસ થયો. તે એક ધ્યાનથી તેને જોવા લાગી અને અલ્પ સમયમાં જ તે આશ્ચર્યચકિત થઈ ગઈ. તે મનુષ્ય બીજો કોઈ નહિ, પણ તેનો બાલ્યસખા ગુલ્ઝાર જ હતો.

ગુલ્ઝારને જોતાં જ ગુલ્નારને મૂર્ચ્છા આવવા જેવું થયું; પરંતુ પોતાને સંભાળીને તે નીચે બેસી ગઈ. હવે શો માર્ગ લેવો અને શું કરવું, એની તેને સૂઝ ન પડી. પરપુરુષ સાથે પોતાનો કોઈ પણ પ્રકારનો સંબંધ દર્શાવવો કિંવા પરપુરુષને બોલાવી મગાવવો, એ બાદશાહી જનાનખાનાની બેગમો અને બાંદીઓમાટે તો સર્વથા અશક્ય જ હતું. બાદશાહને વિનતિ કરવાનો તેણે વિચાર કર્યો, પણ તે અત્યારે ત્યાં નહોતો; અને પિતાને પત્ર લખીને બોલાવવાનો વિચાર તેના મનમાં આવ્યો; પણ પુનઃ 'મારું પત્ર તેને મળે અને તે અહીં આવી પહોંચે ત્યાં સુધી ગુલ્ઝાર અહીં રહેશે કે નહિ, એનો શો નિયમ વારૂ?' એ વિચારે તે વિચારને કાઢી નાખ્યો. ગુલ્નાર બેગમ હોવાથી જો મનમાં આવે તો ગુલ્ઝારને પકડી લાવવાની આજ્ઞા તે કરી શકે એમ હતું; પરંતુ ગુલ્ઝારના સંબંધમાં એ વિચાર તેને સર્વથા અયોગ્ય જણાયો. અંતે એ સર્વ કરતાં અધિક ભયપ્રદ સાહસ કરવાને તે તૈયાર થઈ ગઈ. તેણે એક પત્ર લખ્યું અને તે પોતાની એક વિશ્વાસપાત્ર દાસીદ્વારા તેનાપર મોકલી આપ્યું. બીજું એક પત્ર તેણે પોતાના પિતાપર લખ્યું અને તેમાં ગુલ્ઝારના આવ્યાના સમાચાર જણાવ્યા.



## પંચમ પરિચ્છેદ

### ફાતમાનો ફન્દો

ગુલ્નારની દાસી વિશ્વાસપાત્ર અને પ્રમાણિક હતી; તથાપિ તે ચતુર અને અપંચકુશળ નહોતી. 'ગુલ્નારે યમુનાના પરતીરપર ભટકતા એક માણસપર પત્ર પાઠવ્યું છે, એટલે એમાં એવું કાંઈ પણ ગુપ્ત રહસ્ય તો હોવું જ જોઇએ,' આવા વિચારથી તે રહસ્યને જાણવાની

તે પત્ર તેના માલિકના હાથમાં પહોંચાડવા પહેલાં એકવાર ખોલીને વાંચવાનો તેણે નિશ્ચય કર્યો. દાસી એ પત્ર લઇને પોતાના રહેવાના ઓરડામાં ગઈ. તે પોતે સારી રીતે વાંચી શકતી ન હોવાથી પોતાની જિગરજાન દોસ્ત ફ્રાતમા-મુમ્તાજની દાસી-ને તેણે મદદમાટે બોલાવી. પત્ર સંક્ષિપ્ત હોવાથી બન્નેએ મળી તત્કાળ વાંચી નાખ્યું. તે નીચે પ્રમાણે;-

"ગુલ્જાર,

"તારા પુનઃદર્શનનો લાભ મળ્યો, એથી મને ઘણો જ આનંદ થાય છે. તારા દર્શનનો નિત્ય લાભ જ મારા આનંદનો એક માત્ર હેતુ છે. અહીંના જીવનથી હું સર્વથા કંટાળી ગઈ છું અને મારો જીવ ત્રાસી ગયો છે. અર્થાત્ તારા દર્શનથી અત્યારે મને જે આનંદ મળી રહ્યો છે, તેનો કૃપા કરીને લોપ ન કરીશ. આજે દેખાયો હતો, તે જ સ્થળે નિત્ય આવ્યા કરજે.

ગુલ્નાર"

બન્ને દાસીઓને આ એક વિનોદ જ ભાસ્યો. પરંતુ ફ્રાતમાના મનમાં, આજે ઘણા દિવસ પછી શિકાર પોતાના હાથમાં સપડાયાથી, જે આનંદ થયો, તે સર્વથા અવર્ણનીય જ હતો. 'આ ઘટના બાદશાહને નજરો નજર બતાવી દેવાથી ગુલ્નારરૂપ કાંટો સહજમાં જ દૂર થઈ જશે' એમ તેને ભાસ્યું. પણ દ્વિતીય ક્ષણે જ તેનો એ વિચાર બદલાઈ ગયો. તે કૃત્યાએ મનમાં અન્ય પ્રકારની એક બીજી જ યોજના કરી અને ગુલ્નારની દાસીને તે પત્ર લઇને ગુલ્જાર પાસે જવા દીધી.

દાસી કિલ્લામાંથી બહાર નીકળી અને યમુના નદીના પાત્રને ઉલ્લંઘીને ગુલ્જાર પાસે જવાને ચાલતી થઈ. એ વચ્ચે ફ્રાતમા જે ત્યાંથી નીકળી, તે એક ચોરવાટેથી ગુલ્જાર જ્યાં ઉભો હતો તેની સ્હામેના તટપર જ આવીને પોતાના એક પરિચિત સિપાહી પાસેથી તેણે એક ગીડી મેળવી અને તેના યોગે તે તટપરથી નીચે ઉતરી ગઈ. પાસે જ એક ન્હાની હોડી હતી તેમાં બેસીને ફ્રાતમા પરતીરે જઈ પહોંચી. ફ્રાતમા ગુલ્જાર સમક્ષ જઇને ઉભી રહી. એ વેળાએ ગુલ્નારની દાસી તો અર્ધ માર્ગે પણ આવી હશે કે નહિ, એની શંકા જ હતી.

"ગુલ્જાર!" ફ્રાતમાએ હાંક મારી.

બાલ્યકાળની કોમળતા ગુલ્જારના મુખમંડળમાં અદ્યાપિ દગ્ગોચર થતી હતી. સ્ત્રીની હાંક સાંભળીને ગુલ્જાર જરાક ખચકાયો. તેના મનમાં કાંઇક ભીતિ પણ થઈ અને તેથી તેણે ત્યાંથી ન્હાસી જવાની તૈયારી કરી. તેના એ મનોભાવને જમાનાની ખાધેલી ફ્રાતમા જાણી ગઈ; એટલે તે તેના અંગરખાના છેડાને મજબૂત પકડીને કહેવા લાગી

કે;–"આમ ભયભીત થવાનું કાંઈ પણ કારણ નથી. અદ્યાપિ ગુલ્નારમાં તારો પ્રેમ છે ખરો કે?"

ગુલ્જારે આશ્ચર્યચકિત થઇને પૂછ્યુ કે,–"તમે કોણ છો? તમને બધી ખબર હોય, એમ તમારા બોલવાપરથી સાફ જણાય છે."

"હુ દિલ્હીશ્વરના રંગમહાલયમાંની એક દાસી છુ, અને જનાનખાનામાં મારો પ્રભાવ ઘણો જ સારો છે. હાલમાં કેટલાક દિવસથી કિલ્લાની આ બાજૂ તરફ એક ધ્યાનથી તને દૃષ્ટિ દોડાવતો હું જોયા કરું છું, અને તેથી જ પૂછુ છુ કે, અદ્યાપિ ગુલ્નારમાં તારો પ્રેમ છે ખરો કે?" ફાતમાએ કહ્યું.

ગુલ્જાર એકદમ કહેવા લાગ્યો;–"ગુલ્નારમા પ્રેમ? ગુ'નાર મારુ જીવન-પ્રિય ગુલ્નાર મારા પ્રાણરૂપ છે. પરવરદિગારે જેને મારા માટે જ નિર્માણ કરી હતી, તે સ્ત્રીરત્નને બાદશાહ હરીને લઈ ગયો અને તેણે એમ કરીને મારા આયુષ્યનો સર્વથા નાશ કરી નાખ્યો. તુ ગુલ્નારમાં મારો પ્રેમ છે કે નહિ, એમ પૂછે છે? આ તારા પ્રશ્નના ઉત્તરમા મારે જણાવવુ જોઇએ કે, મારા હૃદયમંદિરમા તેનું સિંહાસન કયે સ્થળે છે અને હું તેની કેવી આરાધના કર્યાં કરું છુ, એ કોઇના પણ જાણવામા આવી શકે તેમ નથી. હુ નિત્ય અહીં આવુ છુ અને તેની રમણીય મૂર્તિના દર્શનનો લાભ મળશે, એવી આશાથી ઉત્કંઠાભર્યો પેલી ભીંત તરફ જોયા કરું છુ; પણ વ્યર્થ–"

"ત્યારે તે કોઇવાર પણ તારા જોવામા નથી આવી કે?" ફાતમાએ પૂછ્યુ.

"એક વાર જોવામાં આવી હતી; પણ હાય! નહિ! તે પ્રસંગનું સ્મરણ પણ મહાકષ્ટદાયક છે. તે સમયના સ્મરણ માત્રથી પણ મારી મનોવ્યથા શતગુણિત થઈ જાય છે. એક દિવસ તે આ સ્હામેના રમ્ય મહાલયમાં બેઠી હતી. એ રમ્ય મહાલય કરતાં પણ ગુલ્નાર કેટલી વધારે રમ્ય અને કેટલી બધી વધારે સુન્દર! પણ તે વેળાએ બાદશાહના બાહુજાળનો તેના સુંદર શરીરની આસપાસ વિસ્તાર થયેલો હતો. તે બન્ને નિર્જરવિજનમાં લીન થયેલાં હતાં. હાય! એ સ્મરણ અત્યારે જાણે મારા જીવને શરીરમાંથી ખેંચી કાઢતુ હોયની, એવી જ અત્યારે મને તીવ્ર વેદના થાય છે!" ગુલ્જારે નિશ્વાસ નાખીને કહ્યુ પણ આ વાકયો ઉચ્ચારતા જ તેના મનમા કાંઈ સંશય આવવાથી તે સાશંક વૃત્તિથી કહેવા લાગ્યો કે;–"પણ આ બધો વૃત્તાન્ત મેં તને શામાટે કહી સમજાવ્યો? તારો આ વૃત્તાંત સાથે શો સબધ છે? મારા ગુપ્ત વૃત્તાતને તે [illegible]

ફાતમાએ મંદ મૃદુ મંદહાસ્ય કરીને કહ્યું કે;–"ગુલ્જાર, હું તારી ખૈયરખાહ અને મૈત્રિણી છું. આ પ્રેમકાર્યમાં તને સાહાય્ય આપવાની મારી પરમ ઇચ્છા છે. નિત્ય ગુલ્નારના સહવાસમાં રહેવાની અને તેના મુખદર્શનનો લાભ મેળવવાની તારી આકાંક્ષા નથી કે શું? પ્રેમાનુરક્ત જનોને આવા પ્રકારો જ મનોગમતા હોય છે અને એમની સિદ્ધિમાટે તેઓ ગમે તેવું સાહસ કરવાને તૈયાર થઈ જાય છે, એમ મારા સાંભળવામાં આવ્યું છે."

"તારું આ કથન સત્ય છે. જો મને તેના સહવાસ અને દર્શનનો લાભ મળે, તો હું પણ ગમે તેવા જોખમમાં ઉતરવાને તૈયાર છું." ગુલ્જારે હિંમત બતાવીને કહ્યું.

"જો તેના સહવાસમાં રહેવાની જ તારી ઇચ્છા હોય તો અંધકાર થયા પછી અહીં આવજે એટલે હું તને રંગમહાલયમાં લઈ જઈશ." ફાતમાએ આશાનું દર્શન કરાવ્યું.

"પણ એ કેવી રીતે બની શકશે વારુ?"

"એની તારે કાંઈ પણ ચિંતા કરવાની નથી. જો મારા વચનમાં તારો વિશ્વાસ બંધાતો હોય તો સૂર્યાસ્ત પછી અહીં આવજે. ત્યાં સુધીમાં પોશાક વગેરેને સાફ સૂફ કરીને ત્યાં જવાની યોગ્ય તૈયારી કરવાનો સમય તને મળી શકશે."

આટલું કહીને ફાતમા ત્યાંથી ચાલતી થઈ ગઈ. તે થોડેક દૂર ગઈ હશે, એટલામાં ગુલ્જાર તેની પાછળ દોડ્યો અને તેનો હાથ પકડીને કહેવા લાગ્યો કે;–"પણ તું આ ખરું જ કહે છે કે? ખરેખર 'આજે મને તું રંગમહાલયમાં લઈ જવાની છે કે?"

"હા, આજે અવશ્ય હું તને રંગમહાલયમાં લઈ જવાની છું. મારા વચનમાં વિશ્વાસ રાખ. ફાતમા આજ સુધીમાં કદાપિ અસત્ય બોલી નથી અને બોલવાની પણ નથી."

"બાઈ, ક્ષમા કરજે. મારો સર્વથા નાશ થઈ ગયો છે, એટલે મારામાટે તો તારે તારા હૃદયમાં દયાને જ ભરી રાખવાની છે. મારા જીવનમાંની જે એક અંતિમ આશા અવશિષ્ટ રહેલી છે, તેને નિરાશાના રૂપમાં બદલી નાખીને મને હાર ન કરી નાખીશ!"

ફાતમાએ પુનઃ 'પોતાના' વચનવિશે ગુલ્જારનો નિશ્ચય કરાવ્યો અને પછી ત્યાંથી પ્રયાણ કર્યું. તીરપર આવીને તે હોડીમાં બેઠી; પણ એટલામાં સામેથી એક બીજી નૌકા એ તીર તરફ આવતી તેના જોવામાં આવી. તે નૌકાપ્રતિ અંગુલી બતાવીને ફાતમા ગુલ્જારને કહેવા લાગી કે;–"એક દાસી પેલી નૌકામાં બેસી એક પત્ર લઈને તારી પાસે આવે છે; પણ આપણી યોજનાવિશે એને તું કાંઈ પણ કહીશ નહિ."

તે ક્ષણે જ તેણે પોતાની નૌકાને ચાલતી કરી દીધી અને ત્યાર પછી અલ્પ સમયમાં જ તે બીજી નૌકા ગુલ્ઝાર પાસે આવી પહોંચવા પહેલાં તો તે રંગમહાલયવાળા તટપર પહોંચી પણ ગઈ.

ગુલ્ઝાર ફાતમા પ્રતિ જોતો સ્તબ્ધ ઊભો હતો. તેના મનમાં વિચારોનો કોલાહલ ચાલતો હતો. પોતાના અવિચાર વિશે થોડીકવાર તો તેને ખેદ થયો; પણ તત્કાળ તે વિચાર નષ્ટ થયો અને તેનો નિશ્ચય અચલ થયો.

તે આવા પ્રકારની વિચારસૃષ્ટિમાં ભ્રમણ કરતો હતો, તેવામાં ગુલ્નારની દાસીએ તેને શુદ્ધિમાં આણ્યો અને બેગમનું પત્ર તેના હાથમાં આપ્યું. ગુલ્ઝારે તે પત્ર વાંચીને અને 'બેગમ સાહબાને મારા સલામ કહેજે,' એમ કહીને તે દાસીને જવાની આજ્ઞા આપી દીધી. તેનું સર્વ ધ્યાન સાયંકાળની તૈયારી કરવામાં જ રોકાયલું હતું.

પ્રથમથી કરેલી યોજના પ્રમાણે તેજ રાત્રે ફાતમા ગુલ્ઝારને દાસીનો વેષ પહેરાવીને રંગમહાલયમાં લઈ ગઈ. તે જ દિવસે બાદશાહ શાહજહાનનું દિલ્હીથી આગ્રામાં આગમન થયું. બાદશાહના સ્વાગતમાટે કિલ્લામાં ક્ષણે જ કોલાહલ ચાલી રહ્યો હતો. સમ્રાટ્‌ના દર્શનનો લાભ લેવામાટે જોધાબાઈનો મહાલય અંતઃપુરવાસિની વનિતાઓથી ખીચોખીચ ભરાઈ ગયો હતો. ગુલ્ઝાર સ્ત્રી જેવો જ દેખાતો હોવાથી દાસીના વેષમાં તેને કોઈ પણ પુરુષ તરીકે ઓળખી શક્યું નહિ; અને ન ઓળખી શકે એ સ્વાભાવિક જ હતું. પોતાની યોજનાને નિર્વિઘ્ન પાર પડેલી જોઇને ફાતમાનો આનંદ સાતમા આસમાને પહોંચી ગયો.

---

## ષષ્ઠ પરિચ્છેદ
## કૌટિલ્ય યોજના

બાદશાહ જે દિવસે આગ્રામાં આવ્યો, તેને બીજે જ દિવસે નૌરોઝ્‌નો ઉત્સવ હોવાથી ગત વર્ષ પ્રમાણે અત્યારે પણ કિલ્લામાં શૃંગાર આદિનો પ્રકાર ચાલી રહ્યો હતો. ગત વર્ષ પ્રમાણે આજે પણ મીનાબાજારમાં મેળો ભરાયલો હતો. પોતાનાં ઉત્તમોત્તમ વસ્ત્રાલંકારોનું પ્રદર્શન કરાવવામાટે બાદશાહી જનાનખાનામાંની તેમ જ બહારની બીજી પણ અનેક પ્રતિષ્ઠિત સ્ત્રીઓ ત્યાં આવી હતી. માત્ર મુમ્તાજ્‌ના મહાલયમાંની કોઈ પણ સ્ત્રી ત્યાં આવેલી દેખાતી નહોતી. ગુલ્નારને ગત વર્ષનું સ્મરણ થઈ આવ્યું તેણે આજે પોતાનાં બહુમૂલ્ય વસ્ત્રો અને રત્ન ભૂષણોને ફેંકી દીધાં અને બાદશાહે પ્રીતિથી સ્વહસ્તે અર્પણ કરેલાં બે હીરકકંકણો જ માત્ર કરમાં ધારણ કરી લીધાં તથા મસ્તકપર મુકુટ

ધારી લીધો. ગત નૌરોજ઼ પ્રસંગે જે પોશાક તેણે પહેર્યો હતો, તે જ આજે પણ પહેરી લીધો. એ પોશાકને પ્રેમ તથા ભાગ્યોદયના સ્મારક તરીકે તેણે ઘણી જ સંભાળથી જાળવી રાખ્યો હતો. આવો વેષ ધારીને મુગલ બાદશાહની પ્રિયતમા બેગમ ગુલ્નાર આજે બહાર નીકળી. માર્ગમાં જ બાદશાહ સાથે તેની મુલાકાત થઈ. બાદશાહે સફેદ ઝભ્ભો પહેરેલો હતો. દીવાનેઆમમાંના ઝરૂખામાં જતી વેળાએ બાદશાહ એ જ પોશાક પહેરતો હતો અને ત્યાં બેસીને પ્રજાજનોને યોગ્ય ન્યાય આપતો હતો. બાદશાહ તથા ગુલ્નાર બન્નેએ એકબીજાંને કાંઇક આશ્ચર્ય-યુક્ત મુદ્રાથી જોયાં અને બન્નેએ મંદ સ્મિત કર્યું. બાદશાહે ઉદ્ગાર કાઢ્યો કે;–"આજે પુષ્પે પોતાના અત્યાત્મમનોહર અને શુચિસ્વરૂપનો જ વિકાસ કર્યો હોયની, એમ જ દેખાય છે!"

"સરતાજ જે કહે તે ખરૂ! જે પોશાકે આપના અંતઃકરણમાં આ દાસીને સ્થાન અપાવ્યું છે, તેના કરતાં બીજો કોઈ પણ પોશાક મને વધારે પ્રિય નથી!" ગુલ્નાર સલજ્જ ભાવથી બોલી.

"ગુલ્નાર, એમ કદાપિ બની શકે ખરું કે? વસ્ત્ર ગમે તેવાં હોય તોપણ વસ્ત્ર જ, એટલે એ વસ્ત્રોની તું જે આટલી બધી પ્રશંસા કરે છે, તે વ્યર્થ અને વિનાકારણ છે. વસ્ત્રોમાં કાંઈ તેમના મૂલ્યવડે શોભા આવતી નથી; એ તો જેવાં શરીરપર તેઓ જઈ પડે, તેવી જ શોભા તેમને પ્રાપ્ત થાય છે." બાદશાહે કહ્યું.

"પણ આલમપનાહ, પ્રેમને લોકો અંધ કહે છે."

"હશે; પણ તારામાં માત્ર પરીક્ષણશક્તિનો અભાવ છે, એ તો ખરું જ. કારણ કે, મારા આ વૃદ્ધ મુખમંડળને જગત્માંના એક અતિ સુંદર અને આકર્ષક મુખમંડળરૂપ તું માની બેઠી છે."

"આ તમે અસત્ય બોલો છો, નાથ! હું આપના મુખમંડળને જગત્માંના એક અતિ સુંદર અને આકર્ષક મુખમંડળરૂપ નથી માનતી; કિન્તુ સર્વથી સુંદર અને મનોહર માનું છું." ગુલ્નારે નયનોને નીચાં ઢાળીને કહ્યું.

બાદશાહે ગુલ્નારને દૃઢ આલિંગન આપ્યું અને ત્યાર પછી તે વધારે ન બોલી શકે એવા ઉદ્દેશથી પોતાના ઓષ્ઠોવડે તેના મુખને બંધ કરી નાખ્યું.

એ પછી ગુલ્નાર મીનાબાઝારમાં ગઈ અને શાહજહાન પણ દીવાને-આમમાંના ઝરૂખા તરફ ચાલ્યો ગયો. ગુલ્ઝાર આજે રત્નાલંકાર અને આવેશ,ધારીને ગૃહમાં બેઠો હતો. ફ઼ાતમાએ તેને જે ઉત્તમ વેષથી શૃંગાર્યો હતો, તે જ વેષથી તેણે એ મેળામાંની ભીડમાં પ્રવેશ કર્યો અને ગુલ્ના-

રની પાછળ પાછળ ફરવા લાગ્યો. ગુલ્નારના નિકટમાં જઇને તેની સાથે તેણે થોડુંક સંભાષણ પણ કર્યું. ગુલ્નાર પણ મનમાં કાંઈ સંશય ન આવવાથી એ વેષધારિણી વનિતાસાથે મુક્ત મનથી વાતચીત કરવા લાગી. પરંતુ તેના તે મધુર સ્વરને સાંભળીને ગુલ્નારને ગુલ્જાર સાથે બાલ્યાવસ્થામાં કરેલા સંભાષણનું સ્મરણ થયા વિના રહ્યું નહિ. એક-બીજાના ખભાપર હાથ રાખીને તે બન્ને ઘણીકવાર સુધી બજારમાં ફરતી રહી.

સૃષ્ટિદેવીના વિસ્તારપટમાં સાયંતન શોભા વિલસવા લાગી. બાદશાહ દરબારના કામને આટોપીને મીનાબાજારના બહારને જોવામાટે જાળીની પાછળ આવીને બેસી ગયો. ગત વર્ષ પ્રમાણે જ ચપળ અને મનોહર ગુલ્નારની મૂર્ત્તિને જોઇને તેના હૃદયમાં આનંદની ઊર્મિઓ ઉદ્ભવવા લાગી, અને તેના યોગે તેના મુખમાંથી આનંદદર્શક ઉદ્ગારો પણ બહાર નીકળી પડ્યા. એટલામાં ફાતમા કંપતી કંપતી ત્યાં આવી લાગી અને બાદશાહ સમક્ષ ગોઠણમંડીએ પડીને કહેવા લાગી કે;–"શહનશાહની બધાંપર મેહરનજર હો! જો સાર્વભૌમ દિલ્હીશ્વર આ દીન દાસીને અભય વચન આપતા હોય, તો એક ગુપ્ત ભેદનો સ્ફોટ કરવાની મારી ઇચ્છા છે."

બાદશાહ આશ્ચર્યચકિત થયો. તેણે ઉત્સુકતાથી પૂછ્યું;–"તારી મલકાની તબીયત તો ઠીક છે ને?"

"નહિ; ખુદાવન્દ, મારે બીજું જ કાંઈ કહેવાનું છે. જો આપ પ્રથમથી જ અપરાધની ક્ષમા આપશો, તો જ મારાથી બોલવાની હિંમત કરી શકાશે."

"જબાન ખોલ અને જે બોલવાનું હોય તે બોલ."

"ગેતીપનાહ, આપનાં નવાં બેગમસાહબા એક મર્દના હાથમાં હાથ આપીને મીનાબાજારમાં બેધડક ફર્યા કરે છે." ફાતમાએ ચિંગારી મૂકી.

"ડાકિની, આ શબ્દો ઉચ્ચારતાં તારી જિહ્વા તૂટી કેમ ન પડી? ખબરદાર જો પુનઃ અસત્ય અક્ષરોનો ઉચ્ચાર કર્યો છે તો! આ ચાંડાલિનીની જિહ્વાનું કોઈ અહીંને અહીં જ છેદન કરી શકે એમ છે કે?" શાહજહાને અતિશય કોપથી એ વાક્યો ઉચ્ચાર્યાં.

તાતારજાતિની બે શસ્ત્રધારિણી ગુલામડીઓ બાદશાહના હુકમની તામીલ કરવાને તરત ત્યાં દોડી આવી; પણ તેટલામાં ફાતમાએ કહ્યું કે;–"શહનશાહનું ફર્માન મારા માથાપર છે; મરવાથી હું જરા પણ ડરતી નથી. પણ જો ખુદાવંદ મેહરબાની કરીને કોઇને આની તપાસમાટે મોકલશે, તો મારા કથનની સત્યાસત્યતાનો નિર્ણય થઈ જશે."

ઉતાવળો શાહજહાન ફાતમાને ખેંચીને જાળી પાસે લઈ ગયો અને ગુલ્નાર તથા ગુલ્ઝાર તરફ અંગુલીનિર્દેશ કરીને કહેવા લાગ્યો કે;–"જો–વંત્રી, સારીરીતે આંખો ફાડીને જો. તે મર્દ સાથે નહિ, પણ પોતાના જેવી એક બીજી ઔરત સાથે જ ફરે છે."

"ગરીબનવાજ, તે ઔરત નહિ, પણ મર્દ છે." ફાતમા બોલી.

બાદશાહ વિચારમાં પડી ગયો. તેણે તે બન્નેપર ધ્યાનપૂર્વક દૃષ્ટિપાત કર્યો. ગુલ્નારસાથેની બીજી સ્ત્રી વારંવાર વળી વળીને તેની તરફ પ્રેમદૃષ્ટિથી નિહાળ્યા કરતી હતી, એ જોઈને તે આશ્ચર્યથી સ્તબ્ધ બની ગયો; તેનું સર્વાંગ કોપથી કંપાયમાન થઈ ગયું.

તેણે બન્ને અપરાધીઓને પકડીને દીવાનેખાસમાં લઈ આવવાનો હુકમ આપી દીધો. પણ પુનઃ ફાતમાએ તે હુકમની તામીલમાં વાંધો નાખીને કહ્યું કે;–"આલીજાહ, આ હુકમની તામીલ થાય તે પહેલાં એ ઔરત છે કે મર્દ છે એની ખાત્રી કરી લેવામાં આવે, તો વધારે સારું."

બાદશાહે તેની આ પ્રાર્થનાને માન્ય કરી. તેણે પાસે ઉભેલી તાર્તાર ગુલામડીઓને એ ખાત્રી કરવામાટે મોકલી અને પોતે કોપના આવેશમાંજ દીવાનેખાસ તરફ ચાલ્યો ગયો.

શાહના ફર્માનથી ફાતમાના મનનું સમાધાન થયું. ગુલ્ઝાર પકડાય અને પોતાના કપટનો સ્ફોટ થાય, એવી તેની ઇચ્છા નહોતી. તે તાર્તાર ગુલામડીઓ સાથે ફાતમા પણ મીનાબાજારમાં ગઈ અને ત્યાં તેણે ગુલ્ઝારને એક બાજૂએ બોલાવી લીધો. ફાતમાએ કહેલી વાતની ખાત્રી થયા પછી એક ગુલામડી બાદશાહને એ વિશેની ખબર આપવાને ગઈ અને બીજી ફાતમા સાથે ગુલ્ઝારપર નજર રાખવામાટે ઉભી રહી. ફાતમાએ કાંઇક ગુપ્ત વાર્તા કહેવાના નિમિત્તથી તે બીજી ગુલામડીને એક બાજૂએ જરાક દૂર બોલાવી અને બીજી તરફથી ગુ્લ્ઝારને કાંઇક ઇશારો કરી દીધો. તે ક્ષણે જ ગુલ્ઝાર ત્યાંથી અદૃશ્ય થઈ ગયો. સર્વથી અજ્ઞાત એક ઓરડામાંથી નીકળતો ગુપ્ત માર્ગ ફાતમાએ ગુલ્ઝારને પ્રથમથી જ બતાવી રાખ્યો હતો.

ફાતમાની વાર્તા સાંભળી લીધા પછી તે તાર્તાર ગુલામડીએ આસપાસ નજર કરી, તો ગુલ્ઝાર ત્યાંથી ગુમ થએલો દેખાયો. એટલામાં શાહ પાસે ગએલી ગુલામડી ગુલ્ઝાર અને તેની સાથેના સ્ત્રીવેશધારી પુરુષને પકડી લાવવામાટેનો બાદશાહનો હુકમ લઈને ત્યાં આવી પહોંચી. તેનો બહુ જ બારીકીથી આખા મીનાબાજારમાં શોધ કરવામાં આવ્યો, પરંતુ તે છદ્મવેશી પુરુષ ક્યાંય મળી શક્યો નહિ. ગુલ્ઝાર ગુપ્ત માર્ગમાં

ગયા પછી ખાજાસરાનો પોશાક પહેરીને બહાર નીકળી ગયો. એ પોશાકની તેણે પ્રથમથીજ તૈયારી કરી રાખી હતી.

તેનો અને ફ્રાનમાનો મેળાપ થયો. બાદશાહ જે સ્થળે બેસીને આ સર્વ પ્રકારને જોતો હતો, ત્યાં તેને શોધવાના નિમિત્તથી તે ગઈ અને ત્યાંથી રંગમહાલયમાં જવાનો એક ગુપ્ત માર્ગ હતો, તે માર્ગમાં થઇને તે બન્ને બહાર નીકળ્યાં. ફ્રાનમાએ ગુલ્નારને બાંદીમહલમાંની એક ઓરડીમાં લઈ જઇને છુપાવી દીધો.

## સપ્તમ પરિચ્છેદ

### તિરસ્કાર

શોધનો અવધિ થયો, પણ તે પુરુષ કયાંય મળી શકયો નહિ. આવી રીતે અપરાધીના અદૃશ્ય થવાની વાર્તા સાંભળીને બાદશાહ કોપથી લાલચોળ થઈ ગયો. દીવાનેખાસની અગાસીપર તે દાંત અને હોઠ ચાવતો આમથી તેમ આંટા ફેરા મારવા લાગ્યો. ત્યાર પછી સંગેમરમરના સિંહાસનપર તે બેસી ગયો, અને ગુલ્નાર બેગમને પોતાસમક્ષ લાવીને ઊભી કરવાનો તેણે હુકમ ફર્માવી દીધો. બાદશાહનો આ હુકમ સાંભળીને પાસેના નોકરો પણ ભયભીત થઈ ગયા; કારણ કે, આવા પ્રકારના અપરાધોની તપાસ હમેશા ખાનગી મહાલયમાં જ ચલાવવાનો રિવાજ હતો અને અપરાધીઓને શિક્ષા પણ ત્યાંના ભોંયરામાંના ફાંસીના માચડાપર ચઢાવીને ગુપ્ત રીતે જ આપવામાં આવતી હતી. આવો નિત્યનો પ્રકાર હોવા છતાં સર્વ સિપાહીઓ સમક્ષ બેગમને બોલાવીને તેના અપરાધની તપાસ ચલાવવી તે જનાનખાનાની કીર્તિને કલંક લગાડવા સમાન જ હતું, એવો સર્વનો અભિપ્રાય હતો. પરંતુ પ્રત્યક્ષ બાદશાહની આજ્ઞા થયેલી હોવાથી હું કે હાં ન કરતાં સેવકો તેના હુકમની તામીલ કરવાને ચાલતા થયા.

પુનઃ બાદશાહ સિંહાસનપરથી નીચે ઊતર્યો અને પાંજરામાં પૂરાયલા સિંહ પ્રમાણે આમ તેમ ફરવા લાગ્યો. સ્હામે જ એક બીજું સિંહાસન હતું તેપર તે જઇને બેઠો અને યમુનાનદીને જોઈ પોતાના મનને શાંત કરવાનો તેણે પ્રયત્ન કર્યો. પણ સંતાપથી તેનું હૃદય બળતું હતું એટલે તે સ્વસ્થ બેસી શકયો નહિ. તે પાછો ઊઠયો અને જનાનખાના તરફ ચાલતો થયો.

જનાનખાનાના દરવાજામાં જ બાદશાહ તથા અપરાધિની બેગમનો મેળાપ થઈ ગયો. બેગમનું સમસ્ત શરીર વસ્ત્રાચ્છાદિત હતું અને તે થરથર કંપતી હતી. તેને જોઇને બાદશાહ પાછો હટી ગયો અને

પોકાર કરીને કહેવા લાગ્યો કે;–"જાઓ, આને અહીંથી લઈ જાઓ અને બેઇમાન બેવફા બેગમોને શી સજા ભોગવવી પડે છે, તે હમણાંને હમણાં ફાંસીના માચડા પાસે લઈ જઇને એને બતાવો. જાઓ, ચાલતા થાઓ."

ગુલ્નારે એ શબ્દસ્ફુલ્લિંગોને શાંતિથી પોતાના શ્રવણોમાં જવા દીધા, પોતાની મુદ્રાને ગંભીર કરી, મુખપરના બુર્કાને ઉઠાવી લીધો અને પોતાનાં નિષ્કલંક નેત્રોથી બાદશાહને જોઇને પ્રશ્ન કર્યો કે;–"પણ સરતાજ, મારો એવો શો અપરાધ છે વારુ?" તેના આરક્ત ગાલોપરથી અશ્રુધારાનું વહન થવા લાગ્યું.

બાદશાહે ગર્જનાયુક્ત ભીષણ સ્વરથી કહ્યું કે;–જારિણી, હજી પૂછે છે કે, મારો શો અપરાધ છે? તેં મારા દિલમાં દોજખની આગ સળગાવી દીધી છે–અરેરે! એ ભયંકર આગની વેદનાને હું સહન કરી નથી શકતો! આજે નમાણાં નેત્રો અને સરળ મુદ્રાથી તું મારા અંતઃકરણમાં અત્યારે સહસ્રાવધિ વિષદિગ્ધ ભાલાની અણીઓને ભોકતી ઊભી છે! મારા હૃદયમાં ભયાનક નરકયાતનાઓનો આરંભ થઈ ચૂક્યો છે! જાઓ જાઓ, આ રાક્ષસીને અહીંથી સત્વર લઈ જાઓ! આ કૃત્યા–આ શયતાનની ખાલા–ને મારી નજર આગળથી દૂર કરો. હાય! એનું દર્શન પણ અત્યારે મારા અંગમાં ભયંકર અગ્નિજ્વાળાને પ્રજ્વળાવે છે. જાઓ અને એ જારિણીને એકદમ જ ફાંસીને લાકડે લટકાવી દો!"

બેગમ મૂર્ચ્છાંગત થઈ અને સેવકો તેને ઉપાડીને લઈ ગયા.

આખા જનાનખાનામાં આ ઘટનાથી ઘણો જ ખળભળાટ થઈ ગયો. સર્વત્ર ગુલ્નારની જ ચર્ચા ચાલી રહી. કેટલીકોને એથી ખેદ થયો અને કેટલીક એથી આનંદ પામીને હસવા લાગી. કેટલીક વયોવૃદ્ધ વનિતાઓએ જનાનખાનામાંના આવા પ્રકારનાં પૂર્વ ચરિત્રોની કથાનો આરંભ કરી દીધો.

* * * * *

મુમ્તાજ઼ બેગમ નિત્ય પ્રમાણે ખિન્ન અંતઃકરણથી પોતાના મહાલયમાં એકલી જ બેઠી હતી. 'દીવાને હાફિજ઼' વાંચીને પોતાના દુઃખદ વિચારોની સ્મૃતિ કરવાના વિચારમાં તે હતી. એટલામાં તેની વિશ્વાસપાત્ર દાસી ત્યાં આવી અને ગુલ્નાર બેગમના દુર્ભાગ્યની સર્વ કથા તેણે તેને કહી સંભળાવી. મુમ્તાજ઼ના આશ્ચર્યનો પાર ન રહ્યો. તે પોતાના હાથમાંના ગ્રંથને નાખી દઇને ઉભી થઈ ગઈ અને સખેદ હૃદયથી કહેવા લાગી કે;–"આ સત્ય હશે કે?" તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. પુનઃ તે બોલી કે;–"અય પરવરદિગાર, તું સાક્ષી છે કે, મારા મનમાં

તેના વિશે જરા પણ દ્વેષભાવ નહોતો !" તેના કપોલભાગમાંથી અશ્રુની ધારા વહી નીકળી. તેણે પૂછ્યું;–"ફાતમા, અત્યારે દિલ્હીશ્વર ક્યાં છે વારુ ?"

"મોતીમહલમાં;" ઉત્તર મળ્યું.

"જા અને તેમને કહે કે, અત્યારે હું તેમને મળવા માગુ છું."

"અત્યારે તેમના મેળાપનો સંભવ નથી. આજની રાત કોઇએ પણ તેમની પાસે ન જવું, એવી તેમણે સખ્ત તાકીદ આપેલી છે." ફાતમાએ કહ્યું.

"હાય હાય ! પણ નહિ, તું જા અને કોશિશ કર. મારે તેમને કોઈ પણ રીતે મળવું જ જોઇએ. તે દીન બાળાનું રક્ષણ કરવું, એ મારું પરમ કર્ત્તવ્ય છે." મુમ્તાજે કહ્યું.

"પણ બેગમ સાહબા, આપના રસ્તામાંનો કાંટો પોતાની મેળે જ નીકળી ગયો છે, તો એ વિશે આનંદ દર્શાવવાને બદલે આ ઉન્માદ શામાટે લઈ બેઠાં છો, એ હું સમજી શકતી નથી." ફાતમાએ કિંચિત્ કટાક્ષપૂર્વક એ શબ્દો ઉચ્ચાર્યો.

"ધિક્કાર, ફાતમા, તને હજારવાર ધિક્કાર છે! હું આવા નીચ અંતઃકરણની થઇશ, એ વિચારને મનમાં સ્થાન આપતાં તને લજ્જા ન આવી કે? હવે પછી આમ બોલી છે, તો ખબરદાર! તે મારી પ્રતિસ્પર્ધિની હોવા છતાં પણ તેનામાં મારો પ્રેમ હતો. ગુલ્નાર મધુર, નિષ્કપટ અને સરળ હૃદયની બાળા હતી. જનાનખાનાના વાતાવરણમાં રહેવાને એવી બાળા યોગ્ય નથી." મુમ્તાજ પોતાની કુલીનતાનું દર્શન કરાવ્યું.

"પણ આ બધો પ્રપંચ મેં બક્ષીશની આશા વિના કર્યો છે, એમ આપે ન ધારવું." ફાતમાએ નફ્ટાઇથી કહ્યું.

"ત્યારે શું ફાતમા, આ બધો પ્રપંચ તેં જ કર્યો છે કે? તારા બોલવાનો ભાવ મારા સમજવામાં આવી શકતો નથી."

"હું વધારે શું કહું? ગુલ્નાર બેગમ સર્વથા નિરપરાધિની છે. તે જેની સાથે વાત કરતી હતી, તે ખરેખર પુરુષ જ હતો એ તે જાણતી નહોતી. હું જ તે પુરુષને અહીં લાવી હતી અને બેગમ સાથે તેની મુલાકાત પણ મેં જ કરાવી આપી હતી." ફાતમાએ ખુલાસો કર્યો.

મુમ્તાજ સંતાપથી પોકાર કરીને બોલી કે;–"રાક્ષસી, પાપીયસી, ચાંડાલી, કેવળ મારામાટે જ તેનો ઘાત થયો અને મારા કારણથી જ તેના શુદ્ધ રક્તનો પ્રવાહ વહી નીકળ્યો છે, એમ જ તારા ભાષણથી મને ભાસે છે. દુષ્ટે, અહીંથી જા અને તારું કાળું કર. તારું કાળું મોઢું પાછું

મને ન બતાવીશ. હાય હાય! અય પાક પરવરદિગાર, આ ઘોર પાતકથી આ દીન અબળાનો બચાવ કર!"

ભલી મુમ્તાજ઼ બેગમનું હૃદય ભરાઈ આવ્યું અને એક અલ્પવયસ્કા બાલિકા પ્રમાણે તે ડૂસકાં ભરીભરીને રડવા લાગી. કેટલીકવાર પછી તેણે માથું ઉંચું કર્યું, તો ફ઼ાતમા હજી પણ ત્યાં જ ઊભેલી હતી. બેગમનો કોપ અનિવાર્ય થતાં તે છેડાયલી વાઘણ પ્રમાણે ગર્જના કરીને બોલી કે;–"તને હજી અહીં ઊભા રહેવામાં જરા પણ ભય નથી થતો કે? જા, આ કિલ્લામાંથી આ ક્ષણે જ જીવ લઈને બહાર નીકળી જા; નહિ તો ગુલ્નારને તેં જે ફ઼ાંસીને લાકડે લટકાવી છે, તે જ ફ઼ાંસો થોડી વારમાં તારા ગળામાં પણ આવી પડશે!"

પોતાની સેવાનો આવો બદલો મળશે, એવી ફ઼ાતમાને સ્વપ્નમાં પણ કલ્પના નહોતી. નિરુત્તર થઇને તે ત્યાંથી નીચું મુખ કરી ચાલી ગઈ. એટલામાં મુમ્તાજ઼ના મનમાં કાંઈક વિચાર આવતાં તેણે ફ઼ાતમાને પાછી બોલાવી અને કહ્યું કે;–

"ફ઼ાતમા, તેં આ સર્વ પ્રપંચ કેવળ બક્ષીશમાટે જ કર્યો છે; પણ તેં જે ઊંધું વાળ્યું છે તેને પાછું સીધું કરી નાખે, તો તને તારી ધારણા કરતાં પણ વધારે બક્ષીશ મળશે."

"મારું કપટ જો બાદશાહ કિંવા શાહજ઼ાદીના જાણવામાં આવશે, તો જરૂર ફ઼ાંસી જ મને બક્ષીશમાં મળશે! તોપણ હું બેગમના પ્રાણ બચાવવાનું આપને વચન આપું છું." ફ઼ાતમાએ કહ્યું.

"જે પ્રિય વસ્તુ હોય તેનો વિયોગ થઈ જાય તો પછી આયુષ્યની શી મહત્તા વારુ? દિલ્લીશ્વરમાં તે તરુણ બાળાનો કેવો અને કેટલો બધો પ્રેમ હતો, એ હું સારી રીતે જાણું છું; અને જો મારી ધારણા સત્ય હોય, તો તારા સાહાય્યથી પોતાના પ્રાણ બચાવવા કરતાં ગુલ્નાર મરણનો સત્કાર કરવાને જ આનંદથી તૈયાર થશે. પણ આજની રાત જવાદે. મારાથી કાંઈ કરી શકાય તેમ છે કે કેમ, એનો હું વિચાર કરીશ." મુમ્તાજ઼ બેગમે કહ્યું.

બેગમનાં આ વાક્યો સાંભળીને ફ઼ાતમા ત્યાંથી ચાલી ગઈ. મુમ્તાજ઼ને કોઈ પણ ઉપાય સૂઝ્યો નહિ. તે ઉન્માદિની પ્રમાણે પોતાના મહાલયમાં આમ તેમ ભ્રમણ કરવા લાગી અને અંતે એવી જ અસ્વસ્થ અવસ્થામાં તે બાદશાહની મુલાકાત લેવામાટે મોતીમહલ તરફ ચાલતી થઈ. ત્યાંની દ્વારપાલિકાઓએ 'બાદશાહની તબીયત અત્યારે ઠીક નથી' એમ તેને જણાવ્યું; પરંતુ તેઓ મુમ્તાજ઼ને અંદર જતી અટકાવી શકી નહિ. તે અંદર ગઈ અને બાદશાહ સમક્ષ આવીને ઊભી રહી.

સાર્વભૌમ દિલ્હીશ્વર એ વેળાએ રોદનમાં નિમગ્ન હતો. પોતાના બન્ને બાહુ એકત્ર કરી તેમને અગાસીના એક શિલાતલપર ટેકવી શાહજહાન અવિરલ અશ્રુપાત કરતો હતો.

ધીમાં પગલાથી મુમ્તાજ તેની પાસે ગઈ અને ગોઠણભરીએ બેસી હાથ જોડીને તેણે પોતાના અત્યંત પ્રિય પતિના વદનમાં દૃષ્ટિને લીન કરી દીધી. સપત્નીના પ્રાણની નહિ કિંતુ સપત્નીના સુખમય જીવિતની યાચના કરવામાટે જ દિલ્હીપતિની સમાજ્ઞી અત્યારે અહીં આવી હતી. તેણે પ્રાર્થના કરી કે –"પ્રાણનાથ, આ દાસી એક ભિક્ષા માગવાને આવી છે"

બાદશાહે તિરસ્કારદર્શક મુદ્રાથી તેને જોઈ. મુમ્તાજનું હૃદય દ્વિધા થઇ ગયુ. શાહજહાન મંદ સ્વરથી બોલ્યો કે,–"મુમ્તાજ, હું મહા દુઃખી છુ!"

પોતાના પ્રાણનાથની એ હૃદયવેદનાને જોઈ મુમ્તાજના હૃદયમાં પણ દારુણ દુ ખનો ઉદ્ભવ થયો પોતાના પ્રિય પતિના અંત કરણ-માંના દુ ખશલ્યને કાઢી નાખવામાટે જો આવશ્યકતા હોય, તો પ્રાણ પણ અર્પી દેવા, એવો તેના પ્રેમોન્મત્ત મને નિશ્ચય કર્યો. પરતુ પોતાની કૃતિની અયુક્તતા તરત જ તેના ધ્યાનમાં આવી અને તેથી હવે શુ કરવું અને શું નહિ, એનો કોઈ પણ નિશ્ચિત માર્ગ તેને મળી ન શક્યો. તેના મુખમાંથી શબ્દ જ નીકળી શકતો નહોતો. શું બોલવું, એનો જ તે પ્રથમ તો નિશ્ચય ન કરી શકી. તેના અત કરણમા દુ ખ અને શોકના ઉપરાઉપરી ઉમળકા આવ્યા કરતા હતા. પણ પોતાના પતિના હૃદયમાં થયેલો જખમ કેવળ શબ્દોથી ભરાય કે રૂઝાય તેવો નથી, એ તે સારી રીતે જાણતી હતી ઘણીકવાર સુધી બન્ને સ્તબ્ધ રહ્યાં, અથવા તો તે નિ સ્તબ્ધ સ્થિતિમા જ તેમના અંત કરણોનું પરસ્પર સભાષણ થયેલું હોવુ જોઇએ. કેટલીકવાર પછી બાદશાહે પૂછ્યુ કે,– "શી ભિક્ષા ?"

"પ્રાણનાથ, દિલ્હીશ્વરના રોષને સર્વથા અપાત્ર એવી એક નિર્દોષ બાળાના પ્રાણની ભિક્ષા–"

બાદશાહના મુખમડળમા અધિક તિરસ્કાર દેખાવા લાગ્યો. થોડી-વાર પછી એક દીર્ઘ નિ શ્વાસ નાખીને શાહજહાન બોલ્યો કે,–"મારા દુ ખપર ડામ દેવા અને મારા એકાંતનો ભગ કરવામાટે જ તુ અત્યારે રાત્રિના સમયમા અહીં આવી લાગી છે કે ?"

"પ્રાણેશ, હુ આપને ત્રાસ આપુ છુ, એની ક્ષમા કરશો. પણ સરકાર, આ મારી યાચના કેવળ તરુણ બેગમમાટે જ નહિ, કિન્તુ આપના માટે પણ છે. આપના હૃદયમા આટલો બધો ખેદ શા કાર-

ચુથી થાય છે વારુ? આપનો ગુલ્નારમાં પ્રેમ હતો, એટલું જ નહિ, પણ અત્યારે પણ આપનો તે પ્રેમ અવિચળ નથી કે શું? છતાં આપે ગુલ્નારને મારી નાખવામાટેની સેવકોને આજ્ઞા આપી દીધી છે. તે બાળા આપની ઇચ્છાને પૂર્ણ કરવામાટે—પોતાના પ્રભુની આજ્ઞાને પાળવામાટે હસતી હસતી જ પ્રાણ અર્પી દેશે; પણ એથી આપ જો પોતાના મનનું સમાધાન થવાની અને અંતઃકરણને વિશ્રાંતિ કિંવા શાંતિ મળવાની આશા રાખતા હો, તો તે આપની ભૂલ છે. અત્યારે પોતાની એ ભૂલ કદાચિત્ આપના જોવામાં નહિ આવતી હોય, પણ હું સ્ત્રી હોવાથી આપનો અદ્યાપિ ગુલ્નારમાં જે નિરતિશય પ્રેમ છે, તેને સારી રીતે જાણી શકું છું. પોતાના પ્રેમનું યોગ્ય ફળ ન મળેલું ધારીને જ આપ અત્યારે તે બાળાના પ્રાણ લેવાને તૈયાર થયા છો; અને તેને દેહાંતદંડ આપવાથી આપણા અંતઃકરણને અવશ્ય સંતોષ તથા શાંતિનો પરિચય થશે, એવો આપનો નિશ્ચય છે. પણ જો આવતી કાલે એમ આપના જાણવામાં આવે કે ગુલ્નારનો આમાં કશો પણ દોષ કે અપરાધ નહોતો, તો આજના આપના આ અવિચારની વેદના આપના કોમળ હૃદયને તીવ્રતાથી ફોલી ફોલીને ખાવા માંડશે, એ બરાબર ધ્યાનમાં રાખજો. નાથ, કોપના આવેશમાં અવિચારમય કૃત્ય કરીને પોતાના હૃદયાગ્નિના દાહને વધારવાની પોતાના હાથે જ તૈયારી ન કરો અને તેને જીવનદાન આપો." સુમ્તાજે ગંભીર વિચારથી ભરેલો ઉપદેશ આપ્યો.

"મારું હૃદય કેટલી સીમાપર્યન્ત ભગ્ન થયું છે, એની તને ક્યાંથી કલ્પના હોય વારુ?" બાદશાહે મંદ સ્વરથી ઉત્તર આપ્યું.

"હૃદયેશ્વર, સર્વ મારા જાણવામાં આવી ગયું છે અને તેથી જ હું આ વેળાએ આપને યોગ્ય સૂચના આપવાને આવી છું. આપ અવિચાર કરીને પોતાના જીવનને સદાને માટે દુઃખમય ન બનાવી નાખો, એ હેતુથી જ મારું આગમન થએલું છે. ગુલ્નાર બેઇમાન અને બેવફા છે, એ વિશે આપની બરાબર ખાત્રી થઈ છે કે? તેના અપરાધ વિશેનો આપની પાસે એક પણ બળવાન્ પૂરાવો છે ખરો કે? તેને સજાનો હુકમ સંભળાવ્યા પહેલાં તેનો બચાવ શાંતિથી આપે સાંભળ્યો છે કે? જે પુરુષ આપના જોવામાં આવ્યો, તેમાં કપટનો અંશ નહિ હોય કિંવા આ જનાનખાનામાંની જ કોઈ ઓરતનો એ ફરેબ નહિ હોય, એમ આપે કેવી રીતે માની લીધું? એ કોઈ શોકનું કપટજાળ તો નહિ હોય, એવી શંકા આપના મનમાં કેમ નથી આવતી વારુ? નહિ, નાથ, મને તીક્ષ્ણ દૃષ્ટિથી ન નિહાળો. આપે તેનો બચાવ સાંભળ્યો નથી, તેના અપરાધવિશે આપનો નિશ્ચય થયો નથી અને

સાર્વભૌમ દિલ્લીશ્વર એ વેળાએ રોદનમાં નિમગ્ન હતો. પોતા બન્ને બાહુ એકત્ર કરી તેમને અગાસીના એક શિલાતલપર ટે શાહજહાન અવિરલ અશ્રુપાત કરતો હતો.

ધીમાં પગલાંથી મુમ્તાજ તેની પાસે ગઈ અને ગોઠણભંડીએ હાથ જોડીને તેણે પોતાના અત્યંત પ્રિય પતિના વદનમાં દૃષ્ટિને લ દીધી. સપત્નીના પ્રાણની નહિ કિંતુ સપત્નીના સુખમય જીવિતની કરવામાટે જ દિલ્લીપતિની સમ્રાજ્ઞી અત્યારે અહીં આવી હત પ્રાર્થના કરી કે:-"પ્રાણનાથ, આ દાસી એક ભિક્ષા માગવાને આ

બાદશાહે તિરસ્કારદર્શક મુદ્રાથી તેને જોઈ. મુમ્તાજનું થઇ ગયું. શાહજહાન મંદ સ્વરથી બોલ્યો કે;-"મુમ્તા જાણી છું!"

તના ઝપાટા પ્રમાણે એકદમ અંદર ચાલી ગઈ. "ગુલનારનો જીવ બચાવવો હોય, તો ચાલ સત્વર મારી સાથે," એમ ગુલ્ઝારના કાનમાં કહીને તેણે ત્યાંથી નીકળવા માટે ઉતાવળ કરી. ગુલ્ઝારે એ વેળાએ પહેરેગીર ખાજાસરા જેવો પોશાક પહેરેલો હતો, એ તો ઉપર જણાવેલું જ છે; એટલે તે કાંઈ પણ ન બોલતાં ફાતમાની પાછળ ચાલતો થઈ ગયો. બન્ને જનાનખાનાના આંગણામાંથી શીઘ્રતાપૂર્વક બહાર નીકળી ગયાં. ફાતમાએ એક ચોર દરવાજો ઉઘાડ્યો. પાસેથી જ એક છોકરી બળતી મશાલ લઇને ચાલી જતી હતી, એટલે ફાતમાએ તેના હાથમાંથી તે મશાલ છીનવી લીધી અને બન્ને ભૂમિના ગર્ભમાં અદૃશ્ય થઈ ગયાં. અનેક સર્પગતિ સમાન માર્ગોમાં ચાલતાં ચાલતાં અંતે તેઓ જે નરકરૂપ ઓરડીમાં ગુલનારના અંતકાળની તૈયારીઓ ચાલતી હતી, તે

આમ છતાં પણ જો તે નિર્દોષ હશે, તો તેનું લાલ અને તેજસ્વી રક્ત પરવરદિગાર સમક્ષ જવાબ આપતી વેળાએ તમારા દેખતાં ઉછળવા માંડશે, એ બરાબર યાદ રાખી લેજો. જો તેણે અપરાધ કર્યો હોય, તો ભલે તેને શાસન ભોગવવા દો; પણ તે પૂર્વે તેનું પોતાનું કથન સાંભળી લ્યો. જીવિતેશ્વર, આ ભિક્ષા હું બીજા કોઈમાટે નહિ, પણ કેવળ આપના હિતમાટે જ માગું છું અને તેથી મને એ ભિક્ષા અવશ્ય મળવી જોઈએ." મુમ્તાજે પુનઃ પોતાની દલીલોને રજૂ કરીને કહ્યું.

બાદશાહે ઘણીકવાર સુધી એ વિશે વિચાર કરીને અંતે કહ્યું કે;- "મુમ્તાજ્, તારો વાદ સર્વથા સત્ય છે. તેનો બચાવ મારે સાંભળવો જ જોઇએ. પણ તેનું દર્શન થતાંની સાથે જ મારી વિલક્ષણ અવસ્થા થઈ જાય છે અને આ બનેલા બનાવનું સ્મરણ થતાં સર્વાંગમાં ભયાનક દાહનો સંચાર થાય છે. જા અને તેના બચાવને તું જ સાંભળી લે. આજની રાત્ર હું તેને જીવનદાન આપું છું."

"પરવરદિગાર, શાહેવાલાની ઉમ્ર દરાજ્ કરો!" મુમ્તાજે કહ્યું.

---

## અષ્ટમ પરિચ્છેદ

### ગુલ્નારનો ઉદ્ધાર

બાદશાહની આજ્ઞા, રીતિ પ્રમાણે બંદિવાસના મુખ્ય ખાજાસરાને પહોંચાડવામાં આવી; પણ તે આજ્ઞા કાર્યભારયંત્રમાંથી પસાર થઇને યોગ્ય વ્યક્તિ પાસે પહોંચે, તેટલા અવધિમાં વચ્ચે જ તે આજ્ઞાને નિરર્થક ઠરાવનારો એક પ્રકાર બની આવ્યો. જનાનખાનાનો અધિકાર શાહજાદી જહાનઆરાના હાથમાં હતો, એ તો પ્રથમથી જ વાચકો જાણી ચૂક્યા છે, એટલે હવે આ આજ્ઞાને સત્વર પહોંચાડવી કે સમય વીતી જવા પછી પહોંચાડવી, એનો તે વિચાર કરવા લાગી. પણ બીજી તરફ એ આજ્ઞા થવા પહેલાં ઘણીવારથી ગુલ્નારને કિલ્લાની નીચેના ઊંડા અને અંધકારમય ભોંયરામાં લઈ જવાનું કામ ચાલતું થઈ ગયું હતું. અનેક ગંદી ઓરડીઓ અને ચોરવાટોમાંથી સેવકોએ તેને પસાર કરીને અંતે એક કક્ષ જેવી ઓરડીમાં લાવીને ઊભી રાખી. મધ્યાહ્ન કાળે પણ જે સ્થળમાં પ્રવેશ કરવાની સૂર્યકિરણોની શક્તિ નહોતી, તેવું એ સ્થાન હતું. એક શસ્ત્રધારિણી તાર્તાર તરુણી હાથમાં બળતી મશાલ લઇને આગળ ચાલતી હતી અને બીજી પાછળ હતી.

ફાતમા પોતાની સ્વામિની મુમ્તાજ્ બેગમ પાસેથી જે નીકળી, તે ઠેઠ પોતાની ઓરડીમાં જ્યાં ગુલ્જાર બેઠા હતો ત્યાં ગઈ; ઝંઝાવા-

તના ઝપાટા પ્રમાણે એકદમ અંદર ચાલી ગઈ. "ગુલ્નારનો જીવ બચાવવો હોય, તો ચાલ સત્વર મારી સાથે," એમ ગુલ્ઝારના કાનમાં કહીને તેણે ત્યાંથી નીકળવા માટે ઉતાવળ કરી. ગુલ્ઝારે એ વેળાએ પહેરેગીર ખાજાસરા જેવો પોશાક પહેરેલો હતો, એ તો ઉપર જણાવેલું જ છે; એટલે તે કાંઈ પણ ન બોલતાં ફાતમાની પાછળ ચાલતો થઈ ગયો. બન્ને જનાનખાનાના આંગણામાંથી શીઘ્રતાપૂર્વક બહાર નીકળી ગયાં. ફાતમાએ એક ચોર દરવાજો ઉઘાડ્યો. પાસેથી જ એક છોકરી બળતી મશાલ લઈને ચાલી જતી હતી, એટલે ફાતમાએ તેના હાથમાંથી તે મશાલ છીનવી લીધી અને બન્ને ભૂમિના ગર્ભમાં અદૃશ્ય થઈ ગયાં. અનેક સર્પગતિ સમાન માર્ગોમાં ચાલતાં ચાલતાં અંતે તેઓ જે નરકરૂપ ઓરડીમાં ગુલ્નારના અંતકાળની તૈયારીઓ ચાલતી હતી, તે ઓરડીમાં આવી લાગ્યાં.

ત્યાં ગુલ્નારના ઘાતની બધી તૈયારીઓ થઈ ચૂકી હતી. જેને એ કામ સોંપવામાં આવ્યું હતું, તે હબ્શી ગુલામે કેવળ ગુલ્નારને લટકાવી દેવાનું કામ જ બાકી રાખ્યું હતું. નીચેનું પાટીયું ખેંચી લેવાનો જ વિલંબ હતો; તે ખેંચી લેવામાં આવે, તો તરત ગુલ્નારનું સુંદર શરીર તે અંધુક પ્રકાશમાં નીચેના ઊંડા કૂપના કૃષ્ણ જળની ઉપર લટકતું થઈ જાય, એમાં જરા પણ સંશય નહોતો. આ પ્રકાર તરત ગુલ્ઝારના જાણવામાં આવી ગયો, ગુલ્ઝાર તે હબ્શીના અંગપર ધસી જવાની તૈયારીમાં હતો, એટલામાં ફાતમાએ તેને પકડી લીધો અને પોતે આગળ વધીને હબ્શી ગુલામના હાથમાં આપવામાટે સુવર્ણ મુદ્રાથી ભરેલી એક કોથળીને આગળ ધરી તે બોલી કે;–"હબ્શી ગુલામ, આ લે અને આ બાળાને જીવતી જવા દે."

"અને પછી આને બદલે હું ફાંસીએ ચઢી જાઉં કે ? ના, બાઈ, ના; મારાથી આવી ભલાઈ કરી શકાય તેમ નથી." તે રાક્ષસે શીતલતાથી ઉત્તર આપ્યું.

એ પછી ફાતમાએ તેને પરવાનો બતાવીને કહ્યું કે;–"સૂર્યોદય થવા પૂર્વે આ પરવાનો બતાવીને તું બહાર નીકળી શકીશ અને એકવાર બહાર નીકળ્યો એટલે પછી આ સુવર્ણરાશિ અને મોતીઓની લટોનો ધણીરણી તું જ છે." મુમતાજે આપેલો મોતીનો હાર ફાતમાએ ગળામાંથી કાઢીને હાથમાં લઈ લીધો.

પણ એથી તે હબ્શીનું મન કાંઈ પીગળ્યું નહિ. તેણે ગુલ્નારને ફાંસીના માચડા તરફ ખેંચી. તે સુકુમાર પુષ્પ તે રાક્ષસના હસ્તનો સ્પર્શ થતાંની સાથે જ કરમાઈ ગયું. ગુલ્નારને મૂર્છા આવી ગઈ.

ગુલ્ઝારનો ક્રોધ હવે અનિવાર્ય થયો. પોતાના હાથમાંના ડંડાનો તેણે તે હબ્શીના મસ્તકપર એક જબ્બરો આઘાત કર્યો અને તેથી તત્કાળ તે ગુલામ તમ્મર ખાઈને જમીનપર પછડાઈ પડ્યો. ફાતમાએ ઉતાવળ કરીને પોતાના હાથમાંની મશાલવડે તે તાર્તાર તરુણીના હાથમાંની મશાલને પ્રથમ નીચે પાડી દીધી. અને ત્યારપછી બન્ને મશાલોને કૂવામાં નાખી દીધી. ઓરડીમાં ગાઢ અંધકાર પ્રસરી ગયો. ગુલ્ઝારે અચૂક નેમ તાકીને તે તાર્તારતરુણીને પણ ડંડો લગાવી દીધો અને નીચે પાડી દીધી. ત્યાર પછી ગુલ્નારને લઈને ફાતમા તથા ગુલ્ઝાર ત્યાંથી તત્કાળ ચાલતાં થઈ ગયાં. તે અંધકારમાં બે તાર્તારતરુણી અને હબ્શી ગુલામ એ ત્રણ વ્યક્તિઓ તો હતી જ, અને તેઓ એકબીજાને પકડી એમ જ ધારતાં હતાં કે, ચોર પકડાયા!

ગુલ્ઝારે મૂર્ચ્છિત ગુલ્નારને કાંધપર ઉપાડી લીધી અને ફાતમાની ઓઢણી પકડીને તે તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. ફાતમા તેને મોતીમહલની નીચેની એક કાળી કોટડીમાં લઈ ગઈ. એ કોટડીની ગજવાળી બારીમાંથી નીચેનો તટ દેખાતો હતો. બારી જૂની અને ખડિયા ખડખડ થઈ ગયેલી હતી. ગુલ્ઝારે તેને બેચાર આઘાત કરતાં જ તે તૂટી ગઈ અને તે મુક્ત થયેલા માર્ગમાંથી તે બન્નેએ ગુલ્નારના ભારસહિત તટપર ભૂસકો માર્યો. નીચે એક પ્રહરી મળ્યો, તે ફાતમાનો પરિચિત હોવાથી તેણે તેના હાથમાં સોનામોહોરની થેલી આપી દીધી અને તે પ્રહરીના સાહાય્યથી જ ગુલ્ઝાર યમુનાના નીરપર ઊતર્યો. ત્યાં એક લઘુ નૌકા હતી. ફાતમાએ તેપ્રતિ અંગુલીનિર્દેશ કર્યો. ગુલ્ઝાર ગુલ્નારના ભાર સહિત અદૃશ્ય થઈ ગયો.

ફાતમા ત્યાંથી જનાનખાનામાં ગઈ, અને ત્યાં પોતાની ઘરવખરી એકઠી કરી પરવાનો બતાવીને તે પણ કિલ્લામાંથી બહાર નીકળી ગઈ. તે ક્યાં ગઈ, તે કોઈના પણ જાણવામાં આવ્યું નહિ. એકવાર મુમ્તાજ પાસે જવાની તેની ઈચ્છા થઈ હતી, પણ તેનામાં હવે ફાતમાનો વિશ્વાસ ન બંધાયો.

## નવમ પરિચ્છેદ

### ભ્રમનિરાસ

ગુલ્ઝાર ગુલ્નારને એક પર્ણકુટીમાં લઈ ગયો. એ પર્ણકુટી જ્યારે તે પોતે અજ્ઞાતવાસમાં હતો તે વેળાએ તેણે પોતાના નિવાસમાટે બનાવી હતી. પર્ણકુટીમાં પહોંચ્યા પછી તેણે પોતાના સ્કંધપરના ભારને નીચે ઊતાર્યો અને ત્યાર કેડે તે આસ્થાપૂર્વક ગુલ્નારની

શુશ્રૂષા કરવા લાગ્યો. પાસે જ એક હકીમ રહેતો હતો, તેને ગુલ્ઝાર બોલાવી લાવ્યો. ત્રણ દિવસ સુધી ગુલ્નાર મૂર્છામાં જ પડી હતી. ગુલ્ઝાર તથા હકીમ બન્નેએ પોતાને સૂઝતા બધા ઉપચારો કર્યાં અને તેથી અંતે ત્રીજે દિવસે પ્રભાતમાં ગુલ્નારે નેત્રો ઊઘાડ્યાં અને આસપાસ દૃષ્ટિપાત કર્યો. તેના નિરીક્ષણના પ્રકારને જોઇને ગુલ્ઝાર ભયભીત થઈ ગયો. તે તેની પાસે ગયો અને તેને જોતાં જ ગુલ્નારે પૂછ્યું કે;—"તું કોણ છે? હું કયાં છું? દિલ્હીશ્વર કયાં ગયા?"

"હું ગુલ્ઝાર છું અને પ્રિયે, આ મારી પર્ણકુટી છે એટલે સ્વસ્થ થા; દિલ્હીશ્વર શાહજહાનનો હવે અહીં તને કશો પણ ભય નથી."

"ભય વળી શાનો? તું શું કહે છે તે હું સમજી શકતી નથી. હું અહીં કેવી રીતે આવી?"

ગુલ્નારના આ પ્રશ્નો ગુલ્ઝારને ચમત્કારિક જણાયા. 'એ ગાંડી તો નહિ થઈ ગઈ હોય ને?' એવો સંશય પણ તેના મનમાં આવ્યો. તથાપિ ધૈર્ય ધારીને તેણે તેને બાલ્યાવસ્થાની સર્વ ઘટનાઓનું સ્મરણ કરાવવાનો પ્રયત્ન આદર્યો. પરંતુ તેનો એ પ્રયત્ન યશસ્વી ન થયો. તેને સારી રીતે શુદ્ધિમાં આવતાં બીજા પણ બે દિવસ વીતી ગયા. પાંચમે દિવસે સાયંકાળે તે શય્યામાં ઊઠીને બેઠી.

તે સર્વથા કૃશ થઈ ગઈ હતી; તથાપિ ખેદજનક સૌન્દર્યની છટા તેની મુખમુદ્રામાં દગ્ગોચર થતી હતી. તેનાં નેત્રોમાં વિલક્ષણ તેજ દેખાતું હતું. તે જો કે અત્યંત કષ્ટપ્રદ અવસ્થામાં આવી પડી હતી, તથાપિ રાજ્ઞીપદોચિત તેજસ્વિતા તેના મુખમંડળમાં સ્પષ્ટતાથી દેખાતી હતી. તેણે ગુલ્ઝારને પોતા પાસે આવવાનો ઇશારો કર્યો અને મંદ પરંતુ દૃઢ સ્વરથી પૂછ્યું કે;—"ગુલ્ઝાર, તું ભીરુ અને રાજદ્રોહી છે. દિલ્હીશ્વરની બેગમના શરીરને સ્પર્શ કરવાની તારી હિંમત કેમ ચાલી શકી?"

ગુલ્નારના મુખમાંથી આવા શબ્દો નીકળશે, એની ગુલ્ઝારને સ્વપ્નમાં પણ કલ્પના નહોતી. હવે આનું શું ઉત્તર આપવું, એ વિચારોના ગુંચવાડામાં તે પડી ગયો.

"પ્રિયે!" એ શબ્દ ઉચ્ચારીને તે આગળ બોલવા જતો હતો, પણ ગુલ્નારે તેને વધારે બોલવા ન દેતાં વચ્ચે જ કહ્યું કે;—"ખબરદાર, જો આવા શબ્દો ઉચ્ચાર્યા છે તો! મને તું અહીં લાવ્યો, એ તેં અત્યંત અયોગ્ય કૃત્ય કર્યું છે. મારા હૃદયેશ્વરે મને મરણની આજ્ઞા કરી હતી, છતાં મારા મરણના કાર્યમાં તું આડો શામાટે આવ્યો વારુ?"

"પણ ગુલ્નાર, આ બધા પરિશ્રમો મેં કેવળ તારામાટે જ કર્યા છે. તારા જેવી સુંદરીના સુંદર જીવિતનો આવા પ્રકારે નાશ થાય,

એ યોગ્ય કહેવાય કે? ખરેખર તને પરવરદિગારે બેગમ થવામાટે નિર્માણ કરી જ નથી. તારો અવતાર મારામાટે જ થયેલો છે અને તે પ્રમાણે આજે હકતાલાએ તને મારી સંભાળમાં લાવી મૂકી છે. મોહિની, હવે તું મારી થા. ચાલ, આપણે આનંદવિલાસમાં નિમગ્ન થઇએ." ગુલ્ઝારે કહ્યું.

સંતાપના યોગે ગુલ્નારને પુનઃ મૂર્ચ્છા આવવા લાગી. પોતાના સમસ્ત બળને એકત્ર કરી ભીષણ સ્વરથી તે કહેવા લાગી કે;–"ઓ વિશ્વાસઘાતક, આવા શબ્દો તારાથી ઉચ્ચારી જ કેમ શકાય છે? મારા પ્રાણેશ જગત્‌માંના એક શ્રેષ્ઠ સમ્રાટ્ નથી કે શું? તેમણે જ મને મરણની આજ્ઞા કરી હતી ને? મારા પ્રિય પતિ અને મારી વચ્ચે આવનાર તું કોણ? હું તારી થાઉં? ખરું! ભીખારીની, ચોરની, સાક્ષાત્ પોતાના પ્રભુનો દ્રોહ કરનાર અધમ પુરુષની પ્રિયા–તેની પ્રેમપાત્રા બનવામાં જ મહા આનંદ સમાયલો છે, ખરું ને? ખરેખર બેગમ–દિલ્લીશ્વરની સમ્રાજ્ઞીનું એ મહાસાભાગ્ય જ સમજવું જોઇએ!"

બોલતાં બોલતાં તેને શ્વાસ ચઢી આવ્યો. તેના આ શબ્દોના શ્રવણથી ગુલ્ઝારના મસ્તકપર વજ્રાઘાત જ થયો. જગત્ તેને પૂર્વવત્ શૂન્ય ભાસવા લાગ્યું. ત્યારે શું ગુલ્ઝારમાં ગુલ્નારનો પ્રેમ નહોતો? જો એમ જ હોય, તો રંગમહાલયમાંથી દાસીદ્વારા ગુલ્ઝારને પત્ર કોણે પાઠવ્યું હતું વારુ! ગુલ્નારે જ ને? ગુલ્ઝારે તે પત્રને તે દિવસથી અત્યાર લગી અનુપમ પ્રેમવસ્તુ ધારીને પોતાના હૃદય પાસે જ સંભાળી રાખ્યું હતું. પણ ગુલ્ઝાર, તું પ્રેમાંધ હોવાથી તે પત્ર તેણે શા હેતુથી પાઠવ્યું હતું, એના રહસ્યને તું કેમ કરીને જાણી શકે વારુ? ગુલ્ઝાર જે ગૃહમાંથી પલાયન કરી ગયો હતો, તે ગૃહમાં કોઈ રીતે પાછો પોતાના કુટુંબ સાથે જઇને રહે, એ જ પત્ર પાઠવવામાં ગુલ્નારનો મુખ્ય ઉદ્દેશ હતો.

થોડીવાર વિશ્રાંતિ લઇને પુનઃ ગુલ્નાર કહેવા લાગી કે;–"તને તો એમ જ ભાસ્યું હશે કે, તું મારું કલ્યાણ કરે છે; પરંતુ આ ઘોર કર્મ કરીને મને તેં અપારમિત દુઃખ આપ્યું છે. પણ જા, હું તને તારા અપરાધની ક્ષમા આપું છું; કારણ કે, આપણા પ્રેમનો વિપરીત અર્થ કરીને જ તેં આ બધું કર્યું છે. જો ખરેખર જ તને પોતાની કૃતિનો પશ્ચાત્તાપ થતો હોય, તો હજી પણ બગડેલી બાજીને સુધારવાનો પ્રયત્ન કર."

ગુલ્નારે પોતાના ગળામાંથી મોતીનો હાર કાઢ્યો અને તેને ગુલ્ઝારના શરીરપર ફેંકીને કહ્યું;–"જા, આ હાર લે અને એક પાલખી લઈ

આવ. મારે અત્યારે અને આ ક્ષણે જ બાદશાહની મુલાકાત લેવી જોઇએ. એમ કર્યાં વિના ચાલે તેમ નથી."

"પણ—"

"બસ–પણ બણ કાંઈ પણ નહિ. મારી આજ્ઞાને તારે માન્ય કરવી જ જોઇએ. જો તારા હાથે આ કામ ન બની શકે તેમ હોય, તો હું બીજા કોઇને કહું. જા, એક ક્ષણ માત્ર પણ અહીં ઊભો ન રહીશ."

ગુલ્ઝાર એક ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે ત્યાંથી ચાલ્યો ગયો.

---

## દશમ પરિચ્છેદ

### આત્મસમર્પણ!

ગુલ્ઝાર અથવા બીજું કોઈ ગુલ્નારને ભગાવી લઈ ગયું છે, એની કોઇને કશી પણ ખબર પડી નહોતી. તેને શિક્ષા કરવાનું કામ જેમને સોંપવામાં આવ્યું હતું, તેમણે પોતામાં સંપ કરીને ખોટી વાત કહેવાનો ઠરાવ કર્યો અને તેથી ગુલ્નાર ફાંસીને લાકડે લટકી ગઈ, એ જ વાતનો જનાનખાનામાં સર્વત્ર વિસ્તાર થઈ ગયો.

મુમ્તાજ્‌ના હૃદયમાં આ વાર્ત્તાથી અસહ્ય આઘાત થયો. તેણે બહુ જ શોક કર્યો અને ખેદ દર્શાવ્યો. જહાનઆરાને માત્ર એવી કાંઈ પણ લાગણી થઈ નહિ. તેના મનનું તો એથી સમાધાન થયેલું જ દેખાયું. બાદશાહને પણ આ ઘટનાના સમાચાર પહોંચાડી દેવામાં આવ્યા; પણ જે વેળાએ એ સમાચાર તેને સંભળાવવામાં આવ્યા, તે વેળાએ તેના મુખમંડળમાં કશો પણ વિકાર દૃષ્ટિગોચર થયો નહિ. પરંતુ આ દુઃખદ સમાચાર સાંભળીને પોતે શહનશાહ હોવા છતાં તેના હૃદયમાં જે તીવ્રવેદના થઈ, તેની વેદનાનો તેને કદાપિ પરિચય થયો નહોતો. મુમ્તાજ્ વારંવાર બાદશાહને આ પાતકનો દોષ આપવા લાગી અને તેણે તેની નિર્ભર્ત્સના પણ કરી. તેણે બાદશાહને સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે;–"એક દીન અબળાનું ગળું કાપીને તમે આ મહાઘોર પાતક કર્યું છે." તેમ જ ફ઼ાતમાના મુખથી સાંભળેલો સર્વ વૃત્તાન્ત પણ તેને કહી સંભળાવ્યો. જોકે બાદશાહે આ સર્વે સાંભળવા છતાં પોતાના મુખમંડળમાં અસંતોષ કે ખેદની કોઈ પણ પ્રકારની છટા વ્યક્ત થવા દીધી નહિ; તોપણ શહનશાહના હૃદયમાં દારુણ આઘાત થયેલો હતો અને તે આંતરિક તીવ્રવેદના ભોગવતો હતો. ચપળ બુદ્ધિમતી મુમ્તાજ્‌ના જાણવામાં તરત આવી ગયું. તે પોતે બાદશાહની દુઃખવૃદ્ધિનું કારણ થઈ હતી, એમાટે હવે તેને બહુ જ ખેદ થવા લાગ્યો.

એ યોગ્ય કહેવાય કે ? ખરેખર તને પરવરદિગારે બેગમ થવામાટે નિર્માણ કરી જ નથી. તારો અવતાર મારામાટે જ થયેલો છે અને તે પ્રમાણે આજે હકતાલાએ તને મારી સંભાળમાં લાવી મૂકી છે. મોહિની, હવે તું મારી થા. ચાલ, આપણે આનંદવિલાસમાં નિમગ્ન થઇએ." ગુલ્ઝારે કહ્યું.

સંતાપના યોગે ગુલ્નારને પુનઃ મૂર્છા આવવા લાગી. પોતાના સમસ્ત બળને એકત્ર કરી ભીષણ સ્વરથી તે કહેવા લાગી કે;–"ઓ વિશ્વાસઘાતક, આવા શબ્દો તારાથી ઉચ્ચારી જ કેમ શકાય છે ? મારા પ્રાણેશ જગત્‌માંના એક શ્રેષ્ઠ સમ્રાટ્ નથી કે શું ? તેમણે જ મને મરણની આજ્ઞા કરી હતી ને ? મારા પ્રિય પતિ અને મારી વચ્ચે આવનાર તુ કોણ? હું તારી થાઉં ? ખરું! ભીખારીની, ચોરની, સાક્ષાત્ પોતાના પ્રભુનો દ્રોહ કરનાર અધમ પુરુષની પ્રિયા–તેની પ્રેમપાત્રા બનવામાં જ મહા આનંદ સમાયલો છે, ખરું ને ? ખરેખર બેગમ–દિલ્હીશ્વરની સમ્રાજ્ઞીનું પદ તો મહાસાભાગ્ય જ સમજવું જોઇએ !"

બોલતાં બોલતાં તેને શ્વાસ ચઢી આવ્યો. તેના આ શબ્દોના શ્રવણથી ગુલ્ઝારના મસ્તકપર વજ્રાઘાત જ થયો. જગત્ તેને પૂર્વવત્ શૂન્ય ભાસવા લાગ્યું. ત્યારે શું ગુલ્ઝારમાં ગુલ્નારનો પ્રેમ નહોતો ? જો એમ જ હોય, તો રંગમહાલયમાંથી દાસીદ્વારા ગુલ્ઝારને પત્ર કોણે પાઠવ્યું હતું વારુ ! ગુલ્નારે જ ને ? ગુલ્ઝારે તે પત્રને તે દિવસથી અત્યાર લગી અનુપમ પ્રેમવસ્તુ ધારીને પોતાના હૃદય પાસે જ સંભાળી રાખ્યું હતું. પણ ગુલ્ઝાર, તું પ્રેમાંધ હોવાથી તે પત્ર તેણે શા હેતુથી પાઠવ્યું હતું, એના રહસ્યને તું કેમ કરીને જાણી શકે વારુ ? ગુલ્ઝાર જે ગૃહમાંથી પલાયન કરી ગયો હતો, તે ગૃહમાં કોઈ રીતે પાછો પોતાના કુટુંબ સાથે જઇને રહે, એ જ પત્ર પાઠવવામાં ગુલ્નારનો મુખ્ય ઉદ્દેશ હતો.

થોડીવાર વિશ્રાંતિ લઇને પુનઃ ગુલ્નાર કહેવા લાગી કે;–"તને તો એમ જ ભાસતું હશે કે, તું મારું કલ્યાણ કરે છે; પરંતુ આ ઘોર કર્મ કરીને મને તેં અપારમિત દુઃખ આપ્યું છે. પણ જા, હું તને તારા અપરાધની ક્ષમા આપું છું; કારણ કે, આપણા પ્રેમનો વિપરીત અર્થ કરીને જ તેં આ બધું કર્યું છે. જો ખરેખર જ તને પોતાની કૃતિનો પશ્ચાત્તાપ થતો હોય, તો હજી પણ બગડેલી બાજીને સુધારવાનો પ્રયત્ન કર."

ગુલ્નારે પોતાના ગળામાંથી મોતીનો હાર કાઢ્યો અને તેને ગુલ્ઝારના શરીરપર ફેંકીને કહ્યું;–"જા, આ હાર લે અને એક પાલખી લઈ

આટલા દિવસ હું જીવતી રહી, એ અપરાધની, હે પ્રાણનાથ, મને ક્ષમા આપો. આપે મારા મરણની આજ્ઞા કરેલી હોવાથી મારી હવે એક પણ ક્ષણમાત્ર જીવવાની ઇચ્છા નથી. પરંતુ માત્ર જેવી સ્થિતિમાં હું મૂકાયલી હતી, તેવી સ્થિતિમાં મરવાની મારી ઇચ્છા નહોતી. એકવાર આપના વદનચંદ્રનાં દર્શનથી નેત્રોને સાર્થક કરવાં, એટલી જ મારી માત્ર આકાંક્ષા હતી. હું સર્વથા નિરપરાધિની છું, મારા હૃદયમંદિરમાં કેવળ આપની રમ્ય મૂર્ત્તિ વિના અન્ય કોઈની મૂર્ત્તિનો અદ્યાપિ નિવાસ થયો નથી અને આ લોકમાં કિંવા પરલોકમાં આપના વિના કોઈ અન્ય પુરુષનો સહવાસ થાય, એવો વિચાર સ્વપ્નમાં પણ મારા હૃદયમાં આવ્યો નથી. જીવિતેશ, આ આપની ચરણકિંકરી બેઇમાન કે બેવફા નથી. પ્રભુને જે જીવિતની આવશ્યકતા નથી, તે જીવિતને ટકાવી રાખવાની ઇચ્છા કરી, પ્રભુદ્રોહ કરનારી આ સ્ત્રી નથી, એ આપે નિશ્ચયપૂર્વક જાણી લેવું. સમ્રાટ્, આપની આજ્ઞા મને શિરસાવંદ્ય છે. સેવકોને આજ્ઞા આપો અને તે સાથે આપ પોતે પણ તેમનાપર નજર રાખો; નહિ તો વળી પણ આપની આજ્ઞા અને આ દાસી વચ્ચે કોઈ નવીન વિઘ્ન લાવી મૂકશે, એવી મારા મનમાં શંકા થયા કરે છે!"

બાદશાહની સર્વ વૃત્તિઓ સ્તંભિત થઈ ગઈ—તે મૂઢ બની ગયો. પરંતુ તત્કાળ તેની અંતર્વૃત્તિ બદલાઈ ગઈ. તેના અંતરમાં આનંદનો ઉદ્‌ભવ થયો, પણ તેને તેણે બહાર પ્રકટ થવા ન દીધો. બેગમને રંગમહાલયમાં લઈ જઇને પૂર્વવત્ અધિકારાપન્ન કરવાનો તેણે પોતાના સેવકોને હુકમ ફર્માવી દીધો. પણ ગુલ્નાર પાછી હઠી ગઈ અને આવેશથી બોલવા લાગી:—"નહિ, દિલ્લીશ્વર અને મારા હૃદયેશ્વર, આપ પાસે હું દયાની ભિક્ષા માગવામાટે નથી આવી; કિન્તુ આપની એકવાર થયેલી આજ્ઞાનું પાલન કરવામાટે જ હું અહીં આવી છું. એકવાર આપના મનમાં—મારા હૃદયેશ્વરના મનમાં—મારા વિશે કુશંકા આવી, એટલે હવે

બાદશાહ શાહજહાન પોતાના દુઃખને દાબવાનો યત્ન કરતો હતો, પણ તેના દુર્ભાગ્યે તેના મુખ આગળ બીજા જ પ્રકારનો થાળ પીરસી રાખ્યો હતો. આજે નિત્ય પ્રમાણે તે દરબારેઆમમાં આવીને બેઠો હતો. દીવાનેઆમના વિસ્તીર્ણ આંગણામાં રોજની પેઠે હજારો લોકોની ભીડ જામી હતી. તે ધવલ મહાલયમાંના એક ઉચ્ચ પીઠપર એક ઝરૂખો હતો અને તેમાં બાદશાહનું મયૂરાસન-તખ્ને તાઊસ-ગોઠવેલું હતું. સર્વ સરદારો પોતાપોતાના દરજ્જા પ્રમાણે દરબારમાં ઊભા હતા. દિલ્લીશ્વરનો વજીર સિંહાસનના સોપાનપર બેઠો હતો. આ દરબારમાં બાદશાહ દરરોજ વધારેવાર બેસતો નહોતો. એકવાર ત્યાં આવી પ્રજાને પોતાના દર્શનનો લાભ આપી તરત ચાલ્યા જવાનો તેનો નિત્યનો પરિપાઠ હતો. દરબારના ન્યાય આદિ આપવાનાં કાર્યો વજીર જ કરી નાખતો હતો; પણ જ્યારથી ગુલ્નારનો અખંડ વિયોગ થયો, ત્યારથી બાદશાહ ઘણીવાર સુધી દરબારમાં બેસીને પોતે જ દરબારનાં કામો કરવા લાગ્યો હતો. જેટલીવાર દરબારનાં કામોમાં ચિત્ત પરોવાશે, તેટલીવાર દુઃખનું વિસ્મરણ થઈ જશે, આવી ધારણાથી જ તેણે આ કાર્યક્રમની યોજના કરી હતી.

દરબારનું ઘણું ખરું કામ પૂરું થવા આવ્યું હતું અને દરબાર બરખાસ્ત થવાનો સમય આવી લાગ્યો હતો, એટલામાં દીવાને આમના દરવાજા પાસે એક પાલખી આવી લાગી. દરબારમાંના સર્વ જનોની દૃષ્ટિ ત્યાં આકર્ષાઈ. પાલખીના દરવાજા ધીમેથી ઊઘડ્યા અને તેમાંથી એક કોમળ કૃશાંગી રમણી બહાર નીકળી. લીલી ઓઢણીથી તેનું શરીર આચ્છાદિત થયેલું હતું. તે તરુણી મંદમંદ ડગલાં ભરતી બાદશાહના ઝરૂખા પાસે ગઈ. ત્યાં જઇને તેણે પોતાના મુખપરનો બુર્કો ઊતારી નાખ્યો. બાદશાહ ગુલ્નારને પોતા સ્હામી ઊભેલી જોઇને આશ્ચર્યથી દિગ્મૂઢ જેવો બની ગયો.

ગુલ્નારે પોતાની તીક્ષ્ણ દૃષ્ટિને સાર્વભૌમ દિલ્લીશ્વરના મુખારલોકનમાં લીન કરી નાખી. સમ્રાટ્‌ને વંદન કરીને ગુલ્નાર દીન વાણીથી કહેવા લાગી કે;—"હૃદયેશ્વર, આપે મને મરવાની આજ્ઞા કરી, પણ અદ્યાપિ હું જીવતી છું, એ મારા અપરાધની મને ક્ષમા કરશો. આમાં મારો દોષ નથી. આપની આજ્ઞાનું પાલન કરવાને આ ચરણકિંકરી મહા આનંદથી તૈયાર છે. મને મૂર્ચ્છા આવી અને તેવી સ્થિતિમાં મારો કોઈ સ્નેહી મને ઊપાડીને લઈ ગયો. આજે પ્રભાતમાં જ હું પૂર્ણ શુદ્ધિમાં આવી અને ત્યાર પછી તત્કાળ ત્યાંથી નીકળીને આપ ખુદાવંદની આજ્ઞાને મસ્તકે ચઢાવવામાટે, આપનાં ચરણોમાં આવી હાજર થઈ છું.

આટલા દિવસ હું જીવતી રહી, એ અપરાધની, હે પ્રાણનાથ, મને ક્ષમા આપો. આપે મારા મરણની આજ્ઞા કરેલી હોવાથી મારી હવે એક પણ ક્ષણમાત્ર જીવવાની ઇચ્છા નથી. પરંતુ માન જેવી સ્થિતિમાં હું ગુફાયલી હતી, તેવી સ્થિતિમાં મરવાની મારી ઇચ્છા નહોતી. એકવાર આપના વદનચંદ્રનાં દર્શનથી નેત્રોને સાર્થક કરવાં, એટલી જ મારી માત્ર આકાંક્ષા હતી. હું સર્વથા નિરપરાધિની છું, મારા હૃદયમંદિરમાં કેવળ આપની રમ્ય મૂર્તિ વિના અન્ય કોઈની મૂર્તિનો અદ્યાપિ નિવાસ થયો નથી અને આ લોકમાં કિંવા પરલોકમાં આપના વિના કોઈ અન્ય પુરુષનો સહવાસ થાય, એવો વિચાર સ્વપ્નમાં પણ મારા હૃદયમાં આવ્યો નથી. જીવિતેશ, આ આપની ચરણકિંકરી બેઇમાન કે બેવફા નથી. પ્રભુને જે જીવિતની આવશ્યકતા નથી, તે જીવિતને ટકાવી રાખવાની ઇચ્છા કરી, પ્રભુદ્રોહ કરનારી આ સ્ત્રી નથી, એ આપે નિશ્ચયપૂર્વક જાણી લેવું. સમ્રાટ્, આપની આજ્ઞા મને શિરસાવંદ્ય છે. સેવકોને આજ્ઞા આપો અને તે સાથે આપ પોતે પણ તેમનાપર નજર રાખો; નહિ તો વળી પણ આપની આજ્ઞા અને આ દાસી-વચ્ચે કોઈ નવીન વિઘ્ન લાવી મૂકશે, એવી મારા મનમાં શંકા થયા કરે છે!"

બાદશાહની સર્વે વૃત્તિઓ સ્તંભિત થઈ ગઈ-તે મૂઢ બની ગયો. પરંતુ તત્કાળ તેની અંતર્વૃત્તિ બદલાઈ ગઈ. તેના અંતરમાં આનંદનો ઉદ્‌ભવ થયો, પણ તેને તેણે બહાર પ્રકટ થવા ન દીધો. બેગમને રંગમહાલયમાં લઈ જઇને પૂર્વવત્ અધિકારાપન્ન કરવાનો તેણે પોતાના સેવકોને હુકમ ફર્માવી દીધો. પણ ગુલ્નાર પાછી હટી ગઈ અને આવેશથી બોલવા લાગી:-"નહિ, દિલ્લીશ્વર અને મારા હૃદયેશ્વર, આપ પાસે હું દયાની ભિક્ષા માગવામાટે નથી આવી; કિન્તુ આપની એકવાર થયેલી આજ્ઞાનું પાલન કરવામાટે જ હું અહીં આવી છું. એકવાર આપના મનમાં-મારા હૃદયેશ્વરના મનમાં-મારા વિશે કુશંકા આવી, એટલે હવે મારા જીવવામાં કશો પણ સાર કે અર્થ નથી. હવે આ જીવનમાં શોભા જેવું કાંઈ પણ બાકી રહ્યું નથી. આપની પ્રેમશય્યાની ભાગિની થવામાં મને સ્વર્ગસુખનો સાક્ષાત્કાર થાય છે; કિંબહુના, સ્વર્ગસુખ કરતાં પણ તે અધિક આનંદદાયક થઈ પડે છે; પણ નહિ, હવે જો ત્રિભુવનમાંનાં સર્વ સુખો એકત્ર થઇને મારી પાસે આવે, તો પણ આ લોકમાં તો આપની શય્યાભાગિની થવાની મારી ઇચ્છા નથી. જીવિતેશ્વર, હવે એ સર્વ સુખ વ્યર્થ છે! હું મરવામાટે આવી છું અને અવશ્ય મરવાની જ, પણ સમ્રાજ્ઞીના સંબંધનો વિચાર કરી મને મારા પ્રિય કાંતની આજ્ઞાથી જ મરવા દો. નહિ, દયાની ભિક્ષા મને નથી

બાદશાહ શાહજહાન પોતાના દુઃખને દાબવાનો યત્ન કરતો હતો, પણ તેના દુર્ભાગ્યે તેના મુખ આગળ બીજા જ પ્રકારનો થાળ પીરસી રાખ્યો હતો. આજે નિત્ય પ્રમાણે તે દરબારેઆમમાં આવીને બેઠો હતો. દીવાનેઆમના વિસ્તીર્ણ આંગણામાં રોજની પેઠે હજારો લોકોની ભીડ જામી હતી. તે ધવલ મહાલયમાંના એક ઉચ્ચ પીઠપર એક ઝરૂખો હતો અને તેમાં બાદશાહનું મયૂરાસન-તખ્ને તાઊસ-ગોઠવેલું હતું. સર્વ સરદારો પોતાપોતાના દરજ્જા પ્રમાણે દરબારમાં ઊભા હતા. દિલ્લીશ્વરનો વઝીર સિંહાસનના સોપાનપર બેઠો હતો. આ દરબારમાં બાદશાહ દરરોજ વધારેવાર બેસતો નહોતો. એકવાર ત્યાં આવી પ્રજાને પોતાના દર્શનનો લાભ આપી તરત ચાલ્યા જવાનો તેનો નિત્યનો પરિપાઠ હતો. દરબારના ન્યાય આદિ આપવાનાં કાર્યો વઝીર જ કરી નાખતો હતો; પણ જ્યારથી ગુલ્નારનો અખંડ વિયોગ થયો, ત્યારથી બાદશાહ ઘણીવાર સુધી દરબારમાં બેસીને પોતે જ દરબારનાં કામો કરવા લાગ્યો હતો. જેટલીવાર દરબારનાં કામોમાં ચિત્ત પરોવાશે, તેટલીવાર દુઃખનું વિસ્મરણ થઈ જશે, આવી ધારણાથી જ તેણે આ કાર્યક્રમની યોજના કરી હતી.

દરબારનું ઘણું ખરું કામ પૂરું થવા આવ્યું હતું અને દરબાર બરખાસ્ત થવાનો સમય આવી લાગ્યો હતો, એટલામાં દીવાને આમના દરવાજા પાસે એક પાલખી આવી લાગી. દરબારમાંના સર્વ જનોની દૃષ્ટિ ત્યાં આકર્ષાઈ. પાલખીના દરવાજા ધીમેથી ઊઘડ્યા અને તેમાંથી એક કોમળ કૃશાંગી રમણી બહાર નીકળી. લીલી ઓઢણીથી તેનું શરીર આચ્છાદિત થયેલું હતું. તે તરુણી મંદમંદ ડગલાં ભરતી બાદશાહના ઝરૂખા પાસે ગઈ. ત્યાં જઇને તેણે પોતાના મુખપરનો બુર્કો ઊતારી નાખ્યો. બાદશાહ ગુલ્નારને પોતા સ્હામી ઊભેલી જોઇને આશ્ચર્યથી દિગ્મૂઢ જેવો બની ગયો.

ગુલ્નારે પોતાની તીક્ષ્ણ દૃષ્ટિને સાર્વભૌમ દિલ્લીશ્વરના મુખાવલોકનમાં લીન કરી નાખી. સમ્રાટ્‌ને વંદન કરીને ગુલ્નાર દીન વાણીથી કહેવા લાગી કે;—"હૃદયેશ્વર, આપે મને મરવાની આજ્ઞા કરી, પણ અદ્યાપિ હું જીવતી છું, એ મારા અપરાધની મને ક્ષમા કરશો. આમાં મારો દોષ નથી. આપની આજ્ઞાનું પાલન કરવાને આ ચરણકિંકરી મહા આનંદથી તૈયાર છે. મને મૂર્છા આવી અને તેવી સ્થિતિમાં મારો કોઈ સ્નેહી મને ઊપાડીને લઈ ગયો. આજે પ્રભાતમાં જ હું પૂર્ણ શુદ્ધિમાં આવી અને ત્યાર પછી તત્કાળ ત્યાંથી નીકળીને આપ ખુદાવંદની આજ્ઞાને મસ્તકે ચઢાવવામાટે આપનાં ચરણોમાં આવી હાજર થઈ છું.

આટલા દિવસ હું જીવતી રહી, એ અપરાધની, હે પ્રાણુનાથ, મને ક્ષમા આપો. આપે મારા મરણની આજ્ઞા કરેલી હોવાથી મારી હવે એક પણ ક્ષણમાત્ર જીવવાની ઇચ્છા નથી. પરંતુ માત્ર જેવી સ્થિતિમાં હું મૂકાયલી હતી, તેવી સ્થિતિમાં મરવાની મારી ઇચ્છા નહોતી. એકવાર આપના વદનચંદ્રનાં દર્શનથી નેત્રોને સાર્થક કરવાં, એટલી જ મારી માત્ર આકાંક્ષા હતી. હું સર્વથા નિરપરાધિની છું, મારા હૃદયમંદિરમાં કેવળ આપની રમ્ય મૂર્ત્તિ વિના અન્ય કોઈની મૂર્ત્તિનો અદ્યાપિ નિવાસ થયો નથી અને આ લોકમાં કિંવા પરલોકમાં આપના વિના કોઈ અન્ય પુરુષનો સહવાસ થાય, એવો વિચાર સ્વપ્નમાં પણ મારા હૃદયમાં આવ્યો નથી. જીવિતેશ, આ આપની ચરણકિંકરી બેઇમાન કે બેવફા નથી. પ્રભુને જે જીવિતની આવશ્યકતા નથી, તે જીવિતને ટકાવી રાખવાની ઇચ્છા કરી, પ્રભુદ્રોહ કરનારી આ સ્ત્રી નથી, એ આપે નિશ્ચયપૂર્વક જાણી લેવું. સમ્રાટ્, આપની આજ્ઞા મને શિરસાવંદ્ય છે. સેવકોને આજ્ઞા આપો અને તે સાથે આપ પોતે પણ તેમનાપર નજર રાખો; નહિ તો વળી પણ આપની આજ્ઞા અને આ દાસી-વચ્ચે કોઈ નવીન વિઘ્ન લાવી મૂકશે, એવી મારા મનમાં શંકા થયા કરે છે!"

બાદશાહની સર્વ વૃત્તિઓ સ્તંભિત થઈ ગઈ—તે મૂઢ બની ગયો. પરંતુ તત્કાળ તેની અંતર્વૃત્તિ બદલાઈ ગઈ. તેના અંતરમાં આનંદનો ઉદ્ભવ થયો, પણ તેને તેણે બહાર પ્રકટ થવા ન દીધો. બેગમને રંગમહાલયમાં લઈ જઇને પૂર્વવત્ અધિકારાપન્ન કરવાનો તેણે પોતાના સેવકોને હુકમ ફર્માવી દીધો. પણ ગુલ્નાર પાછી હટી ગઈ અને આવેશથી બોલવા લાગી:—"નહિ, દિલ્લીશ્વર અને મારા હૃદયેશ્વર, આપ પાસે હું દયાની ભિક્ષા માગવામાટે નથી આવી; કિન્તુ આપની એકવાર થયેલી આજ્ઞાનું પાલન કરવામાટે જ હું અહીં આવી છું. એકવાર આપના મનમાં—મારા હૃદયેશ્વરના મનમાં—મારા વિશે કુશંકા આવી, એટલે હવે મારા જીવવામાં કશો પણ સાર કે અર્થ નથી. હવે આ જીવનમાં શોભા જેવું કાંઈ પણ બાકી રહ્યું નથી. આપની પ્રેમશય્યાની ભાગિની થવામાં મને સ્વર્ગસુખનો સાક્ષાત્કાર થાય છે; કિંબહુના, સ્વર્ગસુખ કરતાં પણ તે અધિક આનંદદાયક થઈ પડે છે; પણ નહિ, હવે જો ત્રિભુવનમાંનાં સર્વ સુખો એકત્ર થઇને મારી પાસે આવે, તો પણ આ લોકમાં તો આપની શય્યાભાગિની થવાની મારી ઇચ્છા નથી. જીવિતેશ્વર, હવે એ સર્વ સુખ વ્યર્થ છે! હું મરવામાટે આવી છું અને અવશ્ય મરવાની જ, પણ સમ્રાજ્ઞીના સંબંધનો વિચાર કરી મને મારા પ્રિય કાંતની આજ્ઞાથી જ મરવા દ્યો. નહિ, દયાની ભિક્ષા મને નથી

જોઈતી. એક આલમપનાહ શહનશાહની બેગમ દયાથી મેળવેલા જીવન-વડે જીવે, એના જેવી લજ્જાસ્પદ ઘટના બીજી શી હોઈ શકે વારુ?"

આ વાક્યો ઉચ્ચારતી વેળાએ ગુલ્નારનાં દશેન્દ્રિયો અને પંચ પ્રાણમાં ભયંકર વિક્ષોભ થતો હતો. તે સર્વથા ક્ષીણ અને અશક્ત થઈ ગયેલી હોવાથી હૃદયનાં દુઃખ તથા બોલવાના શ્રમને સહન કરી ન શકી. છેવટના શબ્દો તેના ઓષ્ઠોમાં જ રહી ગયા અને તે મૂર્ચ્છિત થઇને ધરણીપર ઢળી પડી. દાસીઓ પાસે જ ઊભી હતી તેઓ તેને ઊપાડીને રંગમહાલયમાં લઈ ગઈ. બાદશાહ પણ તેની શુશ્રૂષા કરવાને ત્યાંથી ઊઠીને જનાનખાનામાં ચાલ્યો ગયો.

પણ બાદશાહે ત્યાં શું જોયું? જડ દેહનું વિસર્જન કરીને; સુંદર પરંતુ નશ્વર શરીરરૂપ મંદિરને ત્યાગીને ગુલ્નારનો દિવ્ય આત્મા ક્યારનોય પરલોકમાં પ્રયાણ કરી ગયો હતો. દયાની ભિક્ષાને તુચ્છ ગણીને તેનો તેજસ્વી આત્મા જ્યાં કોઈ પણ કાંઈ ઉપદ્રવ કરવાને સમર્થ નથી, તેવા અક્ષય ધામમાં જઇને વિશ્રાંતિ લેતો બેઠો હતો! બેગમપદમાટે જ તેનો અવતાર હતો, મરણ પર્યન્ત તેનું વર્ત્તન બેગમને શોભાવે તેવું જ હતું અને બેગમપદને ઉચિત પ્રભાવ સહિત જ તેણે આ લોકમાંથી સદાને માટે પ્રયાણ કર્યું હતું!

ગુલ્નારના સુંદર વદનનું અવલોકન કરવામાટે જનાનખાનાની બધી બેગમો અને બાંદીઓ ત્યાં દોડી આવી. મુમ્તાજ઼ બેગમે તેની કોમળ ગાત્રલતાને નિર્ભરાલિંગન આપીને તેને ખોળામાં લીધી હતી અને તેના નિસ્તેજ ગુલાબી ગાલોનું તે ઉન્માદિની પ્રમાણે વારંવાર ચુંબન લીધા કરતી હતી. અદ્યાપિ એનામાં થોડો ઘણો જીવાંશ છે, એમ ત્યાં એકઠી થયેલી અબળાઓને ભાસતું હતું; પરંતુ હકીમે આવીને તરત જ તેમના તે ભ્રમને દૂર કરી નાખ્યો. બાદશાહ શાહજહાન ત્યાં આવી પહોંચ્યો, તે વેળાએ ગુલ્નાર ગુજરી ગઈ હતી, એ જો કે બધી સ્ત્રીઓ જાણતી હતી; તથાપિ તે મૃત માનિનીના મુખમંડળમાં સ્વાભિમાનની છટા અદ્યાપિ સ્પષ્ટ દેખાતી હતી. તેના મૃદુ ઓષ્ઠો અદ્યાપિ જાણે તિરસ્કારદર્શક વાણી ઉચ્ચારતા હોયની! એવો જ ભાસ થતો હતો, અને તેની વક્ર ભ્રૂલતા જાણે તે નિદ્રાસુખમાં નિમગ્ન થઈ હોયની! એવો જ ભાસ કરાવતી હતી.

ખરી વાત બાદશાહને કહી દેવાની કોઇની પણ હિંમત થઈ નહિ. મુમ્તાજ઼ને ગુલ્નારનાં વસ્ત્રોમાં પોતાના મુખને છૂપાવતી શાહજહાને જોઈ. સર્વ સ્ત્રીઓનાં મુખમંડળોમાં તેણે દૃષ્ટિપાત કર્યો. ગુલ્નારના

પરલોકવાસની ઘટના બાદશાહની કલ્પનામાં આવી ગઈ–તે તેના મૃત શરીરપર અવનત થયો.

શાહજહાને તે મૃત્યુચ્છાયાભિભૂત મધુર અધરોનું અત્યન્ત કોમળતાથી એક ચુંબન લીધું અને તે પાછો હટયો. એક જ–કેવળ એક જ દુઃખોચ્છ્વાસ તેણે છોડ્યો અને પોતાના અંતરાત્માની વેદના જગતને જણાવી દીધી. અનુપમ પ્રેમનિધાન બેગમને સદાને માટે ખોવાનો તેનાપરનો આ બીજો પ્રસંગ હતો. માત્ર એક જ નિઃશ્વાસ નાખીને સ્તબ્ધ ગાતથી તે એક બાજૂએ ખસી ગયો. મુમ્તાજે મસ્તકને ઉન્નત કરીને ક્ષણેક બાદશાહ સ્હામુ જોયું, ત્યાર પછી તે ઊઠી અને બાદશાહના બાહુપાશમાં વીંટળાઇને પોતાના સુંદર વદનને પતિના હૃદયપર રાખી સગદ્ગદ્ વાણીથી તેણે પૂછ્યું કે:–"પ્રાણેશ્વર, આપે આ શું કર્યું?"

---

# રોશન બેગમ

## પ્રથમ પરિચ્છેદ

### બંગાળામાં હાહાકાર!

ઇ. સ. ૧૬૫૬માં સર્વ સુખદાતા ઋતુરાજ વસંત મહારાજના અધિકારકાળમાં બંગાળાના જમીનદારોમાં એક મહાવિક્ષોભજન્ય હાહાકાર વ્યાપી ગયો હતો. તે સમયના ભારતવર્ષના મુગલસમ્રાટ્ શાહજહાનનો દ્વિતીય શાહજાદો શાહ શુજા તે વેળાએ બંગાળાનો નવીન નિયુક્ત સમ્રાટ્ તેમ જ રાજપ્રતિનિધિ હતો. સુલ્તાન શાહ શુજા 'દિલ્લીશ્વરો વા જગદીશ્વરો વા' મુગલસમ્રાટનો પુત્ર તેમ જ સમ્રાટ્નો પ્રતિનિધિ હોવાથી સમગ્ર બંગ, વિહાર તથા ઓરીસા પ્રાંતનો ભાગ્યવિધાતા પુરુષ હતો, એમ કહેવામાં કોઈ પણ પ્રકારની અતિશયોક્તિનો લેશ માત્ર પણ સંભવ નહોતો.

સમ્રાટ્ શાહજહાનના પ્રિયપુત્ર સુલ્તાન શુજાને તેના પાર્શ્વચરોએ એવા પ્રકારના વાયરે ચઢાવી દીધો હતો કે:–"આપ બાદશાહ સલામતના નૂરેનજર છો, બંગાળા અને વિહાર પ્રાંતના આપ કર્તાહર્તા વિધાતા પુરુષ છો અને સર્વસત્તાધીશ અન્ય સમ્રાટ્ છો; એટલામાટે મુગલ સમ્રાટોની પદ્ધતિ પ્રમાણે આપ શ્રીમાને પણ 'ખુશરોજ્' અથવા 'નવરોજ્' નામક ઉત્સવનું અનુષ્ઠાન કરવું જ જોઇએ. બંગાળા પ્રાંતની

કેવળ એક માસની આવકનો જ વ્યય કરવામાં આવશે, તો એ મહોત્સવના અનુષ્ઠાનની નિર્વિઘ્ન સમાપ્તિ થઈ જશે; અર્થાત્ એ ઉત્સવની પૂર્તિમાટે અધિક દ્રવ્યના વ્યયનો પણ સંભવ નથી."

ખુશરોજ અથવા નવરોજ કે જેનો અર્થ આનંદદિવસ અથવા નૂતન દિવસ થાય છે, તે મુગલસમ્રાટોનો એક મહદૈશ્વર્યમય આનંદોત્સવ હતો. આગરા અને દિલ્લીના ખુશરોજ અથવા નવરોજ ઉત્સવમાં અકબર, જહાંગીર અને શાહજહાન આદિ મુગલ બાદશાહો જેવા પ્રકારનો સમારોહ કરી ગયા છે, તેવા પ્રકારનો સમારોહ અન્ય કોઈ પણ દેશના બાદશાહો કરી શકયા નથી.

ઉપર્યુક્ત શુભ દિવસે દિલ્હીના ઉપર્યુક્ત મુગલ બાદશાહો સ્વર્ણ, મણિ, મુક્તા અને રજત આદિથી તુલામાં ભારોભાર તોળાતા હતા, અને એ સમસ્ત બહુમૂલ્ય દ્રવ્યભંડાર હિન્દુ તથા મુસલ્માન પંડિતોને સમાન ભાગે વ્હેંચી આપવામા આવતો હતો, તેમ જ એ ઉત્સવપ્રસંગે અસંખ્ય ભિક્ષુકો પણ બાદશાહો પાસેથી અતિશય ધનને મેળવવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકતા હતા. એ ઉત્સવના પ્રસંગે સમસ્ત આગરા તથા દિલ્હી નગરને દીપમાળા, ધ્વજાપતાકા તેમ જ તોરણ આદિથી સુશોભિત કરવામા આવતાં હતા. સંક્ષેપમા કહેવાનું એટલું જ કે, એ મહોત્સવ એવો અલૌકિક થતો હતો કે, એના ઐશ્વર્યનું સંપૂર્ણ વર્ણન કરવાની અમારી લેખિનીમાં શક્તિ જ નથી.

પ્રિય અમાત્ય તથા પોતાના સુહૃજ્જનોની મંત્રણાથી પ્રેરાયલા બંગાળાના સ્વામી શાહજાદા શાહ શુજાએ—બંગાળાના માલિકુલમુલ્કે—બંગાળાના જમીનદાર તથા અન્યાન્ય પ્રધાન પુરુષોપર એક સરકારી પરવાનો જારી કરી દીધો, અને એ પરવાનો તેમને મળતાંની સાથે જ બંગાળામાં એક સમસ્ત દેશવ્યાપક મહાઆન્દોલન ઉત્પન્ન થઈ ગયું. બંગાળાના જમીનદારો એના યોગે અત્યંત ભયભીત તથા ત્રસ્ત થઈ ગયા અને તેમને સર્વત્ર નિરાશા તથા અંધકારનો જ સાક્ષાત્કાર થવા લાગ્યો. તે શાહી પરવાના અથવા આદેશપત્રમાં નિમ્ન આજ્ઞા અપાયલી હતી,—

પ્રથમ—"સૂબા, બંગાળાના મુખ્ય મુખ્ય જમીનદાર તથા સામંતવર્ગ પ્રતિ મહાપ્રતાપાન્વિત દિલ્હીશ્વરના તથા ભારતવર્ષના એક માત્ર ગૌરવાન્વિત સમ્રાટ્ શાહજહાનના મહિમાન્વિત શાહજાદા સુલતાન શાહ મહમ્મદ શુજાનો એવો આદેશ છે કે, અત્યારે બંગાળા દેશનો સર્વ શાસન અધિકાર આપી વિશ્વના સમ્રાટ્ શાહજહાને તેમને બંગદેશના એકચ્છત્ર અધીશ્વર બનાવીને અહીં મોક'યા છે, હવે એ બંગદેશના અધીશ્વરની એવી ઇચ્છા છે કે પોતાના અધિકૃત દેશના મુખ્ય મુખ્ય

જમીનદાર તથા સામન્ત વર્ગ સાથે સદ્‌ભાવની વૃદ્ધિ તથા આત્મીયતાની સ્થાપના થાય તો સારું; અને એ ઉદ્દેશથી જ તેમણે આ આદેશપત્રનો પ્રચાર કરાવ્યો છે. અર્થાત્ આ આદેશપત્રથી તેમને આજ્ઞા આપવામાં આવે છે કે, ઉક્ત જમીનદારો તથા સામન્તોએ આવતા ચૈત્ર માસની પૂર્ણિમાના દિવસે રાજધાની રાજમહલમાંના તેમના વિસ્તૃત દુર્ગમાં દિલ્હીના સમ્રાટ્‌ની પ્રથા પ્રમાણે જે ખુશરોજ મહોત્સવ થવાનો છે, તે મહોત્સવમાં પોતપોતાની કન્યાઓ, પત્નીઓ, ભગિનીઓ તથા અન્યાન્ય આત્મીય અબળાઓને મોકલી આપવી.

દ્વિતીય–"દિલ્હી અથવા આગરામાં બંગાળાના વર્તમાન અધીશ્વરના ગૌરવાન્વિત પ્રપિતામહ, પિતામહ તથા પિતાશ્રી જે ભાવથી, જે પ્રકારથી અને જે ઉદ્દેશથી આવી રીતે ખુશરોજ મહોત્સવ કરતા આવ્યા છે, તે જ ભાવ, તે જ પ્રકાર તથા તે જ ઉદ્દેશથી રાજમહલમાંનો આ ઉત્સવ કરવામાં આવશે. જે સર્વ જમીનદારો તથા સામન્તો સમ્રાટ્‌પુત્ર સાથે સદ્‌ભાવ રાખવા તથા દિલ્હીશ્વરપ્રતિ સન્માન દર્શાવવા ઇચ્છતા હોય તેમણે ઉક્ત દિવસે મધ્યાન્હ પૂર્વે રાજમહલ દુર્ગમાં પોતપોતાના પરિવારની સુંદરી તથા યુવતિ મહિલાઓને અવશ્ય મોકલી આપવી. જો તેઓ એ આજ્ઞાથી વિરુદ્ધ આચરણ કરશે, તો તેમને બાદશાહની ચિરકાળથી ચાલતી આવેલી અને અતિશય ગૌરવમયી પ્રથાપ્રતિ તિરસ્કાર દર્શાવનારા તરીકે ગણીને રાજશત્રુ તરીકે માનવામાં આવશે. એ ઉત્સવને વખતે દિવસે ખુશરોજના દરબારમાં જે જમીનદારો આવીને ઉપસ્થિત થશે, તેમને રાજકૃપાનો અલભ્ય લાભ પ્રાપ્ત થશે!

તૃતીય–"છેવટે માત્ર એટલું જ લખવાનું કે, જેવી રીતે આવા ઉત્સવમાં પરાક્રમશાલી રાજપૂત રાજવર્ગ તથા સામંતજનો પોતપોતાની દુહિતા, પુત્રવધૂ તથા પત્ની આદિને બાદશાહના રંગમહાલયમાં મોકલીને પોતાને ગૌરવશાલી માનતા આવ્યા છે અને જેવી રીતે બાદશાહો પણ તેમના પ્રતિ અતિશય સન્માન દર્શાવતા આવ્યા છે; તે જ પ્રમાણે જો બંગાળાના જમીનદારો તથા સામંતજનો પણ બંગાળાના અધીશ્વરની આ આજ્ઞાને સ્વીકારી તદનુસાર વર્ત્તવામાં પોતાના ગૌરવની વૃદ્ધિ થએલી માનશે, તો તેમના પ્રતિ પણ શાહ શુજા તે જ પ્રમાણેની સન્માનભાવના દર્શાવશે તથા તેમને અધિકતાથી ગૌરવાન્વિત કરશે."

બંગાળાના નવીન સૂબેદારની આજ્ઞાપત્રિકા આ પ્રમાણેની હતી.–પરંતુ બંગાળાના જમીનદાર તથા સામન્તવર્ગમાં એવા અનેક જનો હતા કે જેમની એવી રીતે ગૌરવશાલી થવાની લેશમાત્ર પણ ઇચ્છા નહોતી. રાજપૂત રાજાઓ તથા સામંતજનો સાથે સરખાવતાં રાજસભામાં તેમનો

અત્યંત કનિષ્ટ પ્રકારનો આદર કરવામાં આવતો હતો; અને તેમની એવી જ ભાવના હતી કે, 'જેવી રીતે આપણને 'નહિ ત્રણમાં, નહિ તેરમાં, નહિ છપ્પનના મેળમાં' જ ગણવામાં આવે છે તેવી જ સ્થિતિમાં આપણે રહી જઇએ, એ જ આપણામાટે વિશેષ હિતાવહ છે!' અર્થાત્ આવા ઉચ્ચ-પ્રકારના સન્માનને મેળવવાની તેમના મનમાં લેશમાત્ર પણ સ્પૃહા ન હોતી. તેમના મનમાં જે મુખ્ય ભીતિ હતી તે એ જ કે, 'જો સમ્રાટ્-નંદન સાથે આપણે આત્મીયતા કરીશું તો, તેનું પશ્ચાત્ ફળ એ જ થવાનું કે, જે દુર્દશા રાજપૂતોની થઈ છે તે જ દુર્દશા આપણી પણ થશે!' અંબર, જોધપૂર, અને બીકાનેર આદિ દેશોના રાજપૂત રાજાઓએ જેવી રીતે મુગલ બાદશાહો સાથે પોતાની કન્યા કે ભગિનીના લગ્નસંબંધ કરીને આત્મીયતા તથા સંપર્કની સ્થાપના કરી હતી, તેવી રીતે બંગાળાના નવીન સૂબેદાર સાથે શરીરસંબંધના યોગે આત્મીયતાને સ્થાપવાનો બંગાળાના જમીનદાર તથા સામંતજનોનો પ્રથમથી જ વિચાર નહોતો.

શુજાની વિલાસવ્યસનમય પ્રકૃતિની કથાનો સમસ્ત બંગાળા દેશમાં વિસ્તાર થઈ ગયો હતો અને સર્વત્ર તે સમયમાં એ જ વિષયની ચર્ચા ચાલ્યા કરતી હતી. શુજાનો દિવસ તથા નિશાનો સમગ્ર સમય સુરૂપા અને તન્વંગી કામિનીઓવડે ઘેરાયલા રહેવામાં અને નાના પ્રકારનાં વિલાસસુખોમાં જ વીતી જતો હતો. તેનો એક અતિશય વિશ્વાસપાત્ર તથા પ્રિયતમ રોશનખાઁ નામનો સહચર હતો અને તે સર્વ વિષયોમાં તેના દક્ષિણ બાહુ સમાન જ હતો. એ રોશનખાં એક અત્યંત ભયંકર પુરુષ હતો. તે દિવસે દિવસે શુજાની ઇચ્છા પ્રમાણે કાર્ય કરીને તેની વિલાસપ્રિયતા તથા સ્વચ્છંદતાના માર્ગને વધારે અને વધારે પ્રશસ્ત કર્યા કરતો હતો; કારણ કે, આવા સર્વ ઉપાયોથી યુવરાજને બાધ્ય તથા વ્યસ્ત રાખવામાં જ તેનો પોતાનો વિશેષ લાભ સમાયલો હતો. સરળ હૃદયનો શાહ શુજા રોશનખાંના યત્નપરિચર્યા તથા આત્મસમર્પણના બાહ્ય રંગને જોઇને વિમુગ્ધચિત્ત થઈ ગયો હતો અને તે એટલી સીમાપર્યન્ત કે, જો રોશનખાં ન હોય તો તેનાવિના એક પળ માત્ર પણ તેને ચાલી શકતું નહોતું.

*વિલાસવિભ્રમ, મદિરામય વિલોલ રમણીકટાક્ષ, સ્વર્ણપાત્ર પરિપૂર્ણ સુગંધિત શીરાજી (શીરાજની મદિરા)* તથા કલકંઠા કામિનીના સંગીત-માધુર્ય આદિએ શુજાના મસ્તિષ્કને ભ્રમિષ્ટ કરી નાખ્યું હતું. અધૂ-રામાં પૂરું રોશને તેના હૃદયમાં એમ ઠસાવી દીધું હતું કે;–"રાજ-પૂતાના, ઈરાન, તુર્કસ્તાન અને કાશ્મીર આદિ દેશોની રમણીઓ કરતાં પણ બંગાળાના બાદશાહના જનાનખાનામાં અત્યારે અપૂર્વ લાવણ્યમયી

લલનાઓ વિરાજીને અંતઃપુરની શોભાને વધારી રહી છે!" અને તેના આમ કહેવાથી જ શુજાની રૂપસદ્ભોગમાટેની આકાંક્ષા આટલી બધી અધિકતાથી ઉદ્દીપ્ત થએલી હતી–તે અષ્ટપ્રહર યુવતિવિહાર અને મદિરાપાન તેમ જ સંગીતાદિના શ્રવણમાં જ નિમગ્ન રહ્યા કરતો હતો.

તેના બંગદેશમાંના નિવાસને બહુધા સાત માસનો કાલાવધિ થયો હતો; અને એટલા કાલાવધિમાં તો રોશનની ચેષ્ટા તેમ જ ધનના લોભથી કેટલીક આશ્રયહીના સુંદરીઓ તેના અંતઃપુરની શોભાને વધારવા લાગી હતી. શાહ શુજા જ્યારે ઢાકામાં હતો તે વેળાએ રોશનના પરામર્શથી રઘુદેવ ઘોષલ નામક એક બ્રાહ્મણની એક પરમાસુંદરી કન્યાને પોતાની બેગમની પદવીએ ચડાવવાનો લોભ બતાવીને તેણે હસ્તગત કરી લીધી હતી. રઘુદેવની કન્યા અતિશય સુંદરી અને રૂપવતી હતી. તે સમયમાં સમસ્ત બંગાળામાં એના જેવી અન્ય કોઈ એક પણ કન્યા રૂપલાવણ્યવતી હતી કે કેમ, એ એક પ્રશ્ન જ હતો, અને એ કારણથી યુવરાજ શાહ શુજા એ રઘુદેવની કન્યાના રૂપથી ઉન્મત્ત થઈને દિવસ અને નિશા તેના પાર્શ્વમાં પડી રહીને જ વીતાડતો હતો.

રોશન પોતાના મનમાં વિચાર કરતો કહેવા લાગ્યો કે;–"અત્યારનો અવસર અત્યંત ઉત્તમ તથા ઉપયોગી છે. યુવરાજ બંગીય સુંદરીના સૌન્દર્યરસના આસ્વાદમાં ઉન્મત્ત થઈ ગયો છે. કેટલાક કાળ પર્યન્ત આ સર્વ વ્યાપારમાં જો સૂબેદારને નિમગ્ન રાખી શકાશે, તો તેથી મને બહુ જ લાભ થવાનો સંભવ છે. લૂટનો માર્ગ તો ખુલ્લોજ પડ્યો છે, પરંતુ તે ઉપરાંત હું ધીમે ધીમે બંગાળાનો કર્ત્તા હર્તા પણ થઈ પડીશ! અર્થાત્ શાહ શુજા પોતે વનિતાવિલાસમાં નિમગ્ન રહેશે અને ખરી સૂબેદારી મારા હાથમાં જ આવી જશે!" આવા સુખ, આવા ઐશ્વર્ય અને આવા લોભને ત્યાગી દેવાનું સામર્થ્ય કોઈ વિરલ મનુષ્યમાં જ હોય છે અને તેથી જો રોશન જેવો એક ક્ષુદ્ર હૃદયનો પુરુષ એ વસ્તુઓના લોભમાં લપટાયો હોય, તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ પણ નથી.

આવા પ્રકારની ધારણાથી જ રોશને શુજાને નાના પ્રકારના ઉપદેશથી પ્રલુબ્ધ કરીને ખુશરોજ઼ નામક અવસર અથવા ઉત્સવને ઉજવવાનો પરામર્શ આપ્યો હતો; કારણ કે શુજાને વિનાશના માર્ગમાં લઈ જવામાટેનો એના કરતાં બીજો કોઈ પણ અધિક ઉત્તમ ઉપાય હતો જ નહિ. આ કારણથી જ કૌટિલ્યયંત્રને યોજી ભોળા ભટાક શાહ શુજાને કુમંત્રણા આપીને એ રોશનખાંએ જ જેનો પૂર્વે ઉલ્લેખ કરાયલો છે, તે બાદશાહી આજ્ઞાપત્રિકા તેના હસ્તે જારી કરાવી હતી.

રોશનને આવી રીતે સમસ્ત ધૃણાકારક કાર્યપ્રવૃત્તિમા નિમ્ન તથા નિમગ્ન થએલો જોઇને શુજાના દરબારમાં જે સમસ્ત બંગીય જમીનદારો રાજકાર્યના કારણથી ઉપસ્થિત થતા હતા, તેઓ પોતાના મનથી રોશન-પ્રતિ ઘૃણા દર્શાવીને તેના સંપર્કથી અલિપ્ત તથા દૂર રહેવાનીજ ચેષ્ટા કર્યા કરતા હતા રોશન પણ તેમનો તેની સાથે જે પ્રકારનો વ્યવહાર થતો હતો, તેના રહસ્યને સારી રીતે જાણતો હતો અને એ સર્વ જમીન-દારો પોતાના અંતઃકરણમાં તેને ધિક્કારતા હતા, એ પણ તેનાથી અજાણ્યુ તો નહોતું જ. બંગાળાના એ ઉદ્ધત પ્રકૃતિના જમીનદારોને નષ્ટ ભ્રષ્ટ કરી નાખવામાટેની તે અનેક પ્રકારે ચેષ્ટા કરી રહ્યા હતો અને એ કારણથી જ પૂર્વકથિત ઉપાયવડે તે તેમના સર્વનાશમાટેના ઉદ્યોગમા પ્રવૃત્ત થયો હતો

જ્યારે ઉપર્યુક્ત આદેશપત્રિકા જમીનદારોના હાથમાં આવી, એટલે તત્કાળ તેનાયોગે બંગાળાના સર્વે જમીનદારો કિંકર્તવ્યવિમૂઢ થઈ ગયા, બાદશાહનો પુત્ર ભવિષ્યમાં કદાચિત્ બાદશાહ પણ થાય, એવો સંપૂર્ણ સંભવ હોવાથી જો તેના આદેશપત્રમાના આદેશનું ઉલ્લંઘન કરવામાં આવશે, તો કદાચિત્ તેથી અનેક પ્રકારની આપત્તિઓ આવીને ઉપ-સ્થિત થશે, એવો પણ તેમના મનમા વિચાર થયા કરતો હતો કિન્તુ એ સર્વ ભવિષ્યની વાર્તા હતી અને વિચાર વર્તમાન વિપત્તિનો જ કરવાનો હતો

શાહ શુજા બંગાળાનો એકચ્છત્ર રાજેશ્વર હોવાથી જો તેની આ આજ્ઞાને અમાન્ય કરવામાં આવે, તો તેથી ભીષણ અનર્થ ઉપસ્થિત થવાનો સંભવ હતો, છતા પણ મુગલરાજના અંતઃપુરમા કુલકન્યાને મોકલવાની ઘટના તો અસંભવનીયથી પણ અસંભવનીય હતી છતા ધારો કે, તે કુલકન્યાઓને ત્યા મોકલવામાં આવે, તોપણ તેમને એવી રીતે ત્યાં મોકલવાનું શું અને કેવુ ભીષણ પરિણામ આવવાનો સંભવ હતો, એ કોઇથી પણ કહી શકાય તેમ નહોતું. દુર્દણ્ડપ્રતાપ, કલુષિત ચરિત્ર, મદિરાપાયી અને સ્વચ્છંદાચારી શાહ શુજાના અંતઃપુરમા પ્રાણાધિકા દુહિતા, પ્રેમમયી ભાર્યા તથા સ્નેહમયી ભગિનીને મોકલવાનું સાહસ કોનાથી કરી શકાય વારુ?

એ કારણથી જ શાહ શુજાની આજ્ઞાપત્રિકા મળતાંની સાથે જ બંગાળાના સામંતજનો તથા જમીનદારોમાં મહાભયંકર હાહાકાર વ્યાપી ગયો સર્વના મુખમાથી એ જ કથા સંભળાવા લાગી, અને સર્વજનો એ એક જ પ્રશ્ન પૂછવા લાગ્યા કે,—"આનો હવે શો ઉપાય કરવો? અત્યારે હવે શુ કરવુ ઉચિત છે? હવે આપણા કુલમાન અને જાતિની

રક્ષા કેવી રીતે કરવી ?" સર્વના મુખમાં "શો ઉપાય, શો ઉપાય ?" એ શબ્દો અને એવા જ પ્રકારના શબ્દો રમી રહ્યા હતા; પરંતુ તેમાંના કોઇથી પણ એ પ્રસંગે માનરક્ષા કેવી રીતે કરવી, એને કશોય ઉપાય સ્થિર કરી શકાયો નહિ.

સંકટનિવારણને તાત્કાલિક ઉપાય ન સૂજવાથી અંતે વીરભૂમિના પ્રવીણ જમીનદાર કિરણચન્દ્ર રાયે મુખ્ય મુખ્ય સર્વ જમીનદારોને લખી મોકલ્યું કે:–"આ પત્રિકા વાંચીને સત્વર પધારવાની કૃપા કરશો; કારણ કે, આપણ સર્વ જનોએ ઢાકામાં એકત્ર થઇને આ વિશેના ઉપાયનો અંતિમ નિર્ણય કરી નાખવાનો છે."

એ પ્રસ્તાવમાં સર્વ એકમત થયા અને નિયત કરાયલા દિવસે શુભ ભાવથી એ વિષયના અવશિષ્ટ પ્રતિકારવિચારમાટે આવીને ઢાકામાં ઉપસ્થિત થયા. રાયરાયાં યુગલકિશોર શુજાની સભાનો પ્રધાન હિન્દુ કર્મચારી હતો તેમ જ તેની દુહિતા પણ પરમ રૂપવતી હતી, એટલા-માટે આ વિષયમાં તેનો સ્વાર્થ પણ અન્યાન્ય જમીનદારો સાથે એક જ સૂત્રમાં બંધાયલો હતો. વિશેષત: તેના પ્રતિ શુજાના પ્રિય સહચર રોશનઅલીની કોપ અને અસંતોષયુક્ત દૃષ્ટિ જ રહ્યા કરતી હતી અને તેથી કેવળ પોતાની તીક્ષ્ણ પ્રતિભાના બળથી જ તે પોતાની વર્ચસ્વતાને જાળવી રહ્યો હતો; તેની પ્રતિભા અલૌકિક હોવાથી જ અત્યાર સુધી રોશનઅલી તેનું કાંઈ પણ અનિષ્ટ કરી શકયો નહોતો. જો એમ ન હોત, તો તો અત્યાર સુધીમાં તેણે રાયરાયાં યુગલકિશોરને ક્યારનોય ચતુર્ભુજ કરીને કારાગૃહમાંના અંધકારાવૃત્ત ઓરડામાં સડી સડીને મરી જવા-માટે મોકલી આપ્યો હોત અને તે ક્યારનોય આ લોકનો નરકકીટ થઈ ગયો હોત.

વીરભૂમિનો જમીનદાર કિરણચન્દ્ર યુગલકિશોરને સંબોધીને કહેવા લાગ્યો કે:–"ભાઈ ! તમને પણ શાહ શુજાની આજ્ઞાપત્રિકા મળી ચૂકી છે; એટલે અમારા પરિત્રાણનો તો કોઈ પણ માર્ગ કદાચિત્ મળી આવશે, પરંતુ તમારા પરિત્રાણનો તો તેટલો માર્ગ પણ મળી શકે તેમ નથી. તમે શાહજાદાના એક આજ્ઞાધીન કર્મચારી છો અને તેથી તમારા-પર યુવરાજ જેવો ઇચ્છામાં આવે તેવો બળાત્કાર કિંવા અત્યાચાર કરી શકે તેમ છે; અને તેમાં પણ વળી રોશનઅલી તમારો ઘોર શત્રુ હોવાથી તમારાપર એ અત્યાચાર થવાનો સંપૂર્ણ સંભવ છે. પરંતુ તમો અમારામાંના એક સુબુદ્ધિમાન્ , રાજદરબારની વર્તમાન અવસ્થાના જ્ઞાતા તથા સત્પરામર્શ આપવામાં ઉપયુક્ત પુરુષ હોવાથી કયા ઉપાયથી આપણી માનરક્ષાનો, ધર્મરક્ષાનો, જાતિરક્ષાનો તથા સંભ્રમરક્ષાનો સંભવ છે, તે

અમો તમારા મુખથી જ જાણવા માગીએ છીએ, અમને યોગ્ય ઉપાય બતાવો અને બગાળાની આર્યનલનાઓને કલકિતા થતી અટકાવો"

યુગલકિશોર પણ ભાવિ વિપત્તિની ચિન્તાથી અતિશય ઉદ્વિગ્ન થઈ ગયો હતો એટલામાટે તે ઉભય પુરુષોએ પરામર્શ કરીને એવા વિચારને સ્થિર કર્યો કે, બીજે દિવસે રાત્રે તેના એકાંત ઓરડામાં તે પ્રદેશના બગાળાના અન્યાન્ય જમીનદારોને બોલાવીને સર્વેએ સાથે મળી ગુપ્ત સભામાં એ માનરક્ષાનો એક નિશ્ચિત ઉપાય શોધી કાઢવો

## દ્વિતીય પરિચ્છેદ

### શુજા અને રોશન બેગમ

પ્રિય પાઠક ! ત્યારે હવે એ ઉદ્વિગ્નચિત્ત જમીનદારોને ત્યાગીને અમારી સાથે એકવાર શાહ શુજાની રાજધાની રાજમહલમાં ચાલો; કારણ કે, અત્યારે શુજાના રગમહાલયમાં શો પ્રકાર ચાલી રહ્યો છે, તેનું આપણે અવલોકન કરવાનું છે.

એક પુષ્પમાલાસુવાસિત, નધદીપોજ્જ્વલિત અને સુસજ્જિત વિલક્ષણ ઓરડામાં સમ્રાટ્પુત્ર શાહ શુજા સ્વર્ગીય દેવાગના સમાન રમણીઓના સમુદાયથી વેરાઇને બેઠો હતો કોઈ રમણી કજ્જલરેખાંકિત વિલોલકટાક્ષના હાવભાવને બતાવીને તુષારશીતલ સુગધિત શીરાઝના પાત્રને શુજાના હસ્તમાં આપતી હતી અને નિમેષમાત્રમાં જ તે મદિરાપાત્ર ખાલી થઇને પાછુ તે રમણીના કોમળ હસ્તમા આવી પડતું હતુ. કોઈ સુંદરી વચ્ચે વચ્ચે પોતાના કોકિલસમાન મધુર મજુલ સ્વરથી કોઈ એક સુંદર કવિતાનું એકાર્ધ ચરણ આલાપતી હતી તો વળી કોઈ લલના નૂપુરઝકારથી શુજાના ધ્યાનને પોતાપ્રતિ આકર્ષતી હતી આ કારણથી એ ભવનમા એ વેળાએ સર્વત્ર જાણે મધુર સુરતરગક્રીડા જ ચાલી રહી હોયની, એવો જ ભાસ થયા કરતો હતો

કોઈ મનોહારિણી માનિની સુંદરતાથી ગુથેલી સુમનમાળાને લઇને સમ્રાટપુત્રના ગળામા આરોપતી હતી તેમ જ શાહજાદાના મદનમદહારક સૌન્દર્યની પ્રશસા કરતી તોષ તથા આમોદથી તેના મનને મુગ્ધ કરવાની ચેષ્ટા કરતી હતી કોઇક કામિની વળી શુજાના આકાંક્ષાપૂર્ણ અધરોષ્ઠથી ચુમ્બિત પાત્રમા અવશિષ્ટ રહેલી ઉચ્છિષ્ટ શીરાઝી મદિરાનું પાન કરીને જાણે એ ઉચ્છિષ્ટ મદિરાના પાનથી પોતાના અવતારની સાર્થકતા થઈ ગઈ હોયની ! તેવા ભાવને હાસ્યમડિત મુખથી દર્શાવતી હતી. કોઈ કોમલાંગી પોતાની કોમળ બાહુલતાદ્વારા બગેશ્વરને વેષ્ટિત કરીને આલસ્યનો ભાવ દર્શાવી તેના અકપર ઢળી જતી હતી

સારાંશ કે, શુજા અને એ સર્વ સુન્દરીઓ આમોદ પ્રમોદમાં ઉન્મત્ત થઈ ગયાં હતાં અને સર્વનાં હ્રદયો મૃદુ મલયજ વાયુના આઘાતથી આન્દોલિત વસંતકાલીન વૃક્ષવલ્લરી સમાન આનન્દાન્દોલનથી ધીમે ધીમે આન્દોલિત થયાં કરતાં હતાં. સર્વનાં હ્રદયોમાં સુખસાવનો પૂર્ણોચ્છવાસ વહી રહ્યો હતો. પરંતુ એવા પ્રસંગે એ સૌન્દર્યના બાજારમાં માત્ર એક જ સુંદરી મૌનવ્રત ધારીને એ જ ભવનના એક દૂરના ભાગમાં શુજાની દૃષ્ટિથી બાહ્ય અને બાહ્ય જ રહીને છંછેડાયલી વાઘણ પ્રમાણે તેના પ્રતિ રોષદર્શક દૃષ્ટિપાત કરતી ઉભી હતી. સર્વ વ્યક્તિઓ પોતપોતાના આનંદમાં ઉન્મત્ત થએલી હોવાથી અને સુખના આવેગમાં પોતાના દેહભાનને પણ ભૂલી ગએલી હોવાથી ઘણીક વ્યક્તિઓને એ સુન્દરીની ત્યાંની ઉપસ્થિતિ સુદ્ધાંનું પણ ભાન રહ્યું નહોતું.

એ એકાંત ભાગમાં ઉભેલી રમણીના મુખમંડળમાં ક્રોધ તથા જિઘાંસા (કોઇને મારી નાખવાની કિંવા વૈરના પ્રતિશોધ)ની છાયા વિસ્તરેલી સ્પષ્ટ દેખાતી હતી; તથાપિ અત્યંત પરિશ્રમ અને અસામાન્ય કૌશલ્યથી તેણે પોતાના મનોવિકારને મનમાં જ શમાવી રાખ્યો હતો. તેના અંતઃકરણમાં જાણે કોઈ એક મહાઘોરતમ યાતના થતી હોયની! તેના મનમાં જાણે કોઈ સુગંભીર ઉદ્દેશ રમી રહ્યો હોયની! અને તેટલામાટે જ જાણે તે એ સુરજિત, સુચિત્રિત, સુવાસિત તથા દીપોજ્જ્વલિત ભવન તેમજ કોલાહલયુક્ત સુન્દરીસમુદાયની સીમાથી બાહ્ય રહીને પોતાની કોઈ ઇષ્ટ ઇચ્છાને સાધતી હોયની! એવો જ તેના આકાર તથા પ્રકારને જોવાથી નિશ્ચય કરી શકાતો હતો.

જે કામિનીઓ શાહજાદાને ચારે તરફથી ઘેરીને બેઠી હતી, તેમાંની ઘણીક કામિનીઓ તો દિલ્લી અને આગરાથી જ શાહજાદાની સાથે બંગાળામાં આવી હતી. એમનામાંની ઘણીખરી અબળાઓ કાશ્મીરી, ઇરાની તથા તુર્ક હતી અને તેમાં પણ વળી વિશેષ સંખ્યા તો મુસલ્માન માનિનીઓની જ હતી.

એક સૌન્દર્યશાલિની અને કૃશાંગી તાતાર દેશીયા યુવતી બંગેશ્વરના બાહુપાશમાં બદ્ધ થઈને બેઠી હતી. સૌન્દર્યના આ બાજારમાં એ એક જ રમણી શાહજાદાના અતિશય આદરયુક્ત પ્રેમનો ઉપભોગ કરતી આનન્દમાં પોતાના અસ્તિત્વને પણ ભૂલી ગઈ હતી અને શાહજાદાએ કેવળ એ કામિનીને જ પોતાની પ્રેમભાજન બનાવી હતી તેનું કારણ એ હતું કે, તારામંડળવેષ્ટિત ચંદ્ર પ્રમાણે તેની રૂપપ્રભા અતિ સમુજ્જ્વલા અને અલૌકિકા હતી.

આનંદ આસ્વાદના પ્રથમ તરંગની સમાપ્તિ થતાં તે રમણી કૌતુહલપૂર્ણ સ્વરથી કહેવા લાગી કે;—"જહાંપનાહ! અમો સર્વ બાંદીઓ તો આપની સેવામાં હાજર છીએ, પરતુ જે બંગાળી રમણી આપના પ્રેમ તથા આદરની પ્રધાન ભોક્ત્રી છે, તે રોશન બેગમ ક્યાં છે વારુ? તે અત્યારે અહીં કેમ નથી દેખાતી? તેને આપ આટલા પ્રમાણમાં ચાહો છો, પરતુ આપના એ પ્રેમનો આપ શ્રીમાન્‌ને તેનાથી તિલ માત્ર પણ બદલો આપી શકાતો નથી; એટલું જ નહિ, પણ તે તો આપ શ્રીમાન્ પ્રતિ પ્રેમને સ્થળે વિરક્ત ભાવના જ દર્શાવતી રહે છે. અમો આપ શ્રીમાન્‌ની આટઆટલી તાબેદારી ઊઠાવીએ છીએ, છતાં આપના અનુગ્રહનો એક બિન્દુ માત્ર પણ અમને મળી શકતો નથી અને તે આટલી વિરક્ત રહેવા છતાં પણ આપના પૂર્ણ અનુગ્રહને મેળવ્યા કરે છે; એ બીજુ કાંઈ નહિ, પણ કેવળ અમારા ભયકર મદ ભાગ્યનું જ પરિણામ છે!"

તે રમણીનું આ ભાષણ હજી તો પૂર્ણ થવાનું હતું એટલામાં પૂર્વકથિતા દૂરસ્થિત સુંદરી પોતાના સ્થાનને ત્યાગીને દ્રુતગતિથી બંગેશ્વર સમક્ષ આવી ઊભી રહી. તે શુજાને ઉચિત નમન કરી હાસ્યમડિત મુખમંડળથી કહેવા લાગી કે:—"જહાંપનાહ! આપ શ્રીમાને અતિશય દયા કરીને આ દાસીને પોતાનાં ચરણોમાં સ્થાન આપ્યું છે અને તેટલામાટે આપની એ કરુણાનો અતિશય આદર કરવો એ જ અમારુ પરમ કર્તવ્ય છે. આપ અત્યારે આ રમણીઓસાથેના આનંદવિહારમાં તલ્લીન થએલા હોવાથી કદાચિત્ મારી ઉપસ્થિતિથી આપના રંગમાં ભગ પડી જશે, એ ભયથી જ અત્યાર સુધી હું આપ સમક્ષ ન આવતાં એક દૂરના એકાંત સ્થાનમાં બેસી રહી હતી. મારા મનની તો એવી જ માન્યતા હતી કે, આપ કદાચિત્ આ હતભાગિની રોશનને અવકાશના સમયમાં જ યાદ ફરમાવશો!"

જે કૃશાગી તાતાર યુવતિએ યુવરાજ સમક્ષ રોશન વિરુદ્ધ વાર્તાલાપ કર્યો હતો, તેણે રોશનને યુવરાજ સમક્ષ ઉપસ્થિત થએલી જોઈને યુવરાજ પાસેથી દૂર ખસી જવાનું યોગ્ય ધાર્યું. અર્થાત્ તે જરા દૂર ખસીને બેઠી અને ત્યારપછી શુજા રોશનને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;—

"મંજારેનજર રોશન! ત્યાં શામાટે ઊભી રહી છે વારુ? અહીં આવ અને મારા પાર્શ્વમાં વિરાજીને આ આસનની શોભાને વધારી દે!"

શુજાના મુખમાંથી આ શબ્દો નીકળતાંની સાથે જ મત્રના બળથી જેવી રીતે પિશાચમાયાનો લોપ થાય છે તેવી રીતે નિમેષમાત્રમાં રોશનના મુખમડળમાં વ્યાપેલી વિષાદકાલિમાનો [illegible] લોપ થઈ ગયો.

પ્રફુલ્લ તથા રક્તરાગમંડિત અધરોષ્ઠમાં હાસ્યની છટાને લાવીને સુન્દરી રોશને સમ્રાટ્પુત્રની આજ્ઞાને એક પળમાત્રનો પણ વિલંબ ન કરતાં મસ્તકે ધારી લીધી; યુવરાજના મનઃસંતોષમાટે તેણે ગુલાબના સુગંધવાળી શીરાઝીના એક પાત્રને તેના મુખ આગળ ધર્યું અને મદિરાપાત્રના આદરમાટેની અતિશય નમ્રતાથી પ્રાર્થના પણ કરી.

યુવરાજે તે પાત્રમાંની મદિરાને હર્ષથી પોતાના ઉદરમાં સ્થાન આપીને જણાવ્યું કે:-"જાને આશક! તારા સૌન્દર્યની સીમા જ નથી! તારું સૌન્દર્ય આ મારાં નયનોને અતિશય મધુર અને શાંતિદાયક ભાસે છે! વંગવાસી જનોનાં ગૃહોમાં પણ આવી અપ્સરાતુલ્ય શ્રેષ્ઠ સુંદરીઓનો નિવાસ હોય છે, એ વાર્ત્તા અત્યારસુધી મારાથી સર્વથા અજ્ઞાત જ હતી. હવે તો મારા જનાનખાનાનાં પ્રધાનપદોને બંગાળી રમણીઓવડે જ શોભાવવાની મારી ઇચ્છા છે; અને એમ થતાં તું મારા અંતઃપુરની અધીશ્વરી થઇશ, એ વાર્ત્તા નવીનતાથી તને જણાવવાની આવશ્યકતા નથી. તને જોવાથી નયનતૃપ્તિનો અવધિ જ થાય છે અને તારા સૌન્દર્ય સાથે સરખાવતાં મારા અંતઃપુરમાંની અન્ય સર્વ અંગનાઓનું સૌન્દર્ય મને શરત્પૂર્ણિમાના ચંદ્રપ્રકાશ સમક્ષ તારાપ્રકાશ સમાન તુચ્છ અને સર્વથા રસહીન જ જણાય છે!"

શાહ શુજાએ રોશન બેગમનો આવા પ્રકારે અતિશયોક્તિયુક્ત સત્કાર અને આદર કરવાથી ત્યાં જે અન્ય અંગનાઓ ઉપસ્થિત હતી તેમનાં હૃદયોમાં દ્વેષનો ભીષણ અગ્નિ પ્રજળી ઉઠ્યો. અનેક પ્રમદાઓના ચિત્તમાં ઈર્ષાનો દાવાનલ પ્રજ્વલિત થયો અને તેના યોગે તેમનાં શરીરો દગ્ધ થવા લાગ્યાં, છતાં શાહવિરુદ્ધ મુખમાંથી એક પણ શબ્દ ઉચ્ચારવાનો કોઇનો પણ અધિકાર ન હોવાથી પોતાના આંતરિક ભાવને શબ્દદ્વારા વ્યક્ત કરી બતાવવાનું કોઇથી લેશ માત્ર પણ સાહસ કરી શકાયું નહિ.

અનુગ્રહીતા સુન્દરી રોશન પોતાના પ્રિયકર યુવરાજ શુજાને ઉદ્દેશીને કહેવા લાગી કે;-"નહિ, જહાંપનાહ! આ દાસી આપના રંગમહાલયની અધીશ્વરી થવા ઇચ્છતી નથી; આ દાસી તો કેવળ ચિરકાલ પર્યન્ત આ શ્રીચરણોની સેવાનો લાભ મેળવવાની જ આકાંક્ષા રાખે છે અને આપ શ્રીમાનના સ્નેહ તથા અનુગ્રહનો આવી જ રીતે ચિરકાલ પર્યન્ત લાભ મળતો રહે, એ જ આ દાસીની એક માત્ર મનઃકામના છે!"

"હે સુંદરિ! જો એમ જ હોય, તો હજી પણ મારા વિશેષ નિકટમાં આવીને વિરાજ અને મારા હૃદયમાંના અંધકારને દૂર કર. રોશન! તેં મારા અંધકારમય હૃદયમાં જે અપૂર્વ પ્રકાશનો વિસ્તાર કર્યો છે, તેની

પ્રશંસામાટેના યોગ્ય શબ્દો મારા શબ્દકોશમાં મળી શકે તેમ નથી મારી તો એવી જ ધારણા છે કે, પરવરદિગારે સર્વ દેશોની સ્ત્રીઓના સૌન્દર્યને એકત્ર કરીને જ આ આગાગાની સુંદરીઓને નિર્માણ કરી છે! મારું આ વિધાન સત્ય નથી કે શું?" શુજાએ રોશનની પ્રશંસા કરીને અંતમાં એક વિલક્ષણ પ્રશ્ન રજૂ કર્યો, અને ત્યારપછી મદિરાના મદથી વિહ્વળ થએલો શુજા ઉન્માત ભાવથી રોશનની અધિક પ્રશંસા કરતો રોશન બેગમના સુકોમળ ઉરોભાગપર ઢળી પડ્યો

રોશન ઉજ્જ્વલ પૂર્ણિમાની વિભાવરી પ્રમાણે સદાસર્વદા હાસ્યમયી જ રહ્યા કરતી હતી અને તેથી તે સ્મિતમંડિત વદનથી કહેવા લાગી કે—"દિલબરે આલમ! આપ આ દાસીનું આ પ્રમાણેની પ્રશંસા કરીને જે ગૌરવ વધારો છો, તેથી આ કિંકરી પોતાને અતિશય ભાગ્યશાલિની માને છે! ભારતવર્ષના ભાવિસમ્રાટ્! આપના શ્રીમુખથી નીકળેલી પ્રશંસાની કેટલી અને કેવી મહત્તા હોય છે, એના ભેદને આપની આ ચરણસેવિકા સારી રીતે જાણે છે, જે મુખમાંથી પોતાની પ્રશંસાના ઉદ્ગારો નીકળેલા સાંભળવાની વિશ્વની સમસ્ત વનિતાઓ કામના રાખે છે, તે પ્રશંસાદર્શક ઉદ્ગારો સાભળવાની વેળા જે સુંદરીને પ્રાપ્ત થઈ હોય, તેના સદ્ભાગ્યની સીમા હોઈ શકે ખરી કે? આમ હોવા છતાં પણ હૃદયેશ્વર! સત્યના સમર્થનમાટે મારે આપને જણાવવું જ જોઈએ કે, જે બગરમણીઓના સૌન્દર્યગૌરવમાં આપ આત્મવિસ્મૃત થઈ ગયા છો, તે બંગરમણીઓમાંનું સર્વોત્કૃષ્ટ રત્ન તો અદ્યાપિ આપની દૃષ્ટિએ પડ્યું જ નથી! જો વીરભૂમિના જમીનદાર કિરણરાયની કન્યામાં સુંદરી કન્યા કોઈવાર પણ જહાંપનાહના જેવામાં આવશે, તો તે વેળાએ જ રૂપ શી વસ્તુ છે અને એવા અલૌકિક રૂપનું મૂલ્ય શું હોય છે, એના રહસ્યને જહાપનાહ યથાર્થ સ્વરૂપમાં જાણી શકશે! તે રમણીનું સૌન્દર્ય જ્યારે આપના જેવામાં આવશે, તે વેળાએ અત્યારે અહીં એકત્ર થએલી આ સર્વ સુંદરીઓનું સૌન્દર્ય મહાસમુદ્રમાં ક્ષુદ્ર તૃણ સમાન જ ભાસવા માંડશે! યુવરાજ! તેનું કેવું અલૌકિક અને અવર્ણનીય સૌન્દર્ય છે, એ મારાથી વર્ણવી શકાય તેમ નથી અહા! તેની કેવી તીવ્રોજ્જ્વલ મહત્ત્વમયી રૂપગરિમા છે! નહિ નહિ, જહાંપનાહ! તે તો સ્વર્ગની દેવાંગના જ છે! જો મારું આ કથન આપને અતિશયોક્તિરૂપ જણાતું હોય, તો જુઓ આ તે રમણીની અલૌકિક સૌન્દર્યમયી પ્રતિમા અને કરો મારા કથનની સત્યતાનો સાક્ષાત્કાર!!"

એ અંતિમ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ કોમલાંગી રોશન બેગમે પોતાના વક્ષસ્થલમાંથી એક સુંદર છબિને કાઢીને શાહ શુજા સમક્ષ

ઉપસ્થિત કરી દીધી. શાહજાદો અત્યાર સુધી રોશનના અંકમાં પડ્યો પડ્યો સ્વર્ગના સુખને અનુભવતો હતો, પરંતુ હવે એ રમણીય ચિત્રપટને જોઇને અચાનક મૃગયાલોલુપ વ્યાઘ્ર પ્રમાણે તીવ્ર વેગથી ઉઠીને બેઠો થઈ ગયો. ચિત્રગત પ્રતિમાનું તેના ચક્ષુ સાથે સંમેલન થતાંની સાથેજ તેના સમસ્ત શરીરમાં એક પ્રકારના વિશિષ્ટ વિકારને દર્શાવનાર કંપનો આવિર્ભાવ થયો અને તેથી તે એ મનોહર ચિત્રપટને દૂર ફેંકીને રોશનને સંબોધી કહેવા લાગ્યો કે;—"નહિ નહિ; આવા પ્રકારના લોભને મેં મારા મનમાંથી કાઢી નાખ્યો છે! રોશન, રોશન! આ તસ્વીરને શીઘ્ર નષ્ટ કરી નાખ; કારણ કે, એ છબિનું અધિક નિરીક્ષણ કરવાની મારી ઇચ્છા નથી!"

આમ બોલીને બંગાળાનો અધીશ્વર કેટલાક ક્ષણ પર્યન્ત સ્થિર ભાવ તથા ઉદ્ભ્રાંત નયનોથી રોશનના મુખને જોઈ રહ્યો; અને ત્યાર પછી મોહમુગ્ધ થએલો શુજા પોતાની વિરક્તિને દર્શાવતો ત્યાં એકત્ર થએલી સર્વ રમણીઓને ઉદ્દેશીને ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કે;—"તમો સર્વ આ ભવનને ત્યાગીને હવે ચાલ્યાં જાઓ; મને અત્યારે કેવળ આ મારી પ્રાણેશ્વરી રોશન બેગમ વિના અન્ય કોઈ પણ અંગનાની આવશ્યકતા નથી!"

તે રમણીઓ અતિશય ઉત્કંઠા તથા આગ્રહપૂર્વક તે ચિત્રને જોવામાટે આતુર થઈ રહી હતી; પરંતુ શાહજાદાની આ આજ્ઞા થતાંજ પોતાની ઉત્કંઠાને મનમાં જ દબાવીને તે સર્વ સુન્દરીઓ પોતપોતાના સ્થાન પ્રતિ જવાને ત્યાંથી પ્રયાણ કરી ગઈ. એક મુહૂર્ત માત્રમાંજ અલ્પ સમય પૂર્વેના એ ઉત્સવમય, દીપોજ્જ્વલિત, ગુલાબસુગંધિત અને કામિની-કોલાહલમય ભવન સુન્દરીસમાગમવિહીન થવાથી શૂન્યવત્ અને શબ્દહીન થઈ ગયું. અન્ય સુન્દરીઓ રોશન બેગમને મનમાં અભિશાપ આપતી અને તેનાપર અપશબ્દોની વૃષ્ટિ વર્ષાવતી ઇચ્છા ન છતાં શાહજાદાની આજ્ઞાને માન આપવામાટે એ ભવનમાંથી બહાર ચાલી ગઈ. હવે માત્ર શાહ શુજા અને તેની અનુગ્રહપાત્રા રોશન બેગમ એ બે વ્યક્તિઓ જ તે સ્નિગ્ધદીપોજ્જ્વલિત અને નિઃસ્તબ્ધ ભવનમાં અવશિષ્ટ રહી ગઈ.

પાઠકો! આ બંગદેશીય રમણીને આપ ઓળખી શક્યા છો ખરા કે? એ બંગીય રમણી અન્ય કોઈ નહિ, પણ રઘુદેવ ઘોષાલની અપહતા, મલુબ્ધા અને કુલકલંકિની કન્યા રત્નમયી જ હતી અને શુજાના અંતઃપુરમાં આવ્યા પછી શુજાએ તેનો અતિશય આદર કરીને તેનું રોશન બેગમ નામ રાખ્યું હતું.



## તૃતીય પરિચ્છેદ

### વિકારવિભ્રમ

રત્નમયીને એકવી જોઇને શાહ શુજાએ ઉત્કંઠિત ચિત્તથી જિજ્ઞાસા કરી કે –"રોશન, આ છબિ તને ક્યાંથી અને કેવી રીતે પ્રાપ્ત થઇ તે જરા કહી સમજાવ જોઇએ."

શુજાએ આ પ્રમાણેની જિજ્ઞાસા દર્શાવી તે વેળાએ કોણ જાણે શાના યોગે તેના મસ્તિષ્કમાં વ્યાપેલો શીરાજીનો મદ ન્યૂન થવા લાગ્યો હતો અને તેથી ધીમે ધીમે તેની બુદ્ધિ સ્થિર થવા લાગી હતી. આ કારણથી એ વેળાએ શાહજાદો બહુધા શુદ્ધિમાં જ હતો, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય આવે તેમ નથી.

રત્નમયી યુવરાજની જિજ્ઞાસાને તૃપ્ત કરતી કહેવા લાગી કે,–"જહાપનાહ ! મારા પિતાની પૂર્વનિવાસભૂમિ વીરભૂમિ જ હતી અને જમીનદાર કિરણરાયની આ કન્યા પ્રભાવતી મારી બાલસખી હતી અમો બન્ને સખીઓ અમારો સર્વ સમય એક બીજીના સહવાસમાં જ સદા વીતાડતી હતી, કારણ કે, અમો બન્નેમાં પરસ્પર પ્રીતિનો ગાઢ સબંધ અસ્તિત્વ ધરાવતો હતો, અર્થાત્ પ્રભાવતીએ નિજ મૈત્રીના સ્મરણાર્થ અને સખીત્વના એક શ્રેષ્ઠ નિદર્શનરૂપે આ છબિની મને ભેટ આપી હતી"

જો કે શુજાનું ચરિત્ર સંસર્ગના દોષથી કલુષિત થએલું હતુ, તોપણ તેનું મન સર્વથા નીચતાથી ભરેલું અને અનુદાર તો નહોતું જ અને તેથી તે હાસ્યમંડિત મુખથી કહેવા લાગ્યો કે,–"પ્રભાવતી તારી બાલ્યસખી હોવાથી જ તેની પ્રતિમાનો તેં અત્યારે મને સાક્ષાત્કાર કરાવ્યો છે, એમ જ કે નહિ ? રોશનજાન, તારા સખીત્વના પવિત્ર નિદર્શનને મારા જેવા એક ઇન્દ્રિયલોલુપને બતાવી તેં અપવિત્ર શા કારણથી કર્યું, તે હું સમજી શકતો નથી. તું પ્રભાવતીની સખી હોવા છતાં તેના શત્રુનું જ અત્યારે કાર્ય કરી રહી છે, એ જોઇને મને અતિશય આશ્ચર્ય થાય છે."

"હું તેના શત્રુનું કાર્ય કરી રહી છું ? નહિ, જહાપનાહ ! આ દાસી હુજૂરેઆલીની એક ચરણ–આશ્રિતા માત્ર છે ! અને તેથી જો મારું ધ્યાન સદાસર્વદા આપ શ્રીમાન્ના સુખ તથા આનંદમાં જ લીન રહેતું હોય તો તે સ્વાભાવિક જ છે. આજે હું સૌન્દર્ય તથા યૌવન આદિ આકર્ષક સાધનોવડે મંડિત છું અને તેથી જ મારાપર આપ શ્રીમાનનો આવો અને આટલો અનુગ્રહ થયો છે ને થાય છે. પરંતુ આ ક્ષણભંગુર યૌવન અને સૌન્દર્ય ચિરકાલ પર્યન્ત તો ટકવાનું નથી જ અને

તેથી જ્યારે અનુગ્રહપ્રાપ્તિનું આ સાધન મારા હસ્તમાંથી ચાલ્યું જશે, તે વેળાએ મારી શી દશા થશે, એનો આપ પોતે જ વિચાર કરી શકો એમ છે. એટલામાટે હું મારા મનમાં એવા વિચારપર આવી લાગી છું કે, જેના યોગે હું આપશ્રીમાનના ચિર અનુગ્રહને પાત્ર રહી શકું, તે ઉપાયની જ મારે અત્યારથી યોજના કરવી જોઇએ. હું કિરણરાયની રૂપવતી કન્યાને આપની પર્યંકસંગિની બનાવીશ અને મારા આપપરના એ ઉપકારના પરિણામે આપના હૃદયમાં જે કૃતજ્ઞતાનો ઉદ્ભવ થશે, તે કૃતજ્ઞતા આપના હૃદયમાં આ દાસીને ચિરકાલ પર્યન્ત સજીવન રાખ્યા કરશે, એવી મારી દૃઢ ભાવના છે!" રોશને—મહા ચાણક્યબુદ્ધિ અને કૌટિલ્યપટુ રત્નમયીએ સમર્પક ઉત્તર આપ્યું.

"બરાબર, બરાબર; પરંતુ રોશનજાન! તું આટલી સાહજિકતાથી તારી બાલ્યસખીનો સર્વનાશ કરી નાખીશ, એ વાર્તા મારા માનવામાં આવી શકતી નથી. એક આર્યલલનાનું હૃદય આટલી સીમાપર્યન્ત કલુષિત થઈ જાય, એક આર્ય અબળા કે જે અન્ય અબળાના સતીત્વસન્માનની રક્ષા કરવાને નિરંતર તત્પર રહેતી હોય, તે જ પોતાની એક પ્રિયતમા બાલ્યસખીના સતીત્વનાશના કાર્યમાં પોતાની ઇચ્છાથી જ અગ્રેસર થાય, એ વાર્તા એવી છે કે કોઇથી કદાપિ માની જ ન શકાય! અને એટલામાટે જ હું તને પુનઃ પ્રશ્ન કરું છું કે, શું તું તેનો સર્વનાશ કરીશ અને કરીશ જ?" શાહ શુજાએ આર્યરમણીના સદ્ગુણનું કિંચિત્ વર્ણન કરીને પોતાના સંશયના નિવારણમાટે ભાર આપીને એ પ્રમાણેનો પ્રશ્ન ગંભીર મુદ્રાથી પૂછ્યો.

"સર્વનાશ? કોનો સર્વનાશ, યુવરાજ?" રોશન યુવરાજના કથનનો પ્રતિવાદ કરતી ગંભીરતાથી કહેવા લાગી; "જે આજે અથવા આવતી કાલે સમસ્ત હિન્દુસ્તાનના અધીશ્વર થવાના છે, તે પુરુષરત્નની અંકલક્ષ્મી થવાને જો સર્વનાશ માની લેવામાં આવે, તો પછી આ દુઃખમયી સૃષ્ટિમાં સુખ શાને કહેવું, તે હું સમજી શકતી નથી. સમસ્ત ભારતવર્ષના સ્વામી શાહજહાનના પુત્રસાથે જે શરીરસંબંધને સ્થાપવામાં અંબર, મારવાડ, જેસલમીર અને બીકાનેર ઇત્યાદિ પ્રદેશોના રાજાઓ પણ પોતાના ગૌરવની વૃદ્ધિ થએલી માને છે, તે સમ્રાટ્પુત્ર સાથેના શરીરસંબંધનો અનાયાસ અને અયાચિત લાભ મળવાથી એક સાધારણ જમીનદાર કિરણરાય શું પોતાને મહાભાગ્યશાળી નહિ માને કે? હું મારી બાલ્યસખીના સર્વનાશનો નહિ, કિન્તુ તેની તથા તેના કુટુંબની ગૌરવવૃદ્ધિનો જ આ પ્રયત્ન કરું છું અને તેટલામાટે હું તેમની શત્રુ નાહ, પણ પરમહિતૈષિણી મૈત્રિણી જ છું!"

રેશનના આવા પ્રકારના ચાટુ વાદથી શુજાનું સરળ હૃદય પૂર્વ કરતા પણ અધિક ઉત્તેજિત થઈ ગયુ અને તેના યોગે તેની સ્વાભાવિક ઉદારતાનું પરિવર્ત્તન થતાં તેના વિવેકથી પવિત્ર થએલા હૃદયમા ઇન્દ્રિયલોલુપતાની ભીષણ કાનચ્છાયાનો અધિકાર વ્યાપી ગયો, તેનું વિશુદ્ધ હૃદય કલંકિત થઈ ગયું પૂર્ણિમાના જ્યોત્સ્નામય ઉજ્જ્વલ આકાશમાં પ્રલયકાલીન ઘન અંધકારની છાયા વિસ્તરી રહી

શુજા હસિત મુદ્રાથી કહેવા લાગ્યો,-રેશન્ ! તારુ અત્યારનું સર્વ કથન અક્ષરે અક્ષર મને સત્ય જ જણાય છે, કિન્તુ પ્રાણેશ્વરિ ! મેં એ કિશોરીને પૂર્વે પણ એકવાર જોએલી છે, તેમ જ તેના દુષ્ટ પિતા કિરણરાયને પણ હુ સારી રીતે ઓળખુ છુ જ્યારે હુ ઢાકામા હતો, તે વેળાએ કોઈ એક વિશિષ્ટ કારણથી કિરણરાયને તેના પરિવાર સહિત મેં રાજધાનીમાં નજરકેદ કરી રાખ્યો હતો, અને તેવામા જ એક દિવસ બારીમાંથી મેં તેની કન્યાને પ્રથમ નિહાળી હતી તે સમયે જે કાંઈ મને દૃષ્ટિગોચર થયુ હતું, તે મેં મારા સમસ્ત જીવનમા કદાપિ નિહાળ્યુ નથી અને હવે પછી પણ તેવુ દૃશ્ય કદાપિ મારા જોવામા આવશે કે કેમ, એની પણ શકા જ છે ! જે ક્ષણે મેં તેનું નિરીક્ષણ કર્યું તે વેળાએ મારા નેત્રોમાં નિમેષનો અભાવ હતો અને દૃષ્ટિમાંથી સજ્ઞા પ્રયાણ કરી ગઈ હતી, અર્થાત્ મેં તે રૂપતરંગમથી કિશોરીની સૌન્દર્યસુધાનું તૃપ્તિ થતા સુધી આકઠ પાન કર્યું હતુ તે સમયમાં આવી સ્થિતિ હતી, એટલે તે પછી અત્યારે તો તે યૌવનસમાગમના યોગે વસંત શોભામયી પૃથ્વી પ્રમાણે કોણ જાણે કેટલી અને કેવી રૂપાળી થઈ ગઈ હશે, એની અત્યારે મારાથી કલ્પના પણ કરી શકાતી નથી હું ધારુ છુ કે, તેનું પ્રભાત કમલવત્ અપરિસ્ફુટ સૌન્દર્ય હવે યૌવનસંધિને પ્રાપ્ત થતાં અત્યંત મોહક રૂપમા સ્ફુરિત થયુ હશે! તે વેળાએ કોઈ એક વિશેષ કારણના યોગે મારે તેની પ્રાપ્તિની આશાનો ત્યાગ કરવો પડ્યો હતો, પરતુ અત્યારે આ ચિત્રપટના દર્શનથી પુન મારા અંત કરણમાં ઉન્માદનો સચાર થઈ ગયો છે રેશન્! મારી પ્રિયપ્રાણેશ્વરિ! તેં અત્યારે નવીનતાથી મારા હૃદયમા આ અનલજ્વાલાની સૃષ્ટિને શામાટે નિર્માણ કરી વારુ? હવે આ સુદરીની પ્રાપ્તિમાટે મારે જે કાંઈ પણ કરવુ પડશે તે સર્વ કરવાને હુ તૈયાર છુ તેમ જ તારે પણ આ કાર્યમા મારી સહાયતા કરવાની છે તેં સત્ય જ કહ્યુ છે કે, શાહ શુજા તારા આ અયાચિત ઉપકારના ઋણનુ પરિશોધન કરવામા અને તારાપ્રતિ ચિરકૃતજ્ઞતા દર્શાવવામા કદાપિ અનુદાર થવાનો નથી મારો હવે આ તેજોદીપ્ત રમણીના દર્પને ચૂર્ણ કરવાનો દૃઢ નિશ્ચય થઈ ચૂકો છે. કિરણરાય સમક્ષ

જ્યારે મેં એ રમણીના મારી સાથેના લગ્નસંબંધમાટેના સંદેશ કહાવ્યો હતો, તે વેળાએ તેણે મારા દૂતને અપમાન કરીને પાછો હાંકી કાઢ્યો હતો. તે ઘટનાને જો કે હું તો ભૂલી ગયો હતો, પરંતુ પ્રભાવતીના આ ચિત્રને જોઇને પુનઃ મારા અંતઃકરણમાં તે ખૂઝાયલો વિકારવહ્નિ નવીનતાથી પ્રકટી નીકળ્યો છે!"

શુજાના આ ઉદ્ગારોના શ્રવણથી રોશનના હૃદયમાં એક પ્રકારે સંપૂર્ણ સંતોષ થયો. કેટલીકવાર સુધી મનમાં જ કાંઈક વિચાર કર્યા પછી તે શાહ શુજાને સંબોધીને કહેવા લાગી કે;–"જહાંપનાહ! જ્યારે આપનો આવો જ દૃઢ નિશ્ચય થએલો છે તો હવે યોગ્ય પ્રસંગના આગમનની પ્રતીક્ષા કરો; કારણ કે, યોગ્ય પ્રસંગ આવતાં આપની અભિલાષા અવશ્ય પૂર્ણ થશે જ. આપણે અત્યારે જે પ્રકારના સંબંધથી બંધાયલાં છીએ, તે આપણા સંબંધની વાર્ત્તા પ્રભાવતીના જાણવામાં નથી. એટલામાટે ખુશરોજ્‌ને દિવસે અન્યાન્ય જમીનદારના પરિવારની સ્ત્રીઓ તથા સામંતોના કુટુંબની અબળાઓ સાથે તેને પણ અહીં આવવું તો પડશે જ. કિરણરાય અતિશય વ્યવહારદક્ષ તથા બુદ્ધિમાન્ હોવા છતાં પણ એક બીરુ પુરુષ છે, એ તો આપના જાણવામાં હોવું જ જોઇએ; એટલામાટે આપની આજ્ઞાપત્રિકા મળતાં તે આપની આજ્ઞાને ઉલ્લંઘવાનું સાહસ કરી શકવાનો નથી, અને તેથી તે પોતાની પુત્રીને અવશ્ય અહીં મોકલશે અને મોકલશે જ. અહીં આવ્યા પછી જો પ્રભાવતી મને આ સ્થાનમાં વિરાજેલી જોશે, તોપણ તે તો અન્ય સ્ત્રીઓ પ્રમાણે જ હું પણ ખુશરોજ્‌ના કારણથી અહીં આવી હોઇશ, એમ જ ધારી લેશે. ત્યાર પછી તે દિવસે જે કાંઈ પણ કરવાની આવશ્યકતા હશે, તે સર્વ હું પોતે જ કરી લઇશ. આપ નિશ્ચયપૂર્વક જાણી લેજો કે, આ રત્નમયીના કૌશલ્યથી તે સરલા હરિણી અવશ્ય આપના જાળમાં સપડાશે અને સપડાશે જ!"

અનુકૂલતા, સુયોગ, પ્રલોભન અને જ્વાળામય રૂપતૃષ્ણા આદિએ શુજાના હૃદયને વિશેષતાથી પ્રલુબ્ધ કરી નાખ્યું અને તેટલામાટે તેણે સ્નિગ્ધ ગુલાબવાસિત શીરાજીનું એક પાત્ર ભરીને પાન કર્યું. શીરાજીનું પાન કર્યાં પછી ધીમે ધીમે તે ત્યાં જ શય્યાશાયી થઈ ગયો. ભવનમાંની ઉજ્જ્વલ દીપાવલી અંશતઃ તૈલશૂન્ય થવા લાગી અને અલ્પ સમયમાં તો એક એક કરીને સર્વ દીપકો બુઝાઈ ગયા. સરસ પુષ્પમાલિકાના ઉન્માદવર્ધક સુગંધના સામ્રાજ્યમાં મદિરાપાનથી ઉન્મત્ત અને ઉષ્ણમસ્તિષ્ક યુવરાજ નિદ્રાના અંકમાં પડીને ભાવિ સુખસ્વપ્નનો સાક્ષાત્કાર કરવા લાગ્યો.

સમ્રાટ્પુત્રે સ્વપ્નમાં જોયું કે, એક લોહના પ્રસ્તરથી મંડિત અને દીપ્તિપૂર્ણ ભવનમાં અસંખ્ય સુવાસિત શુભ્ર સુમનની માળાઓ ડોલી રહી છે. એ સુમનોનો સુગંધ અને દીપકોનો ઉજ્જ્વલ પ્રકાશ તે સ્થાનને સ્વર્ગના રૂપમાં પરિવર્ત્તિત કરવાનું કાર્ય કરી રહ્યા છે. સંસારમાંની સર્વ શ્રેષ્ઠ સુન્દર લલનાઓ પોતાના હસ્તમાં સુમનમાળાઓને લઇને સ્મિતમંડિત વદનમંડળોથી એક સુવર્ણ સિંહાસનને ઘેરીને ઊભેલી છે. એ ભવનમધ્યે મૃદંગ, વીણા અને રબાબ આદિ વાદ્યયંત્રો ઇતસ્તતઃ વિસ્તરેલાં પડ્યાં છે; પરંતુ માત્ર વાદકોનો જ અભાવ છે. એ દીપોજ્જ્વલિત ભવનમાંના તે વિચિત્ર સ્વર્ણસિંહાસને એક અતુલનીયા સ્વરૂપસુન્દરી રમણી વિરાજેલી છે. શુજાએ જેવો એ ભવનમાં પ્રવેશ કર્યો કે તત્કાળ તે માલાધારિણી રમણીઓ લજ્જાયુક્ત થઈ ત્યાં જ જરા દૂર ખસીને ઊભી રહી અને ત્યાર પછી તે સિંહાસનસ્થ અનિંદ્ય અપ્સરમૂર્તિએ કોમળતાથી શુજાને તેનો હસ્ત ઝાલીને સિંહાસને બેસાડ્યો. એ પછી એ સર્વશ્રેષ્ઠ સુંદરીએ હસિત મુદ્રા અને સ્મિતમંડિત મુખથી એક અતિશુભ્ર માલતીમાળા તેના ગળામાં પહેરાવી. એ માલતીમાળાનો સુવાસ, વસંતકાળનો મલયવાયુ, ભવનમાંની અસંખ્ય દીપાવલીનો ઉજ્જ્વલ પ્રકાશ અને તે અસાધારણ રૂપરાશિ રમણીની રૂપજ્યોતિ આદિએ શુજાના સ્થિર મસ્તિષ્કમાં એક પ્રકારના મહા વિપ્લવને લાવીને ઉપસ્થિત કરી દીધો. નિદ્રિત શુજા પોતાના મનમાં ધારવા લાગ્યો કે, 'હું અત્યારે અસ્પષ્ટ સ્વપ્નરાજ્યમાં અપ્સરાઓના સમુદાયમાં આવી પડ્યો છું; પરંતુ આવો સુંદર, સુનિર્મળ અને સમુજ્જ્વલ રૂપભંડાર અન્યત્ર ક્યાંય પણ મારા જોવામાં આવ્યો નથી!' એવામાં જે સુન્દરીએ તેના ગળામાં માલતીમાળાનું આરોપણ કર્યું હતું, તે સુન્દરી જરા હસીને શુજાને સંબોધી કહેવા લાગી કેઃ–'નિષ્ઠુર પુરુષ! તારામાટે હું કેવી અને કેટલી ઉન્માદિની થઈ ગઈ છું તે તું જુએ છે ખરો કે નહિ? તારા પ્રેમનું મૂલ્ય આ જ છે કે શું? મારા તારામાંના પ્રેમનું મૂલ્ય આ જ છે કે શું? હું સર્વોત્કૃષ્ટ સુન્દરી અને અપ્સરાઓની રાણી હોવા છતાં તારામાં આટલી સીમા પર્યન્તનો સ્નેહ રાખું છું અને મારા તે પ્રેમનો બદલો તું કેવા પ્રકારે આપે છે, એ તારા જાણવામાં છે ખરું કે નહિ? આના જેવી લજ્જાસ્પદ, ઘૃણાકારક અને પરિતાપજનક બીજી કઈ ઘટના હોઈ શકે વારુ?' શાહ શુજા તેના આ શબ્દોથી લજ્જિત થઇને આવેગથી પ્રેરાઈ તે શ્રેષ્ઠતમા સુન્દરીના સુકોમલ કરકમલને પોતાના કરમાં ધારણ કરવાની ચેષ્ટા કરવા લાગ્યો; પરંતુ તે સુંદરીએ ઘૃણાપૂર્વક પોતાના હસ્તને વિદ્યુદ્વેગથી શુજાના હસ્તમાંથી પાછો ખેંચી લીધો. શુજા કરુણા-

યાચક નયનવડે તે સુંદરીના સુન્દર મુખમંડળને જોઈ રહ્યો. તે આવી રીતે વિસ્મિત નયનોથી જેના મુખમંડળને અત્યારે જોઈ રહ્યો હતો તે અપ્સરાઓની રાણી અન્ય કોઈ નહિ, પણ ફિરણરાયની અસાધારણ સૌન્દર્યમયી અને અતુલનીયા રૂપજ્વાલામયી કન્યા પ્રભાવતી જ હતી! અચાનક તે ભવનમાંની ઉજ્જ્વલ દીપાવલીના પ્રકાશનો અંત થઈ ગયો અને તે સર્વશ્રેષ્ઠ સુંદરી શુજાને ઘૃણાના ભાવથી પોતાનાં ચરણોવડે ચગદીને ત્યાંથી ચાલી ગઇ. શુજા તેની આવી વિપરીત કૃતિને જોઈ આવેગને ન રોકી શકવાથી ભયંકર ચીત્કાર કરીને બોલી ઊઠ્યો કેઃ-"પ્રભાવતી! તું ન જા અને આટલી બધી નિષ્ઠુર ન થા!" અને આ ચીત્કારની સાથે જ તેની ગાઢ નિદ્રાનો સર્વથા ભંગ થઈ ગયો.

રોશન બેગમ શુજાની પાસે જ સૂતેલી હતી અને આંખો મીચીને પોતાના મનમાં અનેક પ્રકારના વિચારો કરવામાં નિમગ્ન થએલી હતી, એટલે કે, સૂતેલી હોવા છતાં તે નિદ્રાને આધીન તો થએલી નહોતી જ. અર્થાત્ શુજાને ચીત્કાર કરીને ઊઠેલો જેતાં જ તે જાણી ગઈ કે, શુજાના માદકોત્તેજિત મસ્તિષ્કમાં તેના તીવ્ર ઔષધનો યથાર્થ પ્રવેશ થઈ ચૂક્યો હતો. તે શુજાને કોમલ આલિંગનથી દાબીને મધુર સ્વરથી કહેવા લાગી કે;-"જહાંપનાહ! મારા સરતાજ! આપને શું થયું? આપે કોઈ વિકટ સ્વપ્ન તો નથી જેયું ને?"

એના ઉત્તરમાં શુજાએ સ્થિર સ્વરથી જણાવ્યું કેઃ-"નહિ, રોશન, તે સ્વપ્ન વિકટ કિંવા ભયંકર નહિ, પણ અતિશય મધુર તથા મનોહર સ્વપ્ન હતું! સ્વપ્નમાં પ્રભાવતી મારા જેવામાં આવી હતી અને આહા તેનું તે રૂપ-સૌન્દર્ય-કેવું દીપ્તિમય અને અલૌકિક હતું! પરંતુ હાય, તે મને પોતાના ચરણના આઘાતથી દૂર ખસેડીને મારી આગળથી ચાલી ગઇ!"

શાહજાદાના આ ઉદ્‌ગારો સાંભળી રોશન તેને આશ્વાસન આપતી કહેવા લાગી કે;-"સ્વપ્નનું ફળ બહુધા વિપરીત જ થાય છે અને તેમાં પણ ખાસ કરીને પ્રભાતમાં લાધેલા સ્વપ્નનું તો સ્વપ્નમાં દેખાયલા દૃશ્ય કરતાં વિરુદ્ધ પરિણામ જ આવે છે. સ્વપ્નમાં દેખાયલી સુંદરી આપને પાદપ્રહાર કરીને ચાલી ગઈ છે એટલે એનો વિપરીત અર્થ એ જ થાય છે કે, તે આમળ ચરણ ધરીને આપના સ્નેહને જ સાધી લેશે; એટલે કે, એ સુન્દરીના સમાગમસુખને આપ અવશ્ય પ્રાપ્ત કરી શકશો!"

રોશનના આ આશ્વાસનથી સંતુષ્ટ થઇને શુજા પાછો ગાઢનિદ્રાને આધીન થઈ ગયો.

સહાયતાનો સ્વીકાર કરે છે. મનુષ્ય જો પોતાની ઇચ્છાથી જ વિપત્તિને પોતાના શિરપર ખેંચી લાવે, તો તે વિપત્તિમાંથી મનુષ્યનું રક્ષણ દૈવ કિંચિન્માત્ર પણ કરી શકતો નથી. અર્થાત્ રાજમહાલમાં ખુશરોજ઼ ઉત્સવના પ્રસંગે જો આપણે આપણી કુલકામિનીઓને મોકલીશું તો આપણી તે કૃતિ આપત્તિને આપણી ઇચ્છાથી જ આવાહન કર્યા સમાન થશે, એમાં લેશ માત્ર પણ સંદેહનો સંભવ નથી."

હવે પંચમ પુરુષ કહેવા લાગ્યો કે:-"અન્ય એક કાર્ય કરવાની આવશ્યકતા છે અને તે કાર્યની વ્યવસ્થા એ છે કે, વિપુલ ધન આપીને કેટલીક સ્વરૂપસુંદરી વેશ્યાઓને એકત્ર કરી તેમને કુલકામિનીઓ તરીકે ઓળખાવીને ખુશરોજ઼ના ઉત્સવક્ષેત્રમાં મોકલી આપવી, એટલે તેમના સ્વભાવસિદ્ધ ચાતુર્ય તથા હાવભાવથી તેઓ શુજાને અનાયાસ છેતરી આવશે અને એમ થતાં આપણા કુલમાનની સ્વાભાવિક જ રક્ષા થઈ જશે. આપણે આ ધૂર્તવિદ્યાની સહાયતા લઇને આ નેત્રોસમક્ષ આવી ઊભેલી ભયંકર આપત્તિમાંથી નિસ્તાર પામીશું, એવી મારી દૃઢ માન્યતા છે."

તેના આ અભિપ્રાયનો પ્રતિવાદ કરતો એક છઠ્ઠો પુરુષ કહેવા લાગ્યો કે:-"જો સરળતાથી કાર્ય કરવામાં આવશે, તો મારી ધારણા છે કે, શાહ શુજા કોઈ પણ પ્રકારના અત્યાચારનું સાહસ તો નહિ જ કરે. મુગલ રાજવંશમાં જન્મીને તે સંપૂર્ણ રીતે મનુષ્યતાથી હીન થઈ ગયો હોય, એમ તો નથી જ. તેના હૃદયમાં ઉદારતા નામક એક વસ્તુ અવશ્ય અસ્તિત્વ ધરાવે છે અને એ વાર્તાને હું સારી રીતે જાણું છું; કારણ કે, તેનાં અનેક કાર્યોમાં તેની એ ઉદારતાનો પ્રકાશ મારા જોવામાં આવ્યા કરે છે. પરંતુ આવી રીતે જો તેને છેતરવાનો આપણે પ્રયત્ન કરીશું અને આપણી એ ધૂર્તતાની વાર્ત્તા ભવિષ્યમાં જો કોઈ પણ વેળાએ તેના જાણવામાં આવશે, તો તેના યોગે આપણામાટે એક બીપણ પ્રલયાગ્નિ સળગી ઊઠશે અને તે અગ્નિની જ્વાળામાં પડીને બંગાળાના સર્વ જમીનદારો ભસ્મીભૂત થઈ જશે. અર્થાત્ જો આપણે સમ્રાટ્-પુત્રના કોપને પાત્ર થઈશું, તો પછી આપણી આત્મરક્ષાનો કોઈ પણ ઉપાય આપણા હસ્તમાં રહેશે નહિ."

એ પછી વીરભૂમિનો જમીનદાર અર્કકિરણરાય મહાશય, કે જે આટલી વાર સુધી મૌનનું અવલંબન કરીને સર્વના અભિપ્રાયોને સાંભળતો બેઠો હતો અને જેણે અત્યારસુધીમાં પોતાના મુખમાંથી એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહોતો, તે હવે સર્વના અભિપ્રાયોને જાણી લીધા પછી ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કે:-"હજી તો ખુશરોજ ઉત્સવમાં બે માસનો

વિલંબ છે અને તેટલામાટે મારો એવો અભિપ્રાય છે કે, શુજાની આ ઇચ્છાનો પ્રતિવાદ કરીને એક અશ્વારોહી દૂતને શાહજહાન બાદશાહ પાસે આવેદનપત્ર સહિત દિલ્હી મોકલવો અને ત્યાંથી તે આપણો પ્રતિનિધિ બાદશાહનું ઉત્તર લઇને પાછો આવે ત્યાંસુધી એક કે બીજું નિમિત્ત બતાવીને શુજાને શાંત રાખી, ઉત્સવના કાર્યને હાલ તરત બંધ રખાવી દેવું."

સુવિજ્ઞ, વયોવૃદ્ધ અને પક્વકેશ યુગલકિશોરે સર્વની યુક્તિઓને સાંભળી લીધી અને ત્યારપછી તે એક પ્રકારનું વિશિષ્ટ ભાવદર્શક હાસ્ય કરીને કહેવા લાગ્યો કે;-"મહાશયો; મેં આપ સર્વ જનોના અભિપ્રાયોને સાંભળી તથા જાણી લીધા છે; પરંતુ એમાંની એક પણ યુક્તિ સુસંગત અને યોગ્ય હોય, એમ મને જણાયું નથી. મારી માન્યતા પ્રમાણે તો આપણ સર્વેએ આપણી પત્ની તથા કન્યા આદિને શાહ શુજાના દરબારમાં મોકલી આપવી, એ જ અધિક ઉચિત જણાય છે; કારણ કે, આપણે આપણી કુલકામિનીઓને રાજમહલમાં કાંઈ એકલી એકાટ તો મોકલવાના નથી જ, કિન્તુ આપણે પોતે પણ આપણા દલબલ સહિત તેમની સાથે ત્યાં જવાના છીએ. શાહ શુજા બંગાળાના જમીનદારોથી જરા પણ ભયભીત કિંવા સાશંક નથી જ રહેતો, એવો પ્રકાર તો નથી જ; અર્થાત્ તે આપણાથી અમુક પ્રમાણમાં સાશંક તો રહ્યા જ કરે છે અને તે સાથે જ્યાંસુધી ન્યાયપરાયણ બાદશાહ શાહજહાન સિંહાસને વિરાજમાન છે, ત્યાંસુધી શાહજાદા શુજા સ્વચ્છંદ અને સ્વૈરાચારી હોવા છતાં પણ બંગાળાના શક્તિસંપન્ન જમીનદારોની પત્ની, કન્યા તથા ભગિનીઓ આદિ પર કોઈ પણ પ્રકારનો અત્યાચાર કરવાનું સાહસ કરી શકે તેમ છે જ નહિ. વળી હું પોતે મુગલ બાદશાહનો કર્મચારી છું, અને તેથી હું વારંવાર શાહ શુજાના સમાગમમાં આવ્યા કરું છું. અર્થાત્ હું મારા પ્રત્યક્ષ અનુભવના યોગે કહેવાને સમર્થ છું કે, શાહ શુજાનું હૃદય અતિશય ઉદાર છે, તેના ભાવો મહત્ત્વપૂર્ણ છે અને તેનામાં એવા જ બીજા પણ અનેક સદ્‌ગુણોનો સમાવેશ થયેલો છે; પરંતુ મેઘ જેવી રીતે ચન્દ્રની જ્યોતિનો ગ્રાસ કરે છે, તેવી જ રીતે શયતાન રોશનબાંએ સમ્રાટ્‌પુત્રના સ્વાભાવિક મહત્ત્વને મલિન કરી નાખ્યું છે. આ વાર્ત્તાને સર્વ જનો જાણતા હોવાથી એ વિશેના વિશેષ ઉલ્લેખની આવશ્યકતા હોય, એવી મારી ધારણા નથી; પરંતુ પરિસ્થિતિને વશ થવાથી કોઇથી એ દુષ્ટ રોશન વિશે કાંઈ પણ બોલી શકાતું નથી. અર્થાત્ જો આ ઉત્સવના કાર્યમાં આપણે આવી રીતે બાધા કરીશું, તો આપણ સર્વને બાદશાહના કોપભાજન થવું પડશે, એ તો નિર્વિવાદ છે; અને

એથી વિરુદ્ધ જો આપણે આ ઉત્સવના કાર્યમાં આપણી સમ્મતિ દર્શાવીશું, તો પછી તેના કોપમાત્ર થવાનો આપણામાટે લેશમાત્ર પણ ભય કિંવા સંભવ રહેશે નહિ વળી અત્યારે દિલ્લીમાં સિંહાસનને મેળવવાની પ્રાતસ્પર્ધાના યોગે શાહજહાન બાદશાહના શાહજાદાઓ મધ્યે વિગ્રહ વિવાદ જાગી ઊઠ્યો છે અને તે કારણથી વૃદ્ધ બાદશાહનું હૃદય પણ પીડિત તથા ઉદ્વિગ્ન રહ્યા કરે છે, અર્થાત્ અત્યારે જ્યાં દૃષ્ટિ નાખો ત્યાં અગ્નિ પ્રજળેલો દેખાય છે અને ભારતવર્ષના લોકો દયાજનક અવસ્થામાં આવી પડ્યા છે. એટલામાટે આવા કટાકટીના સમયમાં જો કોઈ પણ પ્રકારનો અયોગ્ય વ્યવહાર કરશે, તો તેના જ સ્વાર્થની હાનિ થવાનો સંભવ છે, તેના એ અયોગ્ય વ્યવહારથી તેના પોતાના અનિષ્ટ વિના તેને અન્ય કોઈ પણ પ્રકારનો ઇષ્ટ લાભ થાય તેમ નથી જ. એટલામાટે મારી તો એ જ ઇચ્છા છે કે, આ કાર્યમાં આપણે કેવળ દૈવમાં વિશ્વાસ રાખીને આપણી પત્ની તથા કન્યા આદિ કુલકામિનીઓને ખુશરોજના ઉત્સવમાં મોકલવી તો ખરી જ."

યુગલકિશોરે નિ સ્તબ્ધ થઈ તે સર્વજનોના અભિપ્રાયોની પોતાના મનમાં સમાલોચના કરીને કેટલીકવાર પછી પોતાના અભિપ્રાયને દર્શાવીને કહ્યું કે –"આપની આ સુંદર યુક્તિનો જ અમે સ્વીકાર કરીએ છીએ."

કિન્તુ વીરભૂમિના જમીનદાર કિરણરાયે સર્વના બોલી રહ્યા પછી અંતમાં અત્યંત ગંભીર અને સુદૃઢ સ્વરથી કહ્યું કે –"મારો અભિપ્રાય આપ સર્વ મહાશયોના અભિપ્રાયોથી સર્વથા ભિન્ન અને વિરુદ્ધ છે. આપની જે પ્રમાણે ઇચ્છા હોય તે પ્રમાણે આપ વર્ત્તી શકો તેમ છે; પરંતુ મેં તો એ પ્રમાણે ન કરવાની અને ન વર્ત્તવાની જ દૃઢ પ્રતિજ્ઞા કરેલી છે. મારા પરિવારમાંની કોઈ પણ અબળાને હું રાજમહાલમાં જવા દેવાનો નથી, અને એના યોગે મારું જે કાંઈ પણ શોચનીય પરિણામ થવાનો સંભવ છે, તેના ફળાફળને ભોગવવામાટે હું સર્વ પ્રકારે તૈયાર થઈને જ બેઠો છું"

જો એ સમયે એ સ્થાનમાં વજ્રનો પાત થયો હોત અને તે વજ્રાગ્નિના યોગે એ ભવન સળગી ઊઠ્યું હોત, તોપણ એ ભવનમાંના એ પુરુષોએ ત્યાંથી જરા પણ ખસવાની ચેષ્ટા કરી હોત કે નહિ, એની શંકા જ છે અત્યાર પૂર્વે સર્વજનો કિરણરાયના શિરપર ભીરુતાનો અપવાદ મૂકીને તેના સંબંધમાં કાનાફૂસી કરતા હતા, પરંતુ હવે પ્રત્યક્ષ તેમના જોવામાં આવી ગયું કે, કિરણરાયનું નિર્ભયત્વ અને સાહસ તેમના નિર્ભયત્વ તથા સાહસ કરતાં હજાર વાર અધિક હતું. જો કિરણરાય બંગે-

શ્વરના એક પ્રધાન કર્મચારી સમક્ષ આવી અશ્રુતપૂર્વ સ્વતંત્રતાના ભાવથી પોતાના અભિપ્રાયને વ્યક્ત કરી શક્યો હતો અને પોતાના આ સાહસના શોચનીય પરિણામને જાણવા છતાં લેશમાત્ર પણ શંકિત કે વિચલિત થયો નહોતો, એથી સ્પષ્ટ જણાતું હતું કે, તેની સાહસિકતા અવશ્ય અપરિમેય અને અલૌકિક જ હોવી જોઈએ.

---

## પંચમ પરિચ્છેદ

### વીરકન્યા પ્રભાવતી

કિરણચંદ્રરાય મહાશય ગંભીર માનસિક ઉત્તેજનાને લઈને મધ્યનિશાના સમયમાં પોતાના ઢાકામાંના મહાલયમાં પાછો આવી પહોંચ્યો. ઢાકા બંગાળાની પુરાતન રાજધાની હોવાથી અનેક જમીનદારોએ સ્થાયિ નિવાસમાટે ઢાકામાં પોતાનાં ઉત્તમ ગૃહો અને મંદિરો બનાવ્યાં હતાં. આગળ એકવાર શુજાના અનાચારના કારણથી તેઓ ઢાકાને છોડીને ચાલ્યા ગયા હતા, પરંતુ અત્યારે હવે શાહ શુજાનો ઢાકામાં સ્થાયિ નિવાસ ન હોવાથી તેમનો એ ભય ચાલ્યો ગયો હતો. શાહ શુજાએ હવે તો રાજમહલને જ પોતાની રાજધાનીનું નગર બનાવ્યું હતું અને તેથી ઘણીકવાર અમુક કારણોના યોગે કિરણરાયને ઢાકામાં જ રહેવું પડતું હતું.

નિશાનો બે પ્રહર જેટલો સમય વ્યતીત થઈ ગયો હતો. એવા સમયમાં કિરણરાય ઉદ્વિગ્ન ચિત્તથી પોતાના આવાસમાં આવી લાગ્યો અને એ વેળાએ જાણે બાહ્ય જગતમાં વિસ્તરેલા અંધકારની છાયા તેના ભવિષ્યમાં અત્યંત ગંભીરભાવથી પ્રતિફલિત થયેલી હોયની! એવો જ તેના મુખમંડળને જોવાથી ભાસ થતો હતો. તેણે પોતાના મનમાં અનેક પ્રકારના વિચારો અને તર્ક વિતર્કોસહિત અંતઃપુરમાં પ્રવેશ કર્યો અને એક કક્ષદ્વારપર હસ્તનો આઘાત કરીને મૃદુસ્વરથી કહ્યું કે;–"મા પ્રભા! તું શું અત્યારસુધી નિદ્રાવશ નથી થઈ અને મારા આવવાની વાટ જોઈને જાગતી જ બેઠી છે? તારા ઓરડામાં અદ્યાપિ દીવો બળ્યા જ કરે છે કે શું?"

પ્રભા પોતાના પિતાના સ્નેહમય કંઠસ્વરને સાંભળી આનંદ સહિત દ્વાર ખોલીને બહાર નીકળી આવી અને કહેવા લાગી કે;–"પિતાજી! અત્યારસુધી અતિશય પ્રયત્ન કરવા છતાં પણ હું નિદ્રાવશ થઈ શકી નથી. તમો બહાર ક્યાંક ગયેલા હો અને મને શાંત નિદ્રા આવે, એમ બની જ કેમ શકે, પિતાજી? તમારી મંત્રણાનું શું પરિણામ આવ્યું છે, તે સાંભળવામાટે મારું હૃદય અતિશય આતુર થઈ રહ્યું છે અને એ

ચિંતાથી જ મારાં નયનોને નિદ્રાનો સ્પર્શ થયો નથી; અને તેથી મનને ભયમુક્ત તથા ચિંતામુક્ત કરવામાટે દીવાને સળગતો રાખીને હું અત્યાર સુધી મહાભારતનું વાંચન કરતી જાગતી બેસી રહી છું. પરંતુ પિતાજી, સર્વનો પરામર્શના અંતે શો વિચાર સ્થિર થયો છે અને અમોને રાજમહેલમાં જવું પડશે કે કેમ, એ કૃપા કરીને જણાવશો ?"

કિરણરાય પોતાની સ્નેહમયી કન્યાના આટલા બધા ઔત્સુક્યયુક્ત પ્રશ્નોના ઉત્તરો ન આપી શકવાથી મૃદુ હાસ્ય કરીને કહેવા લાગ્યો કે;– "બહેન, પ્રથમ તો અત્યારે મને જરા વિશ્રામ કરવા દે; એટલે પછી હું તને ત્યાંનો સર્વ વૃત્તાંત કહી સંભળાવીશ."

અહીં વાંચકોને પ્રભાવતીનો કાંઇક વિશેષ પરિચય આપવાની આવશ્યકતા છે. પ્રભાવતી કિરણચંદ્રરાય જમીનદાર મહાશયની એક માત્ર સંતતિ હતી અને તેથી પોતાના પિતાની અતુલ સંપત્તિની પણ તે એક માત્ર જ ઉત્તરાધિકારિણી હતી. પ્રભાવતીના જન્મપૂર્વે તેના બે બંધુઓ આસ્તત્વ ધરાવતા હતા, પરંતુ તેમનામાંનો એક ભ્રાતા આઠ વર્ષનો થઇને સ્વર્ગવાસી થયો હતો અને બીજો સહોદર દશ વર્ષના વયમાં જ આ અસાર સંસારને સદાનેમાટે ત્યાગી ગયો હતો. તેમ જ વળી પ્રભાવતી માતૃહીના–નમાયી–હતી; કારણ કે, તેના બે સહોદરોના સ્વર્ગવાસ પછી તેની જનની પુત્રોના શોકથી અસાધ્ય રોગને વશ થઇને તે રોગમાં ને રોગમાં જ મૃત્યુને વશ થઈ ગઈ હતી. માતાના મરણના સમયમાં પ્રભાની અવસ્થા માત્ર ત્રણ વર્ષની જ હતી અને તેથી તેની એક માસીએ કિરણરાયના ગૃહમાં નિવાસ કરીને એ માતૃહીના બાલિકાનું લાલનપાલન કર્યું હતું.

પ્રભા સકલ સૌન્દર્યનો આધાર હતી અને તેનું લાવણ્ય એવું તો અનુપમ અને અલૌકિક હતું કે, તેના રૂપરાશિને પારસ્ફુટ કરવાના કાર્યમાં સુનિપુણ ચિત્રકારની લેખિની પણ અસમર્થ થઈ જતી હતી. તેનાં પ્રશાંત તથા કમનીય મુખમંડળમાં પ્રભાત કમળનું સુનિર્મલ સૌન્દર્ય સ્ફુટ થયેલું હતું; તેમ જ તેના મુખમંડળમાં પવિત્રતા પણ આરક્ત તથા શુભ્રતર સ્વરૂપમાં વિરાજેલી દેખાતી હતી. તેના હૃદયમાં સ્નેહ, દયા, મમતા, સર્વ જીવો પ્રતિની સ્નેહભાવના અને આત્મજ્ઞાન આદિ ગુણોએ મિત્રતાના ભાવથી એકત્ર નિવાસ કરેલો હતો. વિધાતાએ બાહ્ય તથા આભ્યંતર સૌન્દર્યના ચરમ ઉત્કર્ષને દર્શાવવામાટે જ જાણે એકાંતમાં બેસીને એ અનિંદ્ય સુંદરી પ્રભાની સર્વસૌન્દર્યપરિપૂર્ણ મૂર્ત્તિની રચના કરી હોયની ! એવો જ સર્વને ભાસ થતો હતો.

પ્રભાવતી બાલ્યકાળથી જ માતૃહીના હોવાથી પોતાના વૃદ્ધ પિતાની અતિશય સ્નેહપાત્રી અને લાડકવાયી પુત્રી હતી. આપણી નવલ-

કથાના કાળમાં તેની અવસ્થા ચૌદથી પંદર વર્ષની હતી. તે સમયમાં એક બંગાળી ગૃહસ્થના ગૃહમાં આટલી મોટી કન્યા અવિવાહિતા અવસ્થામાં જ બેસી રહે, એ સર્વથા અશક્ય અને અસંભવનીય જ હતું, કિન્તુ જ્યાં ઉપાય જ ન હોય ત્યાં શું કરી શકાય વારુ? કિરણરાય પોતે ગૃહ–જામાતા (ઘર જમાઈ)નો પક્ષપાતી અને ઇચ્છુક હતો, પરતુ અત્યાર સુધીમા એક પણ સર્વાંગસુંદર અને ગુણવાન્ હોય, તેવો પોતાની પુત્રીમાટેનો યોગ્ય વર તેના જોવામાં આવ્યો નહોતો, એટલે કે, જે વરો તેના જોવામા આવ્યા હતા, તેમનામાનો એક પણ યુવક તેની ઇચ્છા પ્રમાણેનો નહોતો મળી શક્યો. આ કારણથી જ પ્રભાવતીના વિવાહકાર્યમાં આટલો વિલંબ થઈ ગયો હતો. અર્થાત્ પોતાની એક માત્ર સ્નેહમયી કન્યાને પોતાના નયનોથી દૂર કરવાની કિરણચંદ્ર રાયની લેશમાત્ર પણ ઇચ્છા નહોતી અને તેટલામાટે જ કોઈ પણ વર તેને પસંદ પડતો નહોતો.

એ જ સ્નેહમયી સુતા પ્રભાવતીએ અત્યારે યત્નપૂર્વક નાનાવિધ રસના તૃપ્તિકર અને રુચિકર ખાદ્ય પદાર્થોને ગોઠવીને રૂપાની એક થાળીમા તૈયાર રાખ્યા હતા, કારણ કે, જો પ્રભાવતી પાસે બેસીને ન ખવડાવે, તો રાયમહાશયથી ભોજન પણ કરી શકાતુ નહોતુ. અર્થાત્ તે ભોજન કરવામાટે બેઠો અને પ્રભાવતી એક વીજનને પોતાના કોમળ હસ્તમાં લઇને પિતાને ધીમે ધીમે વાયુ ઢોળવા લાગી.

જેના હૃદયમા દારુણ દુશ્ચિંતાનો નિવાસ થયેલો હોય, તેના મુખમાં ભોજનની રુચિનો સભવ ક્યાથી હોઈ શકે વારુ? અર્થાત્ કિરણરાયના થાળમાંના ખાદ્ય પદાર્થો હતા તેવા રૂપમા જ પડી રહ્યા અને તત્કાળ હાથ ધોઇને તેણે તામ્બૂલભક્ષણનો આરંભ કરી દીધો. પ્રભાવતીએ પિતાને ઉદ્દેશીને કહ્યુ કે,–

"પિતાજી! હું અદ્યાપિ અલ્પવયસ્કા હોવાથી સંસારજ્ઞાનથી શૂન્ય હોવા છતા પણ મારા દિવ્ય ચક્ષુથી જોઈ શકું છુ કે, અત્યારે કોઈ મહા દારુણ દુશ્ચિન્તા આપના હૃદયને વ્યથિત કરી રહી છે. અર્થાત્ જો એ ચિન્તા આજની ઘટનામાંથી ઉત્પન્ન થયેલી હોય, તો તો હુ પણ તેનો પ્રતિકાર કરીશ! કારણ કે, તમારાથી પૂર્વે જ એ ચિન્તાના પ્રતિકારના ઉપાયને મેં મારા મનમા સ્થિર કરી રાખ્યો છે!"

"બ્હેન! તુ એનો પ્રતિકાર કેવી રીતે કરી શકીશ? તારી એવી તે શી શક્તિ કે, તુ તારા પિતાની આવી દારુણ દુશ્ચિંતાના ભારનુ નિવારણ કરી શકે! પુત્રી! કેવળ તારામાટે જ મારા હૃદયમા આ અસહ્ય ચિંતાનો ભાર આવી પડ્યો છે, એ તુ કદાચિત્ જાણતી નહિ હોય!" કિરણરાયે મલિન મુદ્રાથી કહ્યુ

"પિતાજી ! તમો ગુપ્તસભામાં ગયા, તેની પૂર્વે જ મેં એ ચિન્તાના નિવારણનો મારા મનમા એક ઉપાય સ્થિર કરી રાખ્યો છે. હું તમારી એક બુદ્ધિહીના અને દીન કન્યા છુ, છતાં તમારી ગુપ્તસભામાં પરામર્શના અંતે શું સ્થિર થશે અને સભાસદો કેવા પ્રકારના નિર્ણયપર આવશે, એ મેં મારી કલ્પનાની સહાયતાથી પ્રથમથી જ જાણી લીધુ હતુ. પિતાજી ! હું તમારી કન્યા છુ અને તેથી હું તમારા મનના ભાવને અનુભવથી જાણી શકુ છુ" પ્રભાવતીએ નમ્રતાથી પોતાની તીક્ષ્ણ બુદ્ધિમત્તાનો પરિચય કરાવ્યો.

"ત્યારે પ્રભા ! કહે જોઇએ કે, અમારી ગુપ્તસભા કયા અને કેવા પ્રકારના નિર્ણયપર આવેલી હોવી જોઇએ ?" કિરણરાયે આશ્ચર્યચકિત મુદ્રાથી એ પ્રમાણેનો પ્રશ્ન પૂછ્યો.

"સર્વ સભાસદોએ બાદશાહના નિમત્રણને માન આપવાનો નિશ્ચય કર્યો છે, પરતુ કેવળ તમો એકલા જ તેમના મતનો પ્રતિવાદ કરીને અહીં આવ્યા છો !" પ્રભાવતીએ યોગ્ય ઉત્તર આપી દીધુ.

એ તો વાંચકો જાણે જ છે કે, કિરણરાયે અત્યાર સૂધી પોતાની કન્યા પ્રભાવતીને જમીનદારોની ગુપ્તસભાનો કશોય વૃત્તાત સમજાવ્યો નહોતો અને તેથી પ્રભાવતીની આવી તીક્ષ્ણ પ્રભાને જોઇને તે વૃદ્ધ પિતા અત્યત આશ્ચર્યચકિત થઈ ગયો. તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે,–"આ બાલિકા આવી અમાનુષી શક્તિ ધરાવનારી છે, એ તો આજે જ મારા જાણવામા આવ્યુ !"

પ્રભાવતી પોતાના પિતાના મનોગત ભાવને જાણીને ધીમે ધીમે કોમળ કંઠથી કહેવા લાગી કે,–"પિતાજી ! હુ એક તુચ્છ પ્રાણી છુ અને મારો આ મેદમાસમય દેહ આપનાથી જ ઉત્પન્ન થયેલો છે, એટલામાટે આપના કલ્યાણની જો હું સદા સર્વદા ઇચ્છા રાખુ તો તે સ્વાભાવિક જ છે. પિતાજી ! આપ એ તો નિશ્ચયપૂર્વક જાણી રાખજો કે, જો આપ સમ્રાટ્‌પુત્રના પ્રસ્તાવથી વિરુદ્ધ વર્ત્તશો, તો એ વિરુદ્ધતાના યોગે આપ કોઈ ઘોર આપત્તિમાં આવી પડશો. જે આપત્તિના ભયથી આપ આટલા બધા શોકાતુર અને ઉદ્વિગ્ન થયેલા છો, તે આપત્તિ આમ કરવાથી તો અવશ્ય આવીને ઉભી જ રહેવાની ! પિતાજી ! એટલામાટે જરા મારી વાર્તા સાંભળી લ્યો અને આપની આ સ્નેહમયી તથા પ્રાણોપમા કન્યાના વચનને માન્ય રાખો–અર્થાત્ મને શાહ શુજાના દરબારમા નિશ્ચિત ચિત્તથી મોકલી આપો જ્યારે ત્યા સર્વ કુલકામિનીઓ જાય છે, તો પછી મારે ત્યાં શામાટે ન જવુ વારુ ? ત્યાં ગયા પછી મારે જે કાંઈ પણ કરવાનું છે, તે હું પોતે જ કરી લઇશ. જો એ ઉત્સવના પ્રસગે

અત્યાચાર કરવાનો જ શુજાનો ઉદ્દેશ હશે, તોપણ હું કાંઈક એવો ચમત્કાર કરી બતાવીશ કે જેના યોગે સમસ્ત બંગદેશમાં ચિરકાલને માટે એવા પ્રકારના અત્યાચારોનો માર્ગ બંધ જ થઈ જશે!"

કિરણરાયે નિઃસ્તબ્ધતાથી કન્યાના ભાષણને સાંભળી લીધું, પરંતુ પ્રભાવતીના અંતિમ ઉદ્દ્ગારના મર્મને તે સમજી શક્યો નહિ. એટલામાટે તે ચિંતાના ભાવથી કહેવા લાગ્યો કે;–"પ્રભા! તારા મનનો ઉદ્દેશ શો છે, તે હું સમજી શકતો નથી. હું જ્યારે તને આ ભીષણ પ્રસંગમાંથી ઉગારવાની ચેષ્ટા કરી રહ્યો છું, ત્યારે તું પોતાની ઇચ્છાથી જ તે પ્રસંગમાં જઈ પડવાની તૈયારી કરી રહી છે, એ જોઇને મને અતિશય આશ્ચર્ય થાય છે! તું અદ્યાપિ એક અલ્પવયસ્કા બાલિકા છે અને સંસારના જ્ઞાનથી અનભિજ્ઞ હોવાથી બોધશૂન્ય છે, તેથી જ આવા પ્રકારના ઉદ્દ્ગાર કાઢે છે. પિતાનું સ્નેહમય મંદિર અને ઉચ્છૃંખલ વૃત્તિના શાહજાદા શુજાનું વિલાસસાધનસંપન્ન રતિતાંડવલીલામય અંતઃપુર, એ બે સર્વથા ભિન્ન સ્થાનો છે! તું એક બાલિકાહૃદયની ઉત્તેજનાને વશ થઇને જ આ કાર્યમાં પ્રવૃત્ત થવાને તૈયાર થઈ છે. કદાચિત્ આવા પ્રકારના ક્ષેત્રમાં ઉપસ્થિત થવાથી કોઈ એવો દુર્ઘટ પ્રસંગ પણ આવી લાગવાનો સંભવ છે કે, તે પ્રસંગ ઉપસ્થિત થતાં તેના નિવારણના ઉપાયને વિચારવા માત્રનો પણ અવસર તને મળી શકશે નહિ અને આપણો સર્વનાશ થઈ જશે!"

પ્રભાવતી અતિધીરતાના ભાવને દર્શાવતી કહેવા લાગી કે;–"નહિ, પિતાજી! આ મારા બાલિકાહૃદયની ઉત્તેજના નથી, કિન્તુ એક યોગ્ય વિચારણા છે; પરંતુ જ્યાંસુધી હું એ સર્વ કથા આપને સ્પષ્ટ કરીને સંભળાવીશ નહિ, ત્યાંસુધી એનું રહસ્ય આપના સમજવામાં આવી શકે તેમ નથી. શુજાના મૃત્યુનું સાધન મારા હાથમાં જ છે. પિતાજી! આજથી બે વર્ષપૂર્વેની ઘટનાનું જરા આપ સ્મરણ કરી જુઓ. જ્યારે દુરાચારી શુજા આપને પરિવારસહિત લઈ ગયો હતો, ઢાકામાં આપને નજરકેદ કરી રાખ્યા હતા અને તે સમયે હું પણ આપની સાથે જ હતી, એ સર્વ ઘટનાનું આપને સ્મરણ છે ખરું કે નહિ?"

"શુજાએ આપણને તેના પોતાના ઓરડાની પાસેના જ એક નિર્જન મહાલયમાં અટકમાં રાખ્યાં હતાં, એ ઘટનાને હું લેશમાત્ર પણ ભૂલી ગયો નથી." કિરણરાયે મુખમંડળમાં કિંચિત્ કોપની છટાને લાવીને કહ્યું.

"તે જ કાળમાં એક દિવસ ગંભીર નિશીથ–મધ્ય નિશા–ના સમયમાં પિતૃદ્રોહી સમ્રાટ્પુત્ર પોતાના મંત્રિજનો સાથે જે ભયાનક મંત્રણા

કરવામાં લીન થયેલો હતો, તે ભયાનક મંત્રણાનું મેં આદિથી અંતપર્યન્ત શ્રવણ કર્યું હતું અને તેથી તેના એ કૌટિલ્યને હું સારીરીતે જાણું છું. તે દુષ્ટ શુજા તે વેળાએ સમ્રાટ્‌ના જીવનની સંકટમયી અવસ્થામાં,–કારણ કે, તે સમયે સમ્રાટ્ શાહજહાન અતિશય પીડાગ્રસ્ત અવસ્થામાં હતો,– પોતાના ભ્રાતાઓને વિદ્રોહના માર્ગમાં પ્રેરીને સમ્રાટ્‌ને વિષ આપીને મરાવી નાખવામાટેની મંત્રણા કરી રહ્યો હતો. શાહ શુજાએ એના સંબંધમાં તેના ભ્રાતા ઔરંગજેબને તેમ જ તેના આગરામાંના પ્રધાન ગુપ્તચર (જાસૂસ) મુઅજ્જિજખાંને જે પત્ર લખ્યાં હતાં, તે પત્ર ઈશ્વરની કૃપાથી અચાનક મારા હાથમાં આવી પડ્યાં છે! એ બે પત્રોને શાહ શુજા કેટલાંક અનિવાર્ય કારણોથી અનુક્રમે દિલ્હીમાં મુઅજ્જિજખાંપર તેમ જ દક્ષિણમાં ઔરંગઝેબપર મોકલી શક્યો નહોતો." પ્રભાવતીએ કેટલાક ભેદનો સ્ફોટ કરી બતાવ્યો.

"પરંતુ એ પત્રો તારા હાથમાં કેવી રીતે અને કેમ કરીને આવ્યાં વારુ?" કિરણરાયે અતિશય વિસ્મયાપન્ન ભાવથી પૂછ્યું.

એના ઉત્તરમાં પ્રભાવતી ગંભીરતાથી કહેવા લાગી કે;–"જે રાત્રે શાહ શુજા આકુલ વ્યાકુલ થઇને આગરા આવ્યો ગયો હતો, તે જ રાત્રે મેં કારાગૃહમાંથી પલાયનની ચેષ્ટા કરી હતી અને તેમ કરતાં એક નાનકડી ગલીમાં કેટલાક કાગળો પડેલા મને અચાનક મળી આવ્યા હતા; અને તેમની સાથે શુજાના નામવાળી એક મુદ્રિકા પણ હતી. તે મુદ્રિકાની સહાયતાથી જ મેં મુક્તિનો લાભ મેળવ્યો હતો; તેમ જ આપને પણ બંધનથી મુક્ત કરાવ્યા હતા. એવી રીતે અચાનક બંધનમુક્ત થવાથી આપના મનમાં અતિશય આશ્ચર્ય પણ થયું હતું; તથાપિ તે વેળાએ આ રહસ્ય મેં આપના જાણવામાં આવવા દીધું નહોતું; કારણ કે, તે વેળાએ એ રહસ્યથી આપને જાણીતા કરવાનું એવું કાંઈ કારણ પણ નહોતું. તે સમયે તો કેવળ મુક્તિને મેળવવાનો જ આપણો ઉદ્દેશ હતો. ત્યારપછી યોગ્ય અવસર આવતાં ફારસી ભાષામાં લખાયલાં તે પત્રો મેં આપણા દીવાનજી પાસેથી વંચાવી લીધાં હતાં અને તેમ કરતાં મારા જાણવામાં આવ્યું હતું કે, તે પત્રોની સાથે યુવરાજનાં સમ્રાટ્ વિરુદ્ધ વિદ્રોહને સૂચવનારાં પત્રો પણ હતાં. અર્થાત્ અત્યારે હવે તે પત્રોની સહાયતાથી મારી આપણા કાર્યને સિદ્ધ કરવાની ધારણા છે. જો શુજા રાજમહાલમાંના તેના અંતઃપુરમાં એકત્ર થયેલી રમણીઓમાંની કોઈ પણ રમણીપર કોઈ પણ પ્રકારના અત્યાચારની ચેષ્ટા કરશે, તો હું તત્કાળ તેના મૃત્યુબાણને ચલાવીશ અને તેનો સર્વનાશ કરી નાખીશ!"

કિરણરાયે સ્થિરતાથી પોતાની કન્યાની સમસ્ત કથા સાંભળી લીધી. અને પ્રભાવતીની કથાની સમાપ્તિ થતાં તે બાષ્પરુદ્ધ કંઠથી કહેવા લાગ્યો કે;-"બ્હેન ! તારા કથનનું રહસ્ય હવે યથાર્થ મારા જાણવામાં આવી ગયું છે. છતાં મને શંકા થાય છે કે, જો શાહ શુજા એ પત્રોથી ભયભીત ન થાય, અવિચારથી તારાપર કોઈ પ્રકારનો અત્યાચાર કરી બેસે અને તારા પવિત્ર કુમારીધર્મને કોઈ પણ પ્રકારે કલંકિત કરી નાખે, તો પછી તેનું પરિણામ શું થાય વારુ ? જો એમ થાય, તો તું શું એમ ધારે છે કે, પોતાના કુળના કલંકને-પોતાની કન્યાના કલંકને લઈને આ વૃદ્ધ કિરણરાય આ સંસારમાં જીવિત રહી શકશે ? નહિ, એમ તો કદાપિ બની શકે તેમ છે જ નહિ. એ કુલકલંકજન્ય અપમાન, રોષ અને ક્ષોભના પ્રતિશોધનો અવસર જો મને પ્રાપ્ત નહિ થાય, તો અવશ્ય મારે એ દારુણ મર્મજ્વાળાના કારણથી આત્મહત્યાનો આશ્રય જ લેવો પડશે !"

પિતાનાં આ વચનો સાંભળીને પ્રભાવતીના મુખમંડળે મલિનતાના ભાવને ધારણ કરી લીધો અને ત્યાર પછી તે એક દીર્ઘ નિશ્વાસ નાખીને કહેવા લાગી કેઃ-"પિતાજી ! આપ એ વિષયમાં નિશ્ચિન્ત રહેશો; કારણ કે, નારીસન્માનની રક્ષાનો ઉપાય મારા હાથમાં જ છે. મારો એક હિન્દુના ગૃહમાં જન્મ થયો છે અને તેથી પ્રાણ કરતાં પણ એક કુમારિકાના કૌમાર તથા વિવાહિતા વાનતાના સતીત્વનું મૂલ્ય અધિક હોય છે, એ હું સારી રીતે જાણું છું. પિતાજી ! હું મારા પ્રાણનું આનંદથી બલિદાન આપીશ, પણ મારી પવિત્રતાનું રક્ષણ કરીશ અને કરીશ જ, એ નિશ્ચયપૂર્વક માની લેશો."

એ પછી પણ પિતા અને પુત્રી વચ્ચે એ વિષયના સંબંધમાં અનેક પ્રકારની વાર્તાઓ ચાલી અને તેનું પરિણામ એ આવ્યું કે, અંતે કિરણરાયથી પોતાની પુત્રીના નિશ્ચયનો લેશમાત્ર પણ અસ્વીકાર કરી શકાયો નહિ અને સંમતિ આપવી જ પડી. કારણ કે, પ્રભાવતી જે હઠને સ્વીકારી લેતી હતી, તેને તે પ્રાણ જતાં પણ ત્યાગતી નહોતી, એ પ્રભાવતીના સ્વભાવને તે સારી રીતે જાણતો હતો. પ્રભાવતી એક અત્યંત તીક્ષ્ણ બુદ્ધિશાલિની બાળા હતી અને તેથી અનેકવાર જમીનદારીના સંબંધમાં જ્યારે પણ કોઈ કઠિન પ્રસંગ આવીને ઉપસ્થિત થતો હતો, ત્યારે કિરણરાય જે કાર્ય કરતો હતો, તે પ્રભાવતીની મન્ત્રણા લઈને જ કરતો હતો. બુદ્ધિમતી પ્રભાવતીએ એકવાર તો તેનો કોઈ એક મહાદારુણ વિપત્તિના પ્રસંગમાંથી ઉદ્ધાર કર્યો હતો અને તે ઘટનાને કિરણરાય અદ્યાપિ ભૂલી ગયો નહોતો. આ કારણથી જો અત્યારે પણ તે

દારુણ પ્રસંગમાંથી પોતાના કાર્યને સિદ્ધ કરીને નિષ્કલંક પાછી આવે, તો તે તેનામાટે અશક્ય કિંવા અસંભવનીય તો નહોતું જ, એવો કિરણરાયનો દૃઢ નિશ્ચય હતો. રૂપના ગૌરવમાં તેમ જ પવિત્રતાના ગર્વમાં પ્રભા એક અદ્વિતીય કુમારિકા હતી દેવતામાં તેનો અગાધ ભક્તિભાવ હતો અને તે એટલી સીમા પર્યન્ત કે, ઘણીકવાર એકાંતમાં બેસીને તેને નલિનનયનમાંથી અશ્રુનો સ્રોત વહેવડાવતી કિરણરાયે પોતે પણ જોઈ હતી, ભક્તિમાં લીન થએલી પ્રભાવતી અનેકવાર પોતાનાં નેત્રોમાંથી અજસ્ર અશ્રુપ્રવાહને વહેવડાવતી હતી અને દેવતાના ગુણગાનમાં તલ્લીન થઈ જતી હતી સતીકુલશિરોમણિ મહાકાલપત્ની મહાકાલી જ તેનો આ વિષમ સાગરમાંથી ઉદ્ધાર કરશે, એવો તેનો દૃઢ નિશ્ચય હતો અને એ સર્વ વિચારોથી જ કિરણરાય પોતાની પુત્રીની પાવિત્ર્યરક્ષાની ચિંતાથી મુક્ત થયો હતો. તેણે પ્રભાવતીના પાવિત્ર્યરક્ષણનો ભાર સર્વથા મહાકાલીના શિરપર જ નાખી દીધો હતો.

## ષષ્ઠ પરિચ્છેદ

### મહાકાળીના મંદિરમાં

તે જ દિવસે રાત્રિના સમયમાં દારુણ દુશ્ચિંતાના યોગે પ્રભાવતીનાં નયનોને નિદ્રાનો એક ક્ષણ માત્રનેમાટે પણ સ્પર્શ થઈ શક્યો નહિ અને તેથી તેનો નિશાકાળ નાના પ્રકારની ઉત્કટ ચિંતામાં જ વીતી ગયો. દ્વિતીય દિવસના પ્રાતઃકાળમાં શય્યાનો પરિત્યાગ કરી, સ્નાન આદિથી શુદ્ધ થઈ, ચંદનકુંકુમાગુરુથી પરિલિપ્ત થઇને તથા પટ્ટવસ્ત્રોને પરિધાન કરીને, ધૂપ દીપ માલા ચંદન તથા પુષ્પ આદિ સામગ્રીને લઇને પ્રભાવતી તેના ગૃહમાં જ જે મહાકાલીનું મંદિર હતું, તે મંદિરમાં મહાકાલીની પૂજામાટે આવીને ઉપસ્થિત થઈ

તે સુંદરી કિશોરીએ દેવી સમક્ષ બેસી અંજલિ ભરીને મહાકાલીનાં કોકનદલાંછિત ચરણમાં પુષ્પાદિ સાધનોને સમર્પિત કર્યાં ત્યાર પછી જોડેલા હાથ, ઊર્ધ્વ મુખ અને લીન હૃદયથી ભવાનીની મૂર્તિને અનુલક્ષીને તે કહેવા લાગી કે,–'હે જગજ્જનની માતા! હું બાલ્યકાળથી જ મારા આ હસ્તોથી તારી આ પ્રતિમાને અને તારા આ રાજીવચરણોને ચંદન આદિના લેપનથી સુશોભિત કરતી આવી છું અને બાલ્યકાળથી જ તારા મંદિરની ભૂમિને સ્વચ્છ કરવાનું હું શીખી છું, એ સર્વ તારા જાણવામાં તો છે જ, અને એટલામાટે જ્યારે પણ મારા મનમાં કોઈ પ્રકારની યાતનાનો ઉદ્ભવ થાય છે, ત્યારે હું તે તને જ આવીને જણાવું છું હું એક માતાના બાલિકા હોવાથી આજસુધી તને જ માતાના

નામથી બોલાવીને હૃદયશાંતિના લાભને મેં મેળવ્યો છે. માટે માતા, અત્યારે પણ મારી પ્રતિષ્ઠા તથા પવિત્રતાની રક્ષા તારે જ કરવાની છે. હું અત્યારે એકલી જ આત્મસમર્પણ કરવાને જાઉં છું; માતા! તું પણ ગૌરીરૂપે કુમારી-મૂર્તિ છે અને તેટલામાટે માતા! તું સંભાળ રાખજે કે, મારા ધર્મ અને નારીસન્માનમાં કોઈ પણ પ્રકારનો કર્યાક અયોગ્ય આઘાત ન થઈ જાય!!"

પ્રભાવતી ભક્તિના ભારથી પ્રણત થઇને દેવી સમક્ષ અશ્રુ વિસર્જન કરવા લાગી અને ત્યારપછી મૃદુ તથા ગંભીર સ્વરથી નિમ્નલિખિત દેવી-સ્તોત્રોનો તેણે ઉચ્ચાર કર્યો;-

"करालवदना काली, कामिनी कमलाकला ।
क्रियावती विशालाक्षी, कामाख्या कामसुन्दरी ॥
कपाला च कराला च काली कात्यायनी तथा ।
कंकाला कालदमना, करुणा कमलार्चिता ॥
कादम्बरी कालहरा, कौतुकी कारणप्रिया ॥
कृष्णा कृष्णप्रिया कृष्ण-पूजिता कृष्णवल्लभा ॥
कुमारी पूजनरता, कुमारीगणसेविता ।
कुलीना कुलधर्मज्ञा, कुलभीतिविमार्दनी ॥
मुंडमाळा महातंत्रं महामंत्रस्य साधने ।
भक्त्या भगवती दुर्गा दु सदारिद्रयनाशिनीम् ॥
विनातंत्राद् विना मंत्राद् विनायन्त्रान्मदेश्वरि ।
न च भक्तिश्च मुक्तिश्च जायते वरवर्णिनी ॥
इदानीं मे मातस्तव यदि कृपानापि भविता ।
निरालम्बो लम्बोदरजननि कं यामि शरणम्?" ॥

દેવી જાણે એ અભાગિની બંગબાળાની મનોવ્યથાને જાણી ગઈ હોયની! અને મહાશક્તિનું હૃદય જાણે એ ભયચકિતા કુમારિકાના દુઃખથી પીગળી ગયું હોયની! તદ્વત્ દેવશક્તિની પ્રેરણાથી પ્રભાવતીનું હૃદય અચાનક એ સ્તોત્રના ઉચ્ચાર પછી તેજોમય થઈ ગયું. પ્રભાવતીના કોમળ હૃદયમાંથી ભય, સંકોચ અને આશંકા આદિ ભીરુતાની ભાવનાઓ શરત્કાળના મેઘ પ્રમાણે સર્વથા ક્ષણમાત્રમાં જ અદૃશ્ય થઈ ગઈ. પ્રભાવતીનાં નલિન નેત્રોમાંથી ભક્તિજન્ય અશ્રુનો અનવરોધ પ્રવાહ વહી નીકળ્યો, અને તે પ્રવાહ તેના આરક્ત કપોલપ્રદેશને આર્દ્ર કરતો મંદિરના તલભાગમાં પડવા લાગ્યો.

પ્રભાવતી કાલીની પ્રતિમાના મુખમંડળના અવલોકનમાં અનિમેષ નેત્રોથી લીન થઈ ગઈ અને એ સમયે માતાની મૂર્ત્તિ તેને હાસ્યમંડિતા

તથા સ્ફુરિતાધરા દેખાવા લાગી. જાણે માતાનાં ભ્રુકુટિભંગિમય નેત્રત્રય નિર્મળ સ્નેહધારાથી મંડિત થએલાં હોયની! એવો જ તે વિશુદ્ધ કુમારિકાને એ વેળાએ ભાસ થવા લાગ્યો; તે સુસ્મિત વદનકાંતિ તેને માતૃભાવથી અતિ પ્રસન્ન થયેલી દૃષ્ટિગોચર થવા લાગી. માતાની ગ્રીવામાં વિરાજતી મુંડમાલા જાણે પદ્મમાલાના રૂપમાં ફેરવાઈ ગઈ હોયની, એવો પ્રભાને સાક્ષાત્કાર થયો. જાણે માતા કાલી પોતાનાં અભયદાયક કરપદ્મોને તેના પ્રતિ પ્રસારીને હસ્તના સંકેતથી એમ જ કહેતી હોયની કે–"પ્રભા! તને ભીતિ શાની છે? તું કુમારિકા હોવાથી શક્તિના અંશરૂપ છે અને મારી સેવિકા છે, એટલે કોની શક્તિ છે કે, કોઈ તારા કુમારિધર્મનું અપમાન કરી શકે? તારી અભિલાષા અવશ્ય પૂર્ણ થશે અને તું નિષ્કલંક જ રહીશ!" એવો પ્રભાવતીને સંપૂર્ણ ભાસ થવા લાગ્યો.

પ્રભાવતીએ પ્રસન્ન મુખ, ભક્તિપૂર્ણ ભાવ અને એકનિષ્ઠાથી મહામાયાનાં ચરણોમાં પુનઃ એકવાર મસ્તક નમાવ્યું અને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને પુનઃ પોતાના કોમલ કંઠથી માતાની સ્તુતિ કરતી તે કહેવા લાગી કે;—

"नमामि सर्वमांगल्ये शिवे सर्वार्थसाधिके ।
शरण्ये त्र्यंबके गौरि नारायणि नमोऽस्तुते" ॥

એ ક્ષણે એ જ દેવમંદિરમાં કોઈના પ્રતિધ્વનિ સંભળાયો કે;—

"नमामि सर्वमांगल्ये शिवे सर्वार्थसाधिके" ।

પ્રભાવતી દેવીને અંતિમ પ્રણામ કરીને ઊઠવાની તૈયારીમાં જ હતી, એવામાં તેના સ્નેહી પિતા કાલીના મંદિરમાં આવી પહોંચ્યો. કિરણરાય સ્નેહપૂર્વક પોતાની પુત્રીને સંબોધીને કહેવા લાગ્યો કે;–"આ દિવસ શુભ દિવસ છે; કારણ કે, આજે સર્વસિદ્ધિ ત્રયોદશી છે, એટલે જો આજે જ અહીંથી પ્રયાણ કરવામાં આવે, તો પછી કોઈ પણ સંકટ આવવાનો સંભવ નથી. અહીંથી નીકળ્યા પછી રાજમહલમાં પહોંચતાં માર્ગમાં જ આપણને લગભગ પંદર દિવસનો કાળ લાગી જશે, એટલામાટે બહેન, તું હવે આજે જ પ્રયાણ કરવામાટે તૈયાર થઇ જા!"

પ્રભાવતીએ પિતાનાં ચરણોમાં મસ્તક નમાવીને કહ્યું કે;–પિતાજી! જુઓ, જગન્માતાએ મને પ્રસન્ન મુખથી રાજમહલમાં જવામાટેની આજ્ઞા આપી દીધી છે અને અત્યારે પણ જુઓ કે, માતા કેવી હસન્મુખી દેખાય છે!"

પિતા અને પુત્રી બન્નેએ મહાકાલીને પ્રણામ કર્યાં અને ત્યારપછી તેઓ ધીમે ધીમે મંદિરમાંથી બહાર નીકળીને પોતાના આવાસમાં આવી પહોંચ્યાં.

---

## સપ્તમ પરિચ્છેદ

### પ્રપંચજાળ વિસ્તાર

રાજમહલના ક્ષુદ્ર દુર્ગમાં આવેલા શાહ શુજાના અંતઃપુરના પ્રાંગણભાગને આજે નૂતનવેશથી સુસજ્જિત કરવામાં આવ્યો હતો. સિંહદ્વારથી લઇને એ પ્રાંગણ પર્યંત બન્ને બાજૂએ લાલ મખમલથી મંડિત કનાતોને ઊભી કરી દેવામાં આવી હતી; કનાતોના મધ્યમાંના દંડોની ઉપર બન્ને બાજૂએ એક એક પતાકા ચઢાવવામાં આવી હતી અને તે પ્રત્યેક પતાકાના શિરોભાગને પુષ્પમાળાથી વિભૂષિત કરવામાં આવ્યો હતો. જ્યાં કનાતો પૂરી થતી હતી ત્યાં એક ક્ષુદ્ર દ્વાર કરવામાં આવ્યું હતું અને તે દ્વાર પછી વળી પાછો એક પ્રાંગણભાગ આવતો હતો. પ્રવેશદ્વારથી આરંભીને અંત પર્યન્ત અસ્ત્રધારિણી તાતારીરમણીઓ તીક્ષ્ણ નગ્ન તલ્વારોને હસ્તમાં રાખી ઇતસ્તતઃ સંચાર અને ભ્રમણ કરતી જોવામાં આવતી હતી. અર્થાત્ એ અલ્પ વિસ્તારવાળા ક્ષુદ્ર પ્રાંગણની શોભા આજે અતિશય મનોરમા અને મનોહારિણી થએલી હતી. વચ્ચે વચ્ચે પ્રસ્તરમય વેદીસમૂહનું પણ નિર્માણ કરવામાં આવ્યો હતો અને તે વેદીઓને નાગકેશર, ચંપક તથા ગુલાબ આદિ પુષ્પગુચ્છોથી શૃંગારવામાં આવી હતી. વચ્ચે લતા પુષ્પમય અને સુરભિત મંજુકુંજકુટીરોની રચના પણ કરાવલી હતી અને તેમાં હીરામણિ, બપૈયા, ભીમરાજ તથા બુલબુલ આદિ પક્ષીઓને સ્વર્ણની શૃંખલાઓથી બદ્ધ કરીને રાખવામાં આવ્યાં હતાં કે જે પક્ષીઓ પોતાના મધુર કંઠના કૂજન તથા તાનવિતાનથી સર્વના મનોરંજનનું કાર્ય કરી રહ્યાં હતાં. કોઈ સ્થાનમાં પાંચ પંદર અંતઃપુરચારિણી રમણીઓ એકત્ર થઇને એકાદ ચંદરવાની નીચે એકતાનતાથી સારંગી, વીણા, સિતાર અને જલતરંગ આદિ વાદ્યયંત્રોને વગાડી કરતાલના સુમધુર તાલસહિત સંગીતના આલાપમાં નિમગ્ન થએલી દેખાતી હતી, તો વળી અન્ય સ્થાનમાં અન્ય અબળાઓ કોઈ બીજા પ્રકારના મનોરંજક વ્યવસાયમાં તલ્લીન થએલી જોવામાં આવતી હતી.

ખુશરોજના મેળાએ અત્યારે રૂપના હાટ અથવા તો સૌન્દર્યના બાજારના સ્વરૂપને જ ધારણ કરી લીધું હતું. શુજાના અંતઃપુરમાં વસનારી તેમ જ શુજાના દરબારમાંના અમીર ઉમરાવની પત્નીઓ તથા દુહિતાઓના યોગે પ્રાંગણનો બહુધા અર્ધ ભાગ તો ભરાઈ ગયો હતો તેમ જ બંગાળી પ્રતિષ્ઠિત જનોના પરિવારમાંની પણ અનેક પ્રમદાઓ ત્યાં આવેલી દૃષ્ટિગોચર થતી હતી. અનેક સ્વર્ગીય લાવણ્યમયી લલનાઓના

સમાગમથી પ્રાંગણભૂમિ અપૂર્વ રૂપજ્યોતિવડે પ્રકાશિત થએલી હોયની, એવો જ જોનારને ભાસ થતો હતો આ સમસ્ત દશ્યને જોતા એવો જ ભ્રમ થઈ જતો હતો કે, જાણે સૌન્દર્યદેવી જ સાક્ષાત્ ત્યા પધારીને એ ઉત્સવમડપની ચારે દિશામાં આનદભ્રમણ કરી રહી હોયની ! અને આવો ભ્રમ થાય એ સર્વથા સ્વાભાવિક જ હતુ

જેનામાં જુઓ તેનામાં સર્વથા ચચળતાનો જ નિવાસ જણાતો હતો, સ્થિરતાનો ત્યા સર્વત્ર અભાવ જ થઈ ગયો હતો. સર્વ વ્યક્તિઓ પોતપોતાના પણ્યદ્રવ્ય તથા સમયોચિત આલાપપરિચય આદિમાં જ વ્યસ્ત થએલી દેખાતી હતી. જે વ્યક્તિઓ એ ક્ષેત્રમાંના પ્રયોજનીય તથા આવશ્યકીય અદબઆદાબના વિધિથી સર્વથા અજ્ઞ હતી, તેઓ અન્ય વ્યક્તિઓના એ વિધિને ધ્યાનથી જોઈ લઈને રાજાના અત પુરમાના પ્રચલિત અદબના કાયદાનું અનુકરણ કરતી હતી

એ વિરાટ જનસમુદાયના મધ્યમા બે સુન્દરીઓ પ્રાગણપાર્શ્વ માના એક ક્ષુદ્ર લતાકુજમા ઊભી રહીને મૃદુ સ્વરથી કથોપકથન કરતી જોવામાં આવતી હતી. એમાંની એક સુન્દરીએ અન્ય સુદરીને ઉદ્દેશીને કહ્યુ કે,–"સખી ! તું મુસલ્માન જાતિની સુન્દરી છે અને હું એક હિન્દુ અબળા છુ, છતાં આ સ્થાનમા અત્યારે આપણા વચ્ચે હિન્દુ મુસલ્માનનો કશોય ભેદ રહ્યો નથી. મારો બ્રાહ્મણકુળમા અને શ્રેષ્ઠતમ હિન્દુગૃહમા જન્મ થએલો છે, છતા હું શાહજાદા શાહ શુજાની ઉપભોગ્યા થએલી છુ અને તેથી અત્યારે આપણા ઉભયનાં અદૃષ્ટ એક જ સૂત્રમા સધાયલાં છે. હવે જો તુ મારા હિતની કામના નહિ કરે, તો બીજુ કોણ કરશે વારુ ? તારા મનમા એ સાંભળીને કદાચિત્ આશ્ચર્ય થશે કે, આ ઉત્સવમાં હું આનદને ભોગવવામાટે અથવા મનોરજનમાટે આવી નથી; કિંતુ એક વ્યક્તિપાસેથી વૈરનો બદલો લેવામાટે એટલે કે, કેવળ ભયકર પ્રતિહિંસાના કાર્યમાટે જ મારું અત્યારે આ સ્થાનમા આગમન થએલુ છે. યુવરાજ આજના આ ઉત્સવમાં અમૃતનો લાભ લેશે અને હુ મારી પોતાની ઇચ્છાથી હલાહલના અશનને જ સ્વીકારીશ. અર્થાત્ આજે હું જે કાર્ય કરવાનું તને કહું તે તારે કરવુ જ પડશે. બોલ, શો વિચાર છે ?"

એના ઉત્તરમાં અન્ય અબળાએ જણાવ્યું કે,–"જુઓ, બેગમ ! તમે જે કાંઈ પણ આજ્ઞા આપશો, તે કાર્ય કરવાને હુ એકપગે તૈયાર છુ, પરતુ જો અત્યારપૂર્વની કોઈ પણ કથાને તમે મારાથી ગુપ્ત રાખવાની ચેષ્ટા કરશો, તો તમારી તે ચેષ્ટા મારી આગળ ચાલી શકશે નહિ. જ્યારે એક વિષયમા તમે મારામા વિશ્વાસ રાખો છો, તો પછી

તમારે સર્વ વિષયનો મારામાં વિશ્વાસ રાખવો જ જોઇએ. ત્યારે હવે કહો કે, આજે મારે તમારાપર જે ઉપકાર કરવાનો છે તે કયા વિષયમાં અને તેનું મૂળ કારણ શું છે વારુ?"

પ્રથમ સુન્દરી તેના આ ભાષણને સાંભળીને કહેવા લાગી કે;—"ભગિની! તારી એવી જ ઇચ્છા છે તો સાંભળ. મેં હૃદયની જે જ્વાલામયી કથાને ઉષ્ણ ધાતુસ્રાવ પ્રમાણે આ હૃદયમાં સંચિત કરી રાખી છે, તેના ઉચ્છ્વાસને જો અને અનુભવ. એ તો તું બહુધા જાણતી હોવી જ જોઇએ કે, હું પિતૃહીના અને નિરાશ્રિતા થવાથી જ મારી આ દુર્દશા થએલી છે. પરંતુ મારા પિતાના મૃત્યુનો પ્રધાન હેતુ કોણ હતો, તેનું નામ સાંભળવાની તારી ઇચ્છા છે ખરી કે? તે અન્ય કોઈ નહિ, પણ મહાપાપિષ્ટ જમીનદાર કિરણરાય જ હતો! નહિ તો મારામાટે શું નહોતું વારુ? સુખ અને ઐશ્વર્ય આદિ જે જોઇએ તે સર્વ હતું: પરંતુ એ દુષ્ટ કિરણરાયે તેમાં અગ્નિ મૂકીને તે મારા સુખને બાળીને ભસ્મીભૂત કરી નાખ્યું છે!!"

અલ્પ સમય વિશ્રામમાં વીતાડ્યા પછી પુનઃ તે આગળ વધીને કહેવા લાગી:—"કિરણરાયે અત્યારે જે વિશાળ જમીનદારીની પ્રાપ્તિ કરી છે અને જેના યોગે તે દરાના જેવો એક થઈ પડ્યો છે, તે જમીનદારી તેના જ્યેષ્ઠ ભ્રાતા કુમુદરાયની મેળવેલી હતી અને એ દુરાત્માએ ભીષણ પ્રપંચોદ્વારા પોતાના જ્યેષ્ઠ ભ્રાતાની સમસ્ત સંપત્તિને તેના મૃત્યુ પછી પોતાના અધિકારમાં કરી લીધી છે. મારા પિતાશ્રી એ કિરણરાયના જ્યેષ્ઠ ભ્રાતાના એક બાળ મિત્ર હતા અને મિત્રતાના સંબંધથી તેઓ કિરણરાયના દુષ્ટ સંકલ્પના વિરોધી થઈ ઉભા હતા, એટલામાટે મારા પિતાશ્રીપર કિરણરાય અતિશય કોપાયમાન થયો હતો. આ કારણથી નાના પ્રકારના પ્રપંચજાળને વિસ્તારીને તેણે અમારા સર્વસ્વનો અપહાર કરી લીધો અને અમને માર્ગમાંના ભટકતા ભિક્ષુક બનાવી દીધાં. માત્ર એટલું કરીને જ એ પાપાત્મા અટક્યો નહિ, પણ અંતે મારી એક વિધવા જ્યેષ્ઠ ભગિનીના સતીત્વનો નાશ કરાવીને તો એણે પોતાની દુષ્ટતાની પરિસીમા જ કરી બતાવી! અર્થાત્ હું મારાં માતા પિતાને અકાળે ગુમાવીને, દારુણ મનસ્તાપમાં પડી, માર્ગમાંની એક ભટકતી અને કંગાલ ભિક્ષુકા થઈ ગઈ અને અન્ય કોઈ ઉપાય ન હોવાથી યૌવનના બજારમાં બંગેશ્વર શાહ શુજા સમક્ષ આવીને મેં મારા આત્માનું વેચાણ કરી નાખ્યું! આ માર્ગનો મેં એટલામાટે જ સ્વીકાર કર્યો હતો કે પિતાની મરણશય્યામાં બેસીને મેં જે ભીષણ પ્રતિહિંસામાટેની પ્રતિજ્ઞા કરી છે, તે પ્રતિજ્ઞાની યુવરાજની સહાયતાથી કોઈ દિવસે કોઈ પણ

ઉપાયથી પૂર્તિ કરી નાખીને અને તે પગામાળે જે નિસતી _ દીર્ઘ ાળવી પ્રતીક્ષા વરી નહીં હતી તે દિવસ આજે આવી લાગ્યો છે !"

પુન થોડીવાર અટકીને તે પોતાના ભાષણમા આગળ વધીને બોલી કે,-"દીર્ઘ કાળના પ્રયત્ન પછી કિરણરાયની કન્યા પ્રભાવતીની એક છબિ મેળવવાને _ સમર્થ થઈ હતી કિરણરાયની કન્યા પરમરૂપવતી બાળા છે, એ તો સર્વ કોઈ જાણે છે. અર્થાત્ તેના રૂપને જોઇને મોટા મોટા મુનિવરોના મન પણ ચળી જવાનો જ્યા સભવ છે, ત્યા વાહ શુજા જેવો એક વિકારમૂર્તિ પુરુષ તેના રૂપને જોઇને મોહમુગ્ધ થઈ જાય, એમા તો આશ્ચર્ય જ શું હોઈ શકે વારુ? જે રૂપના કારણથી મારો પોતાનો સર્વનાશ થઈ ગયો છે, તે જ રૂપના કારણથી પ્રભાવતીનો પણ સર્વનાશ થવો શકય છે, એમ ધારીને જ હુ અત્યાર સૂધી યોગ્ય સમયના આગમનની પ્રતીક્ષા કરતી બેગી રહી હતી. તે યોગ્ય સમય અથવા સુયોગ આટલા દિવસ પછી આજે આવીને ઉપસ્થિત થયો છે, માતા કપાલિનીની કરુણાથી આજે મારી આશા સિદ્ધ થઈ છે, કારણ કે, પ્રભાવતીની તે છબિના દર્શનથી યુવરાજ શુજાના અત કરણમા ઘોર વિપ્લવનો આવિર્ભાવ થયો છે! દૈવના વ્યાપારને તો જો! કેવો વિલક્ષણ યોગાયોગ! યુવરાજે એ પ્રતિમાના દર્શનથી પૂર્વે પણ એક વાર-મહુ દિવસ પૂર્વે-અમુક પ્રસગના યોગે એ જ કિરણરાયની સુન્દરી કન્યા પ્રભાવતીના સૌન્દર્યની ઝાંખી કરી હતી અને એ મુગ્ધનાના કારણથી ઢાકાના રાજમન્દિરમા તેને પ્રતિબંધમા રાખીને તેના પિતાને નજર કેદમાં રાખ્યો હતો, પરતુ તે વેળાયે યુવરાજના કાર્યની કેટલાંક કારણોથી સિદ્ધિ થઈ શકી નહોતી પરતુ અત્યારે હવે એવો અવસર આવી લાગ્યો છે કે, એક જ કાંકરાથી બે પક્ષીઓને મારી શકાશે, એટલે કે, મારા ઉદ્દેશની સિદ્ધિ થશે અને તેની સાથે યુવરાજની રૂપતૃષ્ણાનું પણ નિવારણ થઈ જશે! હવે તો સર્વ કથા તારા જાણવામા આવી ખરી કે નહિ? અર્થાત્ હુ આવી રીતે જ પ્રભાવતીને ભ્રષ્ટ કરાવીને કિરણ રાય પાસેથી મારા પિતાના વૈરનો બદલો લેવા ઇચ્છુ છુ આ કારણથી જ યુવરાજ સમક્ષ પ્રભાવતીને મેં મારી બાલ્ય સખી તરીકે ઓળખાવીને યુવરાજને તેની પ્રાપ્તિ કરાવી આપવાનું બીડુ ઝડપ્યુ છે તેમ જ કિરણરાયની કન્યાને હસ્તગત કરવાનું કાર્ય યુવરાજમાટે અતિ સહજ છે, એમ પણ મેં યુવરાજના મનમાં ઠસાવી દીધુ છે. પરતુ પ્રભાવતીને મેં મારી બાલ્ય સખી તરીકે ઓળખાવી છે, એ મારુ મિથ્યા ભાષણ છે, એ નવેસરથી તને જણાવવાની આવશ્યકતા હોય, એવી મારી માન્યતા નથી!"

હવે જે રમણી આટલીવાર સુધી એ સુંદરીના ભાષણનું એક ધ્યાનથી શ્રવણ કરી રહી હતી તે પોતાનો વારો આવવાથી કહેવા લાગી કે;–"ત્યારે હવે મારે શું કરવાનું છે, તે સત્વર મને જણાવી દ્યો. જુઓ, પ્રાંગણનો માર્ગ હવે લોકોથી ઉભરાતો જાય છે અને તેથી યુવરાજ પોતે પણ આ ક્ષણે જ બહાર આવી લાગશે. તમારી જે કાંઈ પણ આજ્ઞા હોય, તે પ્રમાણેનું કાર્ય કરવાને હું કટિબદ્ધ છું."

તેના આ ઉદ્‌ગારોને સાંભળીને પ્રથમા પ્રમદા બોલી કે;–"કિરણરાયની કન્યા પ્રભાવતી આ ઉત્સવમાં આવેલી છે અને મેં તેને મારાં નેત્રોથી જોઈ છે. અહા–કેવી તેના અલૌકિક રૂપની જ્યોતિ! કેવો અપૂર્વ તેના સૌન્દર્યનો દર્પ! પરંતુ તે દર્પ આજે ચૂર્ણવિચૂર્ણ થઈ જવાનો છે!! કેટલાંક કારણો એવાં છે કે, મારાથી કિરણરાયની કન્યા સમક્ષ ઉપસ્થિત થઈ શકાય તેમ નથી, એટલામાટે તું ઉત્સવના કોલાહલમાં સંધ્યાકાળથી કિંચિત્ પૂર્વે તેને કોઈ પણ પ્રકારના પ્રપંચકૌશલ્યથી, તેના મનમાં કોઈ પણ પ્રકારનો સંશય ઉત્પન્ન ન થાય તેવી રીતે ઉત્તર દિશાના ભાગમાં આવેલી ગલીના માર્ગમાંના વિશ્રામગૃહમાં લઈ જજે. તે પછી જે કાંઈ પણ કરવાની આવશ્યકતા હશે, તે સર્વ વ્યવસ્થા હું પોતે જ કરી લઇશ."

પ્રિય પાઠક! આ પ્રથમ સુંદરીને તમે ઓળખી ખરી કે નહિ? કિરણરાયવડે પીડાયલી એ નિગૃહીતા નારી અન્ય કોઈ નહિ, પણ આપની પૂર્વપરિચિતા રઘુદેવની કન્યા રત્નમયી અને શાહ શુજાની આદરભોક્ત્રી પ્રણયિની રોશન બેગમ જ હતી.

---

## અષ્ટમ પરિચ્છેદ

### હરિણી જાળમાં!

સૂર્યની પ્રખરતા અનુક્રમે ન્યૂન થવા લાગી હતી, છતાં અદ્યાપિ સંપૂર્ણ સંધ્યાના આગમનને બહુધા અર્ધ પ્રહરનો અવકાશ હતો. એ વેળાયે અચાનક નોબતનો ધ્વનિ સંભળાયો. ગોળામાં એ નોબતના ધ્વનિથી અચાનક કોલાહલ વ્યાપી ગયો; કારણ કે, સમ્રાટ્‌પુત્ર શાહ શુજાના ઉત્સવક્ષેત્રમાં આવવાની તૈયારી થઈ ચૂકી હતી. પ્રાંગણભાગમાં ઉત્પન્ન થએલો ઉપર્યુક્ત કોલાહલ ક્ષણમાત્રમાં જ પાછો નિસ્તબ્ધતામાં લીન થઈ ગયો.

યુવરાજ શુજા અંતઃપુરમાંથી કેટલીક રૂપવતી રમણીઓવડે ઘેરાઈને બાહ્ય પ્રાંગણમાં આવી લાગ્યો. તેની સાથે તેની મુખ્ય બેગમ ઉલ્‌ફતુન્નિસા ઉર્ફે પ્યારીબાનૂ હતી અને તેમની પાછળ બે બાંદીઓ

ચાલી આવતી હતી. યુવરાજે અને તેની બેગમ પ્યારીબાનૂએ પ્રફુલ્લ મુખથી પ્રત્યેક વેદિકા સમક્ષ ઉપસ્થિત થઇને બાદશાહી પ્રથાને અનુસરી પ્રચુર સુવર્ણમુદ્રાનો વ્યય કરી રમણીઓની વિક્રેય વસ્તુઓને ખરીદવાના કાર્યનો આરંભ કરી દીધો. ક્રયવિક્રયના કાર્યની સમાપ્તિ થતાં તે વસ્તુઓને વેચનારી વનિતાઓનો પરિચય કરી લઇને તે બાદશાહી જોડું અભિવાદનયુક્ત તે સ્થાનને ત્યાગી અન્ય સ્થાનમાં જવામાટે ગમન કરતું હતું.

જે રમણીઓની વસ્તુઓ વેચાઈ જતી હતી, તે રમણીઓને મેળાના કાર્યથી મુક્ત થએલી માનવામાં આવતી હોવાથી તેઓ ત્યાંથી ઊઠી ઊઠીને ચાલતી થઈ ગઈ. અંતે જે સ્થાનમાં કિરણરાયની કન્યા પ્રભાવતી પોતાની વસ્તુઓને વેચવામાટે બેઠી હતી, તે સ્થાનમા એ રાજદંપતીનું આગમન થયું. એ વેળાયે સંધ્યાનો સમય થવા આવ્યો હતો અને સૂર્યનારાયણ વિશ્રાંતિમાટે અસ્તાચલમાં જવાની તૈયારીમાં હતા.

યુવરાજપુત્રને પોતાસમક્ષ આવી ઊભેલો જોઇને પ્રભાવતી લજ્જાવતી લતા પ્રમાણે સંકોચને ધારણ કરવા લાગી અને તેના સમસ્ત શરીરમાં એક પ્રકારના વિશિષ્ટ ભાવદર્શક કંપનો આવિર્ભાવ થઈ ગયો. અર્થાત્ પ્રભા શિથિલ થઈ ગઈ અને યુવરાજ તેના મુખમંડળનું એકાગ્ર દૃષ્ટિથી અવલોકન કરવા લાગ્યો. તે પ્રભાવતીના આનન્દ રૂપરાશિ તથા અપ્રતિમ લાવણ્યને અનિમેષ નેત્રોથી નિહાળતો પાષાણપ્રતિમા પ્રમાણે ત્યાં ઉભો રહી ગયો. અરે તેની આ કેવી ધૃષ્ટતા! પ્રભાવતીના સ્વાભાવિક આરક્ત કપોલો વિશેષતાથી આરક્ત વર્ણને ધારણ કરવા લાગ્યા. પ્યારીબાનૂ બેગમ એ વેળાયે એ સ્થાનને ત્યાગીને અન્ય સ્થાનમાં ચાલી ગઈ; અને તેથી હવે એ સ્થાનમાં કેવળ પ્રભાવતી તથા બંગેશ્વર શાહ શુજા એ બે વ્યક્તિઓ જ અવશિષ્ટ રહી. તૃતીય એક અબળા દૂર ઊભી રહીને એ ઉભયની લીલાનું નિરીક્ષણ કરી રહી હતી, પરંતુ તે અબળાની ઉપસ્થિતિનું એ ઉભયને કાંઈ પણ જ્ઞાન કે ભાન હતું નહિ.

શાહ શુજાએ પ્રભાવતીને ઓળખવા છતાં પણ પોતાના મનના ભાવને મનમા જ છુપાવી રાખ્યો. તેણે શિષ્ટતામય કોમળ સ્વરથી પ્રભાવતીને પૂછ્યું કેઃ—"આ શાહ શુજાને તમારા પરિચયને પ્રાપ્ત કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થઈ શકે તેમ છે કે, સુંદરિ!"

સમ્રાટ્પુત્રને આવી રીતે સન્મુખ થઇને આવા પ્રકારની પૃચ્છા કરતો જોઈ પ્રભાવતીના મુખમંડળમાં લજ્જાજન્ય લાલિમાનો આવિર્ભાવ થવા લાગ્યો; પરંતુ સમ્રાટ્પુત્રના, બંગદેશના ભાગ્યવિધાતાના પ્રશ્નનું ઉત્તર જો ન આપવામાં આવે, તો તો એ તેનું અપમાન કર્યું જ કહેવાય,

એમ ધારીને પ્રભાવતીએ લજ્જાથી રુંધાયલા કંઠવડે નમ્રતાના ભાવને દર્શાવીને ઉત્તર આપ્યું કે:–"જહાંપનાહ! આ આપશ્રીમાનની ચરણાશ્રિતાનું નામાભિધાન પ્રભાવતી છે અને તે વીરભૂમિના જમીનદાર કિરણરાયની એક માત્ર કન્યા છે!"

પ્રભાવતીની રૂપપ્રભાએ શુજાના શરીરની પ્રત્યેક ધમનીમાં પ્રવેશ કરીને વિદ્યુત્પ્રવાહનો સંચાર કરી દીધો. તેના મુખમંડળમાં પશુવૃત્તિની છટા પ્રસરેલી દેખાવા લાગી. તેના હૃદયમાંની સત્પ્રવૃત્તિઓ. તે મોહનીય સૌંદર્યના શક્તિબળથી સર્વથા શિથિલ થઈ ગઈ. તે એક પ્રકારનું વિલક્ષણ હાસ્ય કરીને ત્યાંથી ચાલતો થઈ ગયો. તેના એ હાસ્યનો એક પ્રકારે એવો જ અર્થ થતો હતો કે:–"સરલા હરિણી વ્યાધના જાળમાં સપડાઈ ચૂકી છે અને મારી આશાનો અર્ધભાગ બહુધા સફળ થઈ ચૂક્યો છે!" આવી રીતે સહજ અને અનાયાસ પોતાના કાર્યની સિદ્ધિ થઈ જશે, એની અત્યારપૂર્વે યુવરાજને કલ્પના માત્ર પણ હતી નહિ.

શાહ શુજાના ચાલ્યા જવાપછી પ્રભાવતીએ પોતાની દાસીને પાલખીના અનુસંધાનમાટે રવાના કરી દીધી અને ત્યારપછી તે આત્મગત કહેવા લાગી કે;–"હાય! મેં આ શું કર્યું! મેં શાહજાદા સાથે કેવી પ્રગલ્ભતાથી વાર્તાલાપ કર્યો! અર્થાત્ મને આવી પ્રગલ્ભા જોઇને જો શાહજાદો મને એક નિર્લજ્જ નારી ધારી લે, તો, તેમાં શું આશ્ચર્ય વારુ?" એ પછી દાસીના આગમનમાં વિલંબ થએલો જોઇને તે આતુર ચિત્તથી પોતે જ પોતાની પાલખીના અનુસંધાનમાટે ચાલતી થઈ; અને એ ગમનમાં જ તેના સર્વનાશનો પાયો રોપાયો હતો, પણ તેની એના મનમાં શંકા માત્ર પણ નહોતી.

કર્મફળ ક્ષુદ્ર માનવના ભાગ્યમાં જે સુખદુઃખાદિના ઉપભોગને લાવી મૂકે છે તેને અજ્ઞ મનુષ્ય પ્રાણી પ્રથમથી જાણી શકતું નથી. માનવ તો અતિ ક્ષુદ્ર છે જ, પરંતુ ભગવાન્ પોતે પણ કર્મસૂત્રમાં આબદ્ધ થઇને કર્મના અજ્ઞાત ચક્રમાં પડી નરરૂપથી બહુ કષ્ટોને સહન કરે છે, તો પછી તેની સાથે સરખાવતાં બિચારી પ્રભાવતી જેવી એક ક્ષુદ્ર અબળા તે શી ગણનામાં હોય વારુ? આ કારણથી જ કર્મફળવડે પ્રેરાઇને તે એક નવીન આપત્તિના મુખમાં પડી ગઈ.

પ્રાંગણના પાર્શ્વમાં એક સ્થિરસલિલા પુષ્કરિણી હતી અને તેની પાળપર ચતુર્દિશાવ્યાપી લાલ કાંકરાવાળા માર્ગમાં રૂપાથી મઢેલી અને કિનખાબથી આચ્છાદિત પાંચ સાત પાલખીઓ જોવામાં આવતી હતી. દાસી કદાચિત્ એ જ દિશામાં ગઈ હશે, એમ ધારીને પ્રભાવતી પણ ધીમે ધીમે ચાલતી એ જ પુષ્કરિણીના તટપ્રાન્તમાં આવી પહોંચી.

તે હજી આગળ વધવાની હતી એટલામાં એક ભદ્રવશીયા અમનાએ તેની પાસે આવી તેને પ્રણામ કરીને વિનીત ભાવથી કહ્યું કે –"હું બંગેશ્વરના મહિષી પ્યારીબાનૂ બેગમ સાહબાની એક બાદી છું. બીબી! શું આપની બેગમ સાહબા સમક્ષ તેમના દર્શનમાટે જવાની ઇચ્છા છે? કારણ કે, બેગમ સાહબાનો એવો આદેશ છે કે, આજે સર્વ કુલીન કુલકામિનીઓને જો તેમની ઇચ્છા હોય તો બેગમ સાહબાની મુલાકાત કરવાને આવવા દેવી."

એના ઉત્તરમાં પ્રભાવતીએ જણાવ્યું કે,–"નહિ, હું હવે મારે ઘેર જવાની છું; મેં મારી દાસીને પાલખી લાવવામાટે મોકલી છે અને તેને શોધવામાટે જ હું અહીં આવી છું. બેગમ સાહબા સાથે મુલાકાત કરવાનું મને કાંઈ પણ પ્રયોજન નથી. પણ મારી દાસી ક્યાં અને કઈ દિશામાં ચાલી ગઈ છે, એની મારાથી કલ્પના કરી શકાતી નથી. તેને આવતાં આટલો બધો વિલંબ કેમ થયો હશે વારુ?"

બાદી પુનઃ કહેવા લાગી કે,–"આ પેલી બાજૂએ જે સર્વ પાલખીઓ દેખાય છે, તે સર્વ મુસલ્માન અમીર ઉમરાની બીબીઓની પાલખીઓ જ છે અને એ પાલખીઓની સર્વ સ્વામિનીઓ શાહ શુજાના મુખ્ય બેગમની મુલાકાતમાટે જનાનખાનાના અંતર્ભાગમાં ગએલી છે. જો તમને પોતાને ઘેર જવામાટેની એટલી બધી ઉતાવળ જ હોય, તો મારી સાથે આવો એટલે હું તમારી પાલખીનો પત્તો લગાવી આપું."

પ્રભાવતી મનમાં પોતાની દાસીપર અતિશય કોપાયમાન થઇને તે બાદીની સાથે ચાલવા લાગી. તે બાંદીએ તેને એક ગલીના માર્ગમાં લઈ જઇને કહ્યું કે,–"આપ થોડીવાર આ ગૃહમાં વિશ્રામ કરો, હું આપની પાલખીને લાવવામાટે આ ચાલી! જો મારી મન્નતથી આપ કોપાયમાન ન થાઓ, તો મારી આપને એ જ પ્રાર્થના છે કે, મારા આવતાં સુધી આપ આ ઓરડામાં આવો અને આરામથી બેસો."

મુગ્ધા પ્રભાવતીએ તે બાંદીના આવા શિષ્ટાચારને જોઇને તેના અત્યાગ્રહને વશ થઈ આનન્દિત ચિત્તથી તેના ઓરડામાં પ્રવેશ કર્યો, પરંતુ જેવો પ્રભાવતીએ એ ઓરડામાં પ્રવેશ કર્યો કે તે ક્ષણે જ એ ઓરડાના દ્વાર બહારથી વસાઈ ગયાં. હતભાગિની પ્રભાવતી બગીનાદથી વિમુગ્ધા થએલી હરિણી પ્રમાણે વ્યાધના જાળમાં સપડાઈ ગઈ. તેણે દ્વારને ઉઘાડવામાટે બહુ પ્રકારે ખેંચતાણ કરી, પરંતુ દ્વાર કોઈ પણ પ્રકારે ઉઘડી શક્યાં નહિ. પ્રભાવતી નવીન વિપત્તિની આશંકાથી તે જ ઓરડામાં અફસોસ કરતી માથાપર હાથ રાખીને–નમણે હાથ દઇને–બેસી રહી. બંધનમુક્તિનો કોઈ પણ ઉપાય તેની પાસે રહ્યો નહોતો.

એ ઓરડો તે ખરી રીતે તે બાંદીનો ઓરડો નહોતો. તે વેળાએ અદ્યાપિ બારીમાંથી અસ્તાચલગામી સૂર્યનાં અતિ મલિન કિરણો ઓરડામાં પડતાં હતાં અને તેમના પ્રકાશના યોગે વિસ્મયાપન્ન ચિત્તથી પ્રભાવતી જોઈ શકી કે, તે ઓરડો આદ્યોપાન્ત રાજોચિત સુખસાધનોથી સુસજ્જિત કરાયલો હતો. આવી પરિસ્થિતિને જોઇને પ્રભાએ આત્મગત ઉદ્‌ગાર કાઢ્યો કે:–"અવશ્ય કપટ અને કૌટિલ્યથી આ હરિણી જાળમાં આવી ફસાણી છે!"

—:o:—

## નવમ પરિચ્છેદ

### નવરોજ કે રુધિરોત્સવ?

શુજા ઉત્સવક્ષેત્રમાંથી પાછો ફરી પોતાના 'હવામહલ'માં આવી પ્રભાવતી વિશેના સમાચારને સાંભળવાની વાટ જોતો બેઠો હતો; એવામાં રત્નમયી ઉર્ફે રોશન બેગમે ત્યાં આવીને યુવરાજને સુસમાચાર સંભળાવતાં કહ્યું કે:–"આલમપનાહ! પક્ષિણી પિંજરમાં સપડાઈ ગઈ છે અને તેને આપશ્રીમાનના શયનગૃહના પાર્શ્વમાં જ કૌશલ્યપૂર્વક અટકાવી રાખવામાં આવી છે!"

શુજા આ શુભ સમાચારને સાંભળી સાનંદ ચિત્તથી અને શીઘ્ર ગતિથી તે સ્થાનને ત્યાગી રોશન બેગમના દર્શાવેલા ગૃહમાં જવામાટે ચાલતો થઈ ગયો. દીર્ઘકાળ પછી આજે તેના હૃદયની એક પ્રધાન અતૃપ્ત વાસનાની તૃપ્તિનો મહા અદ્‌ભુત સુયોગ આવી લાગ્યો હતો, એટલે પછી તેનાથી ધૈર્ય કેવી રીતે ધારી શકાય વારુ?

અને હતભાગિની પ્રભાવતીની શી દશા હતી? તે ત્યાંની મખમલમંડિત પ્રાસાદભૂમિને પોતાના અશ્રુજલથી ભીંજવતી બેસી રહી હતી. તે પોતાના મનમાં વારંવાર એમ જ કહ્યા કરતી હતી કે:–"હાય! હું આવા પ્રકારના અયોગ્ય સાહસનું અવલંબન કરી પિતાની આજ્ઞા તથા ઇચ્છાથી વિરુદ્ધ વર્તીને કોણ જાણે અહીં શામાટે આવી? હજી પણ આ હતભાગિનીના અદૃષ્ટમાં શીથી વિડંબનાઓ લખાયલી છે, તે કોનાથી કહી શકાય તેમ છે વારુ? અવશ્ય આ સર્વ શાહ શુજાના કૌટિલ્યનું જ પરિણામ છે! પરંતુ જ્યાંસુધી આ દેહમાં પ્રાણ હશે, ત્યાંસુધી તો મારાપર તેનાથી કોઈ પણ પ્રકારનો અત્યાચાર કરી શકાય તેમ નથી જ. મારાં જે બે અમોઘ અસ્ત્રો છે, તેમાંનું એક પણ અસ્ત્ર શું આવા પ્રસંગે ઉપયોગી નહિ થઈ પડે? માતા વિપદ્‌વારિણી ભવાનિ! અત્યારે હવે તું મારા હૃદયમાં સાહસ અને શરીરમાં બળને પ્રેર કે જેના યોગે મારાથી આ મહાપરીક્ષામાં કોઈ પણ પ્રકારની આપત્તિ વિના ઉત્તીર્ણ થઈ શકાય!

ત્રિતા અતિથિ અબળા છું, એટલામાટે જો અન્ય કોઈ મનુષ્ય મારાપર અત્યાચાર કરવાને તૈયાર થાય, તો તે અત્યાચારમાંથી મને ઉગારવાનો ભાર અત્યારે આપના શિરપર રહેલો છે; આમ છતાં આપ પોતે જ અત્યાચાર કરવાને તૈયાર થાઓ, એ તો આશ્ચર્ય જ કહેવાય. નહિ, જહાંપનાહ! એક સામાન્ય મોહના ઉત્તેજનથી ભાન ભૂલીને નીચતાના કલંકને ધારણ કરશો નહિ. કૃપા કરીને મને અહીંથી જવા દો એટલે હું આપની ઉદારતાનાં ગુણકીર્તન ગાતી ગાતી અહીંથી ચાલી જાઉં; આપનું પરમાત્મા કલ્યાણ કરશે!"

શુજા કે જે આટલીવાર સુધી દૂર ઊભો હતો તે હવે વેગપૂર્વક પ્રભાવતીની પાસે આવ્યો. તેને પાસે આવેલો જોઇને વળી પાછી પ્રભાવતી ત્યાંથી દૂર ખસી ગઈ. તેની આવી ચેષ્ટાને જોઇને શુજા કોમળ સ્વરથી કહેવા લાગ્યો કેઃ—"સુંદરિ! તું આવી રીતે મારાપ્રતિ વિરક્ત ભાવ ન દર્શાવ. મારો રંગમહાલય અસંખ્ય સુરૂપા સુંદરીઓવડે પરિપૂર્ણ છે, પરંતુ તે સુંદરીઓના સમુદાયમાં તારા જેવી અલૌકિક લાવણ્યમયી લલના એક પણ નથી. બંગરમણીઓ પણ આટલી સીમા પર્યન્ત અનુપમ સૌન્દર્યશાલિની હોઈ શકે છે, એવી અતઃપૂર્વ મારી લેશ માત્ર પણ ધારણા હતી નહિ. અર્થાત્ તારા અલૌકિક લાવણ્યને જોઇને મારા આશ્ચર્યનો અવધિ થઈ ગયો છે અને મારું ચિત્ત અતિશય ચંચળ થઈ ગયું છે. તારા પિતાને જ્યારે બાકી રહેલી મહસૂલને વસૂલ કરવાના કારણથી તથા દંગાફસાદના અપરાધમાટે મેં પકડીને બંધનમાં રાખ્યો હતો, તે વેળાયે કેવળ તારા મુખને જોઇને જ મેં તેને વધારે પીડ્યો નહોતો. તારી આ નિષ્કલંક મુખચ્છબિએ મારા જિગરમાં એક ઊંડો દાગ કરી દીધો છે. આ બંગાળાની મસનદને હું તારી સાથે સરખાવતાં તુચ્છ માનું છું અને તેટલામાટે જો તારા પ્રેમની પ્રાપ્તિ થવાનો સંભવ હોય, તો આ રાજ્ય અને સિંહાસન આદિને પણ ત્યાગી દેવાને હું તૈયાર છું! હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, જો કોઈવાર પણ દિલ્હીના સિંહાસને વિરાજવાનો અવસર મને પ્રાપ્ત થશે, તો તે વેળાયે હું અવશ્ય તને રાજરાજેશ્વરીની પદવીથી વિભૂષિત કરીશ! અને તેમ થતાં તું દીર્ઘકાળ પર્યન્ત આ હૃદયની પૂજનીયા દેવી સમાન અધિકારિણી થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકીશ. સુન્દરિ! તું કૃપા કરીને મારાપર પ્રસન્ન થા! જો ખુદાતાલા મેહરબાની કરશે, તો આ વિશાળ ભારતવર્ષ એક દિવસ તારાં ચરણોમાં મસ્તક નમાવશે! આ શાહ શુજાએ કદાપિ યાચક બનીને કોઇની પાસેથી પ્રેમભિક્ષા માગી નથી; પરંતુ તે આજે પોતાના અભિમાનને ત્યાગીને તારા પ્રેમની ભિક્ષા માગે છે, એ સૌભાગ્ય કેવળ તને જ પ્રાપ્ત થઈ શક્યું છે; માટે મારો તિરસ્કાર ન કર અને મારી યાચનાને સ્વીકારી લે!!"

"નહિ, નહિ; યુવરાજ!" પ્રભાવતી યુવરાજની યાચનાનો પ્રતિવાદ કરતી કહેવા લાગીઃ—"મારી આવા સૌભાગ્યને ભોગવવાની લેશ માત્ર પણ ઇચ્છા નથી. અપવિત્રતાથી સમસ્ત ભારતવર્ષની રાજરાજેશ્વરી થવા કરતાં પવિત્રતાથી પર્ણકુટીમાં જીવન વીતાડનાને જ પવિત્ર આર્ય અબળાઓ વધારે પસંદ કરનારી હોય છે. અમો અમારી પર્ણકુટીને જ સામ્રાજ્ય તુલ્ય માનીએ છીએ. યુવરાજ! એકવાર આપના પ્રપિતામહ મહાપ્રતાપી પ્રાતઃસ્મરણીય અકબરશાહ બાદશાહની મહત્તાપ્રતિ દૃષ્ટિપાત કરી જુઓ. તે જ ગૌરવાન્વિત અકબરશાહનાં પવિત્ર નામ તથા કીર્ત્તિના અનુરોધથી હુ પ્રાર્થના કરુ છુ કે, મને છોડી દેવાની અને અહીંથી જવા દેવાની ઉદારતા બતાવો!"

"હવે સ્પષ્ટ જણાય છે કે, સીધી આંગળીથી ઘી નીકળવાનું નથી!" શુજાએ હવે કાંઇક ભીષણતાને ધારીને કહેવા માડ્યુઃ—"તું એક મહા અજ્ઞ અબળા છે અને તેથી જ પોતાની ઇચ્છાથી—જાણી જોઇને—પોતાના ભાવિ સુખસૌભાગ્યને પોતાના પગતળે ચગદી નાખવાને તૈયાર થઇ છે. હવે તુ મારા વચનને સીધી રીતે માની જા, એવી મારી આજ્ઞા છે અને જો મારી આજ્ઞાનું હવે ઉલ્લંઘન કરીશ, તો મારે બળાત્કારથી તને મારા અધિકારમાં લાવવી પડશે. માટે વિચાર કર અને માની જા."

પ્રભાવતીએ એના ઉત્તરમાં એક મર્મભેદક દીર્ઘ નિઃશ્વાસ નાખીને જણાવ્યું કેઃ—"હું ધારું છું કે, એક અસહાયા અને નિરાધાર કુમારીપર અત્યાચાર અથવા બળાત્કાર કરવાથી મુગલિયા રાજવંશના શૌર્યગૌરવમાં બહુ જ વૃદ્ધિ થવાનો સંભવ હશે અને તેથીજ આપ આમ બોલતા હશો! પણ નહિ, આપની આ ધારણા ભૂલભરેલી છે, કારણ કે, એથી તો મુગલવંશને અનિવાર્ય કલંક લાગી જવાનો જ સંભવ છે. અલી જાહ! આપ આટલી સીમાપર્યન્ત વિકલચિત્ત કેમ થયા છો અને સારાસારને સાવ કેમ ભૂલી ગયા છો, એનું જ રહી રહીને મને આશ્ચર્ય થયા કરે છે!"

પરંતુ પ્રભાવતીની એ તિરસ્કારવાણી પણ નિષ્ફળા જ નીવડી. શાહ શુજાએ વળી પણ શીઘ્ર ગતિથી આગળ વધીને પ્રભાવતીના હસ્તને પકડવાની ચેષ્ટા કરી. પ્રભાવતીના પ્રત્યેક રોમરંધ્રમાંથી પ્રબળ વેગપૂર્વક પ્રસ્વેદનો સ્રાવ થવા લાગ્યો, તેના સર્વાંગમાં કંપનો આવિર્ભાવ થઇ ગયો અને પ્રથમ તો તે કાંઇક ગભરાટમાં પણ પડી ગઈ; પરંતુ સત્વર જ સાહસનો સંચય કરી કાંઇક બળવતી થઇને તેણે પોતાના હસ્તને એક ઝટકાથી યુવરાજના હસ્તમાંથી મુક્ત કરી લીધો. શુજાએ બીજીવાર તેના હસ્તને ઝાલવાનો પ્રયત્ન કર્યો, પણ પ્રભાવતી દૂર જઇને ઊભી રહી.

વ્યાઘ્ર જેવી રીતે પોતાના શિકારપર છલાંગ મારવા પૂર્વે તેને ઘૂરી ઘૂરીને જોયા કરે છે, તેવી જ અત્યારે શાહ શુજાની અવસ્થા થયેલી હતી. કદાચિત્ મુક્ત પ્રભાવતી દ્વારને ઉઘાડી બહાર નીકળી જશે, એવી શંકા થવાથી સૌન્દર્યલોલુપ શાહ શુજાએ પ્રથમ દ્વારને અંદરથી બરાબર વાસી લીધું અને તેથી પ્રભાવતી પ્રથમ કરતાં પણ વિશેષ નિરુપાય તથા વિવશ થઈ ગઈ. એ પછી શુજા પ્રભાવતીને ઉદ્દેશીને તીવ્ર તથા ભીષણ સ્વરથી કહેવા લાગ્યો કે;–

"સુંદરી! આ ખુશરોજ્ નવરોજ્‌ના ઉત્સવની યોજના કેવળ તારા જેવી સુંદરી પક્ષિણીને પિંજરબદ્ધ કરવામાટે જ કરાવલી છે. હું તારા સૌન્દર્યને જોઈને અત્યંત મોહમુગ્ધ થઈ ગયો છું. મેં મારા જીવનકાળમાં અદ્યાપિ કોઇવાર કોઇની પણ આવી રીતે ઉપાસના કરી નથી. જો કોઈ પણ રમણી મારા હૃદયની આરાધ્યા દેવી થઈ શકી હોય, તો તે કેવળ તું જ છે! લે આ મારા રત્નખચિત મુકુટને પણ મેં તારા સુકોમળ રક્તરાગલાંચ્છિત ચરણતલમાં સમર્પિત કરી દીધો! હિંદુસ્તાનનો ભાવી બાદશાહ તારાં ચરણોમાં મસ્તક નમાવે છે, માટે હવે તું કૃપા કરીને તેનાપર પ્રસન્ન થા!" આવાં વચનો ઉચ્ચારીને શાહ શુજા પાછો તે સુંદરી કિશોરીના ગાત્રને સ્પર્શ કરવાના ઉદ્દેશથી આગળ વધ્યો.

આ વેળાએ પ્રભાવતીનાં નેત્રોમાંથી અગ્નિના કણ વર્ષવા લાગ્યા. માતા ભવાનીએ તેના દુર્બળ શરીરમાં તીવ્ર વિદ્યુત્પ્રવાહનો સંચાર કરી દીધેલો હોવાથી તેણે પોતાની મરાલગ્રીવાને ઉન્નત કરીને-કોપદર્શક સ્વરથી કહ્યું કેઃ–"સાવધાન! શયતાન! તારા સ્પર્શથી મારા આ શરીરને અપવિત્ર કરીશ નહિ!! મને છોડી દે અને જો તું અત્યારે આ ઉદારતા બતાવીશ તો હું તારી એ મહત્તામય ઉદારતાની ચિરકાલપર્યન્ત પૂજા કરતી રહીશ!"

પ્રભાવતીના શબ્દો ધીમે ધીમે તે નિર્જન ગૃહમાં મળીને વિલીન થઈ ગયા. હવે શુજાથી વિશેષ વેળાપર્યન્ત ધૈર્યનું અવલંબન કરી શકાયું નહિ અને તેથી તે એકવાર દ્વારપ્રતિ દૃષ્ટિપાત કરીને વળી પાછો પ્રભાવતીને આલિંગન આપવામાટે વાનર પ્રમાણે દોડ્યો.

પ્રભાવતીએ પોતાને સર્વ પ્રકારે નિરુપાય થયેલી જોઇને છંછેડાયલી નાગિની પ્રમાણે ગર્જના કરીને કહ્યું કેઃ–"યુવરાજ! હું બીજીવાર કહું છું કે, સાવધાન! હવે જો મારા શરીરને સ્પર્શ કરવાનું સાહસ કરીશ, તો મારે નિરુપાય થઇને તારા સંબંધની એક અશુભ અને ભયંકર ગુપ્ત કથાનો સ્ફોટ કરવો પડશે અને જો તે ગુપ્ત વાર્તાનો પ્રકાશ થશે, તો તેના યોગે, નિશ્ચયપૂર્વક જાણી લેજે કે, તું માર્ગમાંના એક ભટકતા કંગાલ

ભિક્ષુક કરતાં પણ વધારે અધમ અવસ્થામાં આવી પડીશ; એટલે કે, વૃદ્ધ બાદશાહ શાહજહાનના જલ્લાદની તલ્વારથી તારું આ મુકુટમંડિત મસ્તક કપાઈને જમીનપર પડી ધૂળ ચાટતું થઈ જશે. એક કુમારિકાના કુમારીધર્મના નાશરૂપ પાપનું પરિણામ એ થશે કે, એના યોગે સર્વત્ર ભયંકર અગ્નિજ્વાળાનો વિસ્તાર થઈ જશે અને તે અગ્નિજ્વાળા તારા ભાવિસુખની આશાને બાળીને સર્વથા ભસ્મીભૂત કરી નાખશે!"

એના ઉત્તરમાં શુજાએ જણાવ્યું કે:–"સુંદરી! એવી તે એ શી ભયંકર ગુપ્ત કથા છે કે, જેના યોગે હું સંપૂર્ણતાથી તારા અધિકારમાં આવી જવાનો હતો? ભારતસમ્રાટ્‌ના પુત્રે પોતાના જીવનકાળમાં એવું કોઈ પણ કૃત્ય કર્યું જ નથી કે, જેના યોગે એક અપરિચિતા બંગાળી યુવતી તેને આવા પ્રકારે ભયભીત કરવાનું સાહસ કરી શકે!" આમ કહીને શુજાએ મદોન્મત્ત મતંગજ પ્રમાણે પુનઃ એકવાર ડોલતાં ડોલતાં પ્રભાવતીના નિકટમાં જવાનો પ્રયત્ન કરી જોયો.

આ વેળાએ પ્રભાવતી દ્વારની પાસે હઠી ગઈ અને ત્યાં ઊભી રહીને વિકટ હાસ્યસહિત કહેવા લાગી કે:–"યુવરાજ! સાવધાન! મોઅજ્જિજ્ખાં સાથે તારો જે રાજદ્રોહાત્મક વ્યાપાર ચાલી રહ્યો છે, તે તારી ચેષ્ટા જો પ્રકાશમાં આવશે, તો તેથી તારું કાંઈ પણ અનિષ્ટ થશે કે કેમ, એનો સારી રીતે વિચાર કરી જો!"

સર્પથી દંશાયલું મનુષ્ય જેવી રીતે નિશ્ચેષ્ટ થઈ જાય છે, તે જ પ્રમાણે પ્રભાવતીના મુખથી આ વાર્ત્તા સાંભળતાં જ શુજા પણ નિઃસ્તબ્ધ અને નિશ્ચેષ્ટ થઈ ગયો. તેના મુખમંડળમાં એક મૃત મનુષ્ય સમાન મલિનતાનો વિસ્તાર થઈ ગયો. તેનું શરીર થરથર કંપવા લાગ્યું. મોઅજ્જિજ્ખાંના નામોચ્ચારનો શુજાનાં શ્રવણોમાં પ્રવેશ થતાંની સાથે જ તે મંત્રમુગ્ધ ભુજંગ પ્રમાણે નિઃસ્તબ્ધતાને ધારણ કરી સ્થિર થઇને એક સ્થાનમાં જ ઊભો રહી ગયો.

પ્રભાએ જોઈ લીધું કે, તેના ઔષધનું યોગ્ય પરિણામ થઈ ચૂક્યું હતું. એટલે તે વિશેષ ધૈર્ય તથા અવસાનપૂર્વક કહેવા લાગી કે:– "અમુક પ્રકારની પરિસ્થિતિમાં આવી પડવાથી જો આ દાસીના હાથે ભારતેશ્વરના પુત્રપ્રતિ કાંઈ પણ અસદ્‌વ્યવહાર થઈ ગયો હોય, તો તેમાટે આ દાસી આપની પાસેથી ક્ષમાની યાચના કરે છે. યુવરાજ! આપની સામેના આ દ્વારને ખોલી આપો અને મને બહારનો માર્ગ બતાવી દો; એટલે મારા પિતાપાસે પહોંચ્યા પછી હું આપના આ સર્વ નીચ અત્યાચારની ઘટનાને ભૂલી જઇશ. હું દેવતાના શપથ લઇને કહું છું કે, મારા મુખથી એ મોઅજ્જિજ્ખાં વિશેના ભેદનો કદાપિ

સ્ફોટ થશે નહિ. યુવરાજ! હજી પણ વિશેષ સાંભળો-મોઅજ્જિજ્ઝખાં સાથે અમુક રાજદ્રોહાત્મક મંત્રણા કરીને બાદશાહને વિષપ્રયોગથી મારી નાખવામાટેનું આપે જે પત્ર દિલ્લી મોકલવામાટે લખ્યું હતું, તે ગુપ્ત પત્ર પણ મારા અધિકારમાં છે અને જુઓ આ રહી તેની નકલ!" આમ કહીને તે પત્રની નકલને પ્રભાવતીએ શુજા આગળ નાખી દીધી.

શુજાએ તે નકલને ઉપાડી લીધી અને તેમાંના લેખનું તે આદિથી અંત પર્યન્ત વાંચન કરી ગયો. તેના મસ્તકમાં ભ્રમણ થવા લાગ્યું અને ભયભીત થવાથી તેણે થોડીવારને માટે એક શિશુ સમાન શાંત ભાવને ધારણ કરી લીધો. તે પોતાના મુખથી વિશેષ કાંઈ પણ ન બોલતાં દીવાલનો આધાર લઇને ધીમે ધીમે ચાલી પાસેના એક આસનપર બેસી ગયો. કેટલીકવાર પછી ગભરાટ ઓછો થતાં શાહજાદો એક બીજા પ્રકારના વિચારપર આવી લાગ્યો. તેના અંતઃકરણમાં જે ભયનો ઉદ્ભવ થયો હતો, તે ભયનું ધીમે ધીમે શમન થઈ ગયું. એટલે હવે તે કઠોર ઘૃણાદર્શક હાસ્ય કરતો કહેવા લાગ્યો કે -'સુંદરી! અત્યાર સુધી તો કદાચિત્ તારા ઉદ્ધારનો સંભવ હતો, પરંતુ હવે તો તારા ઉદ્ધારનાં દ્વાર સદાને માટે બંધ થઈ ગયાં છે, એમ જ તારે ધારી લેવું. તારી આ ધૃષ્ટતાનું ફળ એ જ થવાનું કે, આજને આજ જ વૃદ્ધ કિશનરાય ચતુર્ભુજ થઇને રાજમહલના અંધકારાચ્છન્ન કારાગૃહમાં આવી પડશે; અને ત્યાર પછી તે સૂર્યના પ્રકાશને પોતાના જીવનકાળમાં કદાપિ જોઈ શકશે નહિ. તારી આ ગુસ્તાખીના પરિણામે તે નિર્જન કારાગૃહ તારા વૃદ્ધ પિતાના શોણિતથી આર્દ્ર થશે! જેના યોગે આ દુનિયાના બાદશાહના શાહજાદાની વાસનાતૃપ્તિના માર્ગમાં અંતરાય થાય છે, તે લોકોની આવી જ દુર્દશા થઈ જાય છે." આ પ્રમાણેનાં વચન ઉચ્ચારતો ઉચ્ચારતો તે વળી પાછો પ્રભાવતીના શરીરને આલિંગન આપવાના ઉદ્દેશથી વેગપૂર્વક તેના નિકટમાં પહોંચી ગયો.

તેની આવી ચેષ્ટાને જોઇને પ્રભાવતી ભીષણ ગર્જના કરીને બોલી કેઃ-"પિશાચ! તું તારી પિશાચચેષ્ટાને નથી જ ત્યાગતો, તો હવે જોઈ લે આર્ય અબળાના શૌર્યને! એક આર્ય કુમારી પોતાના કૌમારને કેવી રીતે અસ્પર્શ્ય અને સુરક્ષિત રાખી શકે છે અને પોતાના કુમારીધર્મની કેવા પ્રકારે રક્ષા કરે છે, એ સારી રીતે અનુભવી લે!" આ પ્રમાણેના ઉદ્ગાર કાઢીને પ્રભાવતીએ પોતાના વક્ષસના ગુપ્તસ્થાનમાંથી એક સુતીક્ષ્ણ તીવ્ર છુરીને બહાર કાઢી લીધી અને દીપકનો પ્રકાશ તેનાપર પડતાં તે છુરી ઝગઝગાટ કરવા લાગી. હજી તો શાહ શુજા દ્વારના નિકટમાં પહોંચ્યો પણ નહોતો, એટલામાં તો પ્રભાવતીની તે તીક્ષ્ણ ધારા છુરીએ શુજાના સ્કંધભાગને નિમેષમાત્રમાં જ વીંધી નાખ્યો!

સુલ્તાન ભૂતલપર પડીને પછાડા ખાવા લાગ્યો અને તેના સ્કંધ ભાગમાંથી થતા રક્તસ્ત્રાવના યોગે ત્યાંની ભૂમિ રંગાઇને લાલચોળ થઇ ગઇ. રુધિરના અતિશય વહનથી તે ત્યાં પાથરેલા સુકોમળ ગાલીચાપર જ મૂર્ચ્છિત થઇને પડી ગયો અને તે ગાલીચો પણ તેના શરીરમાંથી નીકળતા રુધિરના યોગે તરબોળ થઇને રક્તવર્ણ બની ગયો

* * * * *

ઉપર્યુક્ત શોકપૂર્ણ ઘટનાને ત્રણ દિવસનો અવધિ થઇ ગયો હતો. શાહજાદો શુજા પોતાના અંતઃપુરમાંના એક સુસજ્જિત ઓરડામાંની રુગ્ણશય્યામાં સૂતેલો હતો તેની મુખ્ય બેગમ પ્યારીબાનૂ તેની પાસે બેસીને તેને વીજનવતી વાયુ ઢોળી રહી હતી અને તે સાથે તેના જખમપર મલમ લગાડવાનું અને પાટા બાંધવાનું કાર્ય પણ કરી રહી હતી

શાહજાદાએ ધીમે ધીમે પોતાના નેત્રોને ઉઘાડ્યાં અને ક્ષીણ સ્વરથી પ્યારીબાનૂને પૂછ્યું કે –"હું અત્યારે ક્યાં છું વારુ?"

ઘાયલ થયા પછી તેના શરીરમાં આજે પ્રથમવાર જ ચૈતન્ય આવ્યું હતું, એટલે પતિપ્રાણા પ્યારીબાનૂએ દુઃખદર્શક સ્વરથી કહ્યું કે –"યુવરાજ! આલમપનાહ! કૃપા કરીને અત્યારે વધારે બોલશો નહિ, કારણ કે હકીમે આપનામાટે બોલવાની ના પાડેલી છે. થોડીવાર શાંત રહો, એટલે પછી હું આપને સર્વ કથા કહી સંભળાવીશ."

"ના ના, મારી તો આ ક્ષણે જ તે કથાને સાંભળવાની ઇચ્છા છે! તું સઘળા ભેદને જાણું છું! ક્યાં છે તે દુરાત્મા કિરણરાયની પાપીયસી કન્યા? શું તેના પિતાના શોણિતથી અદ્યાપિ આ ભૂમિ રંગાઇને લાલ નથી થઇ? બોલાવ, પ્યારીબેગમ, આ ક્ષણે જ ખાજાસરાને બોલાવ! હું તે વૃદ્ધનો વધ કરાવીશ, કારણ કે, તેના ધડથી ભિન્ન થયેલા મસ્તકને ધગપર ધૂળ ચાટતું જોવાની મારી તીવ્ર ઇચ્છા છે! ઓહ! તેની તે શઠતાની કન્યાને જ્યારે હું મારી બાંદીની પણ બાંદી બનાવીશ, ત્યારે જ મારા હૃદયમાંની ધકધકતી જ્વાળા શાંત થશે!!"

શુજા વધારે બોલી શક્યો નહિ, કારણ કે, આવેશની અતિશયતાથી પાછો તે મૂર્ચ્છામાં પડીને બોલતો બંધ થઇ ગયો

પ્યારીબાનૂએ તત્કાળ તેને એક ઉત્તેજક ઔષધ આપ્યું અને તેના યોગે શુજાના શરીરમાં પુનઃ ચૈતન્યનો આવિર્ભાવ થયો. શુજાએ આ વેળાએ પોતાના નેત્રોને સંપૂર્ણ ઉઘાડ્યાં અને ત્યાર પછી અત્યંત મંદસ્વરથી તે બડબડવા લાગ્યો કે,–'પ્રિયતમે! પ્રભાવતિ! તું ક્યાં છે? એકવાર તો આ હૃદયમાં આવીને બેસ! અને આ દગ્ધ હૃદયની યાત-

નામાં કાંઇક તો ન્યૂનતા કરી દે! નહિ, નહિ; પ્રભો! તું પિશાચિકા છે! તું શયતાની છે!!"

પ્યારીબાનૂએ સમ્રાટ્પુત્રના ગુંચવાયલા કેશોને પોતાની ચપકસમાન અંગુલીવડે પ્રસારિત કરી દીધા અને ત્યારપછી તે ઉત્તર આપતી કહેવા લાગી કે;–"ખરેખર તે પિશાચિકા અને શયતાની જ છે! તે જ્યારે પલાયન કરતી હતી, તે વેળાએ રોશન બેગમે તેને અટકાવવાનો પ્રયત્ન કર્યો હતો, તે તેના માર્ગને બંધ કરીને આડી પડી હતી, પરન્તુ રોશન બેગમને પણ છુરી મારીને તે પિશાચિકા પલાયન કરી ગઈ હતી. યુવરાજ! હવે તે પાષાણપ્રતિમા, તે હતભાગિના નામને આપ કૃપા કરીને જિહ્વાપર લાવશો જ નહિ!"

શુજાએ પોતાનાં નેત્રોને પાછાં બંધ કરી લીધાં અને એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. ત્યારપછી તે જે રત્નમડિત ઓરડાની દીવાલથી પ્રતિહત થયો હતો, તે જ ઓરડામાં ભ્રમણ કરવા લાગ્યો. તે ભ્રમણ કરતો કરતો ખેદદર્શક અને અસ્ફુટ સ્વરથી કહેવા લાગ્યો કે;–"હાય હાય! મારા આનંદોત્સવનું તો 'રુધિરોત્સવ'માં પરિવર્ત્તન થઈ ગયું!"

એ પછી શુજાએ અતિશય કષ્ટ અને રુગ્ણશય્યાનું સેવન કર્યા પછી બહુ દિવસે પૂર્વવત્ આરોગ્ય મેળવ્યું. પરંતુ જ્યાં સુધી શુજા જીવતો રહ્યો, ત્યાં સુધી એ 'રાત્રિરોત્સવ'ની ભીષણ સ્મૃતિ તેના હૃદયમાંથી એક નિમેષમાત્રને માટે પણ દૂર થઈ શકી નહોતી.

---

# જન્નતઆરા અને જહાનઆરા

## પ્રથમ પરિચ્છેદ

### રાજદૂત

"શાહજાદા ઔરંગજેબની ઉમ્ર દરાજ્ હો!–પીર શાહનશાહ જન્નતનશીન થયા."

"નામુમકિન્–ખોટી વાત! અય નૌજવાન, તું રાજદૂત છે ખરો, પણ યાદ રાખજે કે, આવી ખોટી વાત કરવાના ગુનાહની તને સખ્ત સજા ભોગવવી પડશે."

"આલીજાહ, આટલો બધો શ્રમ વેઠીને હું જે આપની પાસે આવ્યો છું, તે કાંઈ ખોટી ખબર સંભળાવવા નથી આવ્યો. સૂબેદાર નજફઅલીખાનના સરળ પરંતુ પ્રચંડ સ્વભાવને હું સારી રીતે જાણું

છું. તેમના સમક્ષ આવી મિથ્યા કથા કહેવાનું સાહસ કોનાથી કરી શકાય એમ છે વારુ? જનાબેવાલા, મારા જેવા રાજકાર્ય નિયુક્ત રાજદૂતને મિથ્યાવાદી કહેવાનું પણ એક પ્રાયશ્ચિત્ત છે, એ તો આપ જાણતા જ હશો.''

''નૌજવાન, તારા કથનમાં મારો વિશ્વાસ નથી. ઔરંગજેબે તને અહીં શામાટે મોકલ્યો છે?''

''આપ તેમને પોતાની હદમાંથી લશ્કરને લઈ જવા દ્યો, એવી તેમની ઇચ્છા છે.''

''શામાટે? દિલ્લીપર ચઢાઈ લઈ જવામાટે જ કે નહિ? સુલ્તાન દારાનો એક રુક્કો ગઈ કાલે જ મારાપર આવેલો છે, અને તેના યોગે મારો નિશ્ચય થયો છે કે, આ બધા ઔરંગજેબના કૌટિલ્યના જ ખેલ છે.''

''સુલ્તાન દારા તો ખુલ્લે ખુલ્લો વિધર્મીય છે. તેના વચનમાં વિશ્વાસ રાખવો યોગ્ય નથી; કારણ કે, તે આપણા પવિત્ર કુરાનને માનતો નથી.''

''અને શાહજાદો ઔરંગજેબ ચતુરચૂડામણિ છે; તે કુરાન શરીફને માનતો હોવા છતાં પણ મહા કુટિલ અને પ્રપંચપરાયણ છે.''

નજફ્અલીના આ અંતિમ ઉદ્ગાર સાંભળતાં જ તે યુવકના મુખમંડળમાં કોપની લાલિમા દગ્ગોચર થવા લાગી. પણ મહાકષ્ટપૂર્વક એ કોપને શમાવીને તે કહેવા લાગ્યો કે;–''હું આપના કિલ્લામાં આવ્યો, એથી જ આપ મારું આટલું બધું અપમાન કરો છો કે? આપ રાજકાર્યકુશળ છો–રાજકારણોમાં જ આપના કૃષ્ણ કેશ શ્વેત થઈ ગયા છે; એટલામાટે એ તો આપે ધ્યાનમાં રાખવું જ જોઈએ કે, શાહજાદા ઔરંગજેબે દુર્બળ હાથમાં તલ્વાર ધારણ કરેલી નથી.''

નજફ્અલીખાનનું યુવકના એ ભાષણના શ્રવણમાં લેશ માત્ર પણ ધ્યાન નહોતું; કારણ કે, તે કોઈ બીજા જ વિચારમાં નિમગ્ન થયો હતો. પાસે જ પડેલી કુંડલાકૃતિ સ્વર્ણખાચત નળીમાંથી હુક્કાનો એક દમ ખેંચીને મોઢામાંથી સુવાસિક ધૂમાડો કાઢી તેણે કાંઈક કર્કશ સ્વરથી આજ્ઞા કરી કે,–'કોણ છે રે? ગુલામ, થોડુંક શરબત લઈ આવ જોઇએ.''

આજ્ઞા પ્રમાણે ગુલામ શરબત લાવ્યો અને નજફ્અલીખાન એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને તે ગટગટાવી ગયો, છતાં તેની તૃષાનું શમન ન થયું. તે કોઈ મહાગૂઢ વિચારમાં તલ્લીન થયો હતો. કેટલીકવાર પછી તેણે તે યુવકને પૂછ્યું કે;–''ઔરંગજેબની શી ઇચ્છા છે વારુ?''

''એવી કાંઈ વિશેષ ઇચ્છા નથી; શાહજાદા ઔરંગજેબ કેવળ

આપના સામાન્ય સાહાય્યનીજ અપેક્ષા રાખે છે; આપના રાજ્યની સીમામાંથી તેઓ પોતાના સૈન્યને લઈ જવા માગે છે." તરુણ રાજદૂતે ઉત્તર આપ્યું.

નજફ્અલીએ મસ્તક ધુણાવીને જણાવ્યું કે;–"નૌજવાન, તારા માલિકને જઇને કહે કે, આ નજફઅલી જીવ જતાં પણ કદાપિ નિમકહરામ થવાનો નથી. શહનશાહ શાહજહાનના સ્વર્ગવાસના નિશ્ચિત સમાચાર જાણ્યાવિના હું કોઇને પણ કશી મદદ આપવાનો નથી. તે કહેલી વાત ખોટી થાઓ, બુજર્ગ શહનશાહની ઉમ્ર દરાજ થાઓ અને પરવરદગાર તેમને અમારા સરપર સદા સલામત રાખો!"

"અમે પણ એ જ ઇચ્છીએ છીએ–બુજર્ગ શહનશાહ દીર્ઘાયુ થાઓ! પણ જનાબેવાલા, આ રુક્કો જુઓ; સુલ્તાન દારાના રુક્કા કરતાં આ રુક્કાનું મહત્ત્વ, હું ખાત્રીથી કહું છું કે, ઘણું જ વધારે છે." તરુણ રાજદૂત બોલ્યો.

"આ રુક્કો કોનો લખેલો છે?"

"રોશનઆરા બેગમનો."

"સમજ્યો, સમજ્યો! રોશનઆરા બેગમ પણ આ પ્રપંચમાં શામિલ છે; તે જહાનઆરાના પરિપાતમાટે દિલોજાનથી કોશિશ કરે છે. બાદશાહી જનાનખાનામાં તેનો એકલીનો જ અધિકાર હોય તો સારું, એવી આશાથી તે પોતાના કનિષ્ઠ બંધુને આવી રીતે મદદ કરવાને બહાર પડેલી હોવી જોઇએ."

કેટલીકવાર સુધી બન્ને સ્તબ્ધ રહ્યા. ધૂમ્રપાનમાં પણ હવે નજફ્અલીનું ધ્યાન નહોતું. ચિલમમાંનો ગુડાકૂ બળીને ભસ્મીભૂત થતો હતો. કેટલીકવાર પછી તેણે કહ્યું, કે;–"નૌજવાન, આજનો દિવસ તું અહીં કિલ્લામાંજ રહી જા; આવતી કાલે પ્રભાતમાં હું મારો નિશ્ચિત વિચાર તને જણાવીશ અને જે ઉત્તર આપવાનું હશે તે આપીશ."

"આલીજનાબ, ગુસ્તાખી મોઆફ; શાહજાદા સાહબે આજને આજ આ સવાલનો જવાબ લાવવાનો તાકીદનો હુકમ આપેલો છે; આજ રાતે તો લશ્કરે કૂચ કરવી જ જોઇએ. સારાંશ કે, આપનો સાફ સાફ જવાબ અત્યારે ને અત્યારે જ મને મળવો જોઇએ."

નજફ્અલીનો ક્રોધાગ્નિ પ્રજ્વલિત થયો. તરુણ રાજદૂતના એ ઉદ્ધત ભાષણથી તેનું મુખમંડળ લાલચોળ થઈ ગયું. બાદશાહ શાહજહાનના અનુગ્રહથી જ નજફ્અલીખાન બહારગઢનો સૂબેદાર–નવાબ થયો હતો. એટલે શાહજહાન વિરુદ્ધ કોઈ પણ કાર્ય કરવાને તે પ્રવૃત્ત થાય, એ કદાપિ શક્ય નહોતું. ધીર સ્વરથી તે કહેવા લાગ્યો કે;–

"નૌજવાન, તારા માલિકને જઇને સાફ સાફ જણાવી દે કે, નજફઅલીના જિસ્મમાં પાક પકાણુ લોહીનો એક છાંટો પણ બાકી હશે, ત્યાં સુધી તો તે બળવાખોરોને કદાપિ મદદ નહિ આપે તે નહિ જ આપે!"

"આ જ આપનો ઉંવટનો જવાબ ને ?"

"જી હા, એ જ મારો છેવટનો જવાબ!"

તરુણ રાજદૂત પોતાની તલવારપર ભાર આપી ઊઠીને ઉભો થઈ ગયો અને કહેવા લાગ્યો કે;–"ઠીક છે; પણ યાદ રાખજો કે, આ બહારગઢના કિલ્લાના એક એક પત્થર આવતી કાલે સંધ્યાકાળ પહેલાં જ દીવાલના આકારમાંથી ઢગલાના આકારમાં ફેરવાઈ જશે. આ અંજામ જોવાને નવ્વાબ સાહબ તૈયાર છે ને ?"

નજફઅલીનું મુખમંડળ પુનઃ લાલિમામંડિત થઈ ગયું. તેણે મનમાં 'આ વકીલ રાજકાર્યનિયુક્ત હશે, પણ એનું આ સાહસ સર્વથા અક્ષમ્ય છે, એ પ્રમાણેનો વિચાર કરી ક્રોધકંપિત સ્વરથી કહ્યું કે;–"તારા શાહજાદાને જણાવી દેજે કે, આવતી કાલે મારા કિલ્લાપર હલ્લો કરીને મારી તાકતનો સ્વાદ ચાખજો; જરૂર ચાખજો અને ભૂલ ન કરશો."

"સર્વ આપની ઇચ્છા પ્રમાણે જ થશે. મને તો એમ જ લાગે છે કે, આજે આપની બુદ્ધિ અવશ્ય સ્થાનભ્રષ્ટ થઈ ગઈ છે!" તરુણે કહ્યું.

"બસ, જા–આ ક્ષણે જ મારા કિલ્લામાંથી તારું કાળું કરીને ચાલતો થા! તારા જેવા દુષ્ટ રાજદૂતના મુખદર્શનથી પણ ભયંકર પાપ લાગે છે!"

તરુણ રાજદૂત તત્કાળ ત્યાંથી ચાલ્યો ગયો. પરંતુ તે સીડી ઊતરીને નીચે પહોંચ્યો હશે, એટલામાં નજફઅલીએ બૂમ મારી કે;–બંદેઅલી!"

એ બૂમની સાથે જ એક ભીમકાય સૈનિક વેગપૂર્વક આવીને તેની સમક્ષ ઊભો રહ્યો. નજફઅલીએ ગંભીર સ્વરથી તેને આજ્ઞા આપતાં કહ્યું કે;–"બંદેઅલી, હમણાં જ એક નૌજવાન અહીંથી ગયો છે, તેને કિલ્લાની બહાર જવા દેવાનો નથી. કિલ્લાના દરવાજા બંધ કરીને તેને અંદર જ અટકાવી રાખ."

સૂબેદારનો હુકમ તત્કાળ અમલમાં આવ્યો. પાંચ સાત ભીમકાય પુરુષોએ તે તરુણ રાજદૂતનાં શસ્ત્રો છીનવી લઇને તેને એક નિર્જન ગૃહમાં બંદિવાન્ કરી રાખ્યો.

—×××—

## દ્વિતીય પરિચ્છેદ

### મુક્તિ

બહારગઢમાં નજફઅલી પાસે ઔરંગઝેબના રાજદૂત તરીકે આવેલો એ તરુણ બીજો કોઈ નહિ, પણ ઔરંગઝેબનો મોટો પુત્ર મહમ્મદ જ હતો. નજફઅલીના કુટિલ કારસ્થાનના યોગે આજે તે નિઃશસ્ત્ર થઇને બંદિવાસમાં પડ્યો હતો. ક્ષુધા અને તૃષાથી તે સર્વથા કલાંત થઈ ગયો હતો અને તેના શરીરમાંથી પ્રસ્વેદનો પ્રવાહ વહી નીકળ્યો હતો. ખિન્ન હૃદયથી અત્યારે તે કોઈ ગહન વિચારમાં નિમગ્ન થયો હતો. સંધ્યાકાળ પૂર્વે જ બહારગઢના સમાચાર ઔરંગઝેબના જાણવામાં આવવા જોઈએ; પણ તેમાટે શો ઉપાય યોજવો, એના વિચારમાં તે પડ્યો હતો.

એ કારાગૃહમાંથી પલાયન કરી શકાય એવો કોઈ માર્ગ છે કે નહિ, એની તે તપાસ કરવા લાગ્યો; પરંતુ તેનો એ પ્રયત્ન નિષ્ફળ થયો. તે પ્રસ્તરમય કારાગૃહમાં એક પણ બારી નહોતી. નજફઅલીના સેવકોએ ત્યાં તેના માટે ખાવાનું લાવી રાખ્યું હતું, પરંતુ કુમાર મહમ્મદે તેને સ્પર્શ માત્ર પણ કર્યો નહિ. અત્યંત તૃષાતુર થવાથી માત્ર એક જામ ભરીને પાણી તેણે પી લીધું, પણ એથી તેની તૃષા ઓછી ન થતાં રહામી બમણી વધી ગઈ.

ધીમે ધીમે સંધ્યા થઈ અને નિશા પણ આવી લાગી. સર્વત્ર શાંતિ અને નિઃતબ્ધતાનો પ્રસાર થયેલો હતો. કિલ્લાની દીવાલપરના પહેરેગીરોના સાવધાનતાસૂચક ધ્વનિ વિના અન્ય કોઈ પણ પ્રકારનો શબ્દ સંભળાતો નહોતો. કારાગૃહમાં સ્વેચ્છાથી આશ્રય ધારી રહેનારા વાગોળ વગેરે શુદ્ર પક્ષીઓની પાંખોના ફડફડાટના અવાજથી માત્ર વચ્ચે વચ્ચે તે ગંભીર અને વિરાટ્ ગંભીરતાનો ભંગ થતો દેખાતો હતો.

મહમ્મદનો પિતા ઔરંગઝેબ બહારગઢથી પાંચ ગાઉના અંતરે પોતાના સૈન્ય સહિત છાવણી નાખીને પડ્યો હતો. નજફઅલી પાસે મોકલેલા પોતાના પુત્રના આગમનની તે અતિશય ઉત્કંઠાથી માર્ગપ્રતીક્ષા કરતો હતો. અલ્પ વિલંબ અને કિંચિદ્ અસાવધતા થતાં જ ઔરંગઝેબના રાજ્ય, જીવન અને સિંહાસન આદિ સર્વ વસ્તુઓનો નાશ થઈ જવાનો સંભવ હતો. આ વિચારો મહમ્મદના મનમાં આવતાં તેની એક પ્રકારે વિલક્ષણ દશા થઈ ગઈ હતી. ક્ષણમાં ક્રોધ, ક્ષણમાં નિરાશા અને ક્ષણમાં વિષાદ આદિ નાના પ્રકારના વિકારો તેના અંતઃકરણમાં ઉદ્ભવીને વિક્ષોભને ઉત્પન્ન કરવા લાગ્યા. તે કોપથી દાંત હોઠ ચાવવા લાગ્યો અને સંતાપથી તેના હાથોની મુઠ્ઠીઓ પોતાની

મેળે જ વળવા લાગી. આ વેળાએ જો નજફ્અલી તેની દષ્ટિએ પડ્યો હોત, તો મહમ્મદે તત્કાળ ત્યાંનો ત્યાં જ તેને જહન્નમવાસિલ કરી નાખ્યો હોત!

પરંતુ દંતહીન ભુજંગના કોપ પ્રમાણે મહમ્મદનો કોપ પણ ધીમે ધીમે શાંત થયો. ક્ષુધા અને તૃષાથી આવેલી ગ્લાનિના યોગે તેને તંદ્રા આવી ગઈ. એ અસ્વસ્થ નિદ્રામાં મહમ્મદને એક સ્વપ્ન લાધ્યું. એક અત્યંત રૂપવતી સુંદરી–સુરસુંદરી–હસ્તમાં દિવ્ય પ્રકાશ લઇને તેને કારાગૃહમાંથી મુક્ત કરવા ત્યાં આવી. તેણે તેની મુક્તિ કરીને તેને કારાગૃહમાંથી બહાર કાઢ્યો. નજફ્અલીના એ ભયાનક કારાગારમાંથી મુક્ત થતાં જ બહારના મુક્ત તથા સ્વાતંત્ર્યયુક્ત સમીરનો શરીરને સ્પર્શ થયો અને તેથી મહમ્મદને જાણે નવીન જીવનની જ પ્રાપ્તિ થઈ!

પણ સ્વપ્ન કર્યાંય સત્ય થાય છે ખરાં કે? બીજાં સ્વપ્ન ભલે સત્ય સિદ્ધ ન થતાં હોય, પણ મહમ્મદનું એ સ્વપ્ન તો અક્ષરે અક્ષર સત્ય નીવડ્યું. "આલીજનાબ, હું તમારી મુક્તિ કરવામાટે જ અહીં આવી છું!" એવા શબ્દો કોઈએ મંજુલ સ્વરથી ઉચ્ચાર્યાનો મહમ્મદને ભાસ થયો; તેમ જ પોતાના શરીરપર કોઈ પોતાના પુષ્પસુકોમળ હસ્તનો સ્પર્શ કરીને તે હસ્તને આમતેમ ફેરવે છે, એમ પણ તેને લાગ્યું. તત્કાળ તેની તંદ્રાનો ભંગ થઈ ગયો, તેણે નેત્રો ઉઘાડીને જોયું તો સ્વપ્નગત દશ્ય પ્રમાણે ખરેખર જ એક અત્યંત લાવણ્યમયી લલના પોતાના કોમળ હસ્તમાં એક લઘુ દીપક લઇને પોતાના બીજા કુસુમકરવડે તેને પસવારતી હતી, એમ તેના જોવામાં આવ્યું. મહમ્મદનાં નેત્રો ઊઘડતાં જ વીણા વિનિંદિત સ્વરથી તે સુંદરી તેને ઉદ્દેશીને કહેવા લાગી કે;–"આલી-જનાબ, હું તમારી મુક્તિ કરવામાટે જ અહીં આવી છું."

"તમે કોણ છો?" મહમ્મદે આશ્ચર્યચકિત થઇને પૂછ્યું.

યુવતીએ હસીને ઉત્તર આપ્યુ કે;–"અત્યારે જ આપના એ પ્રશ્નનું ઉત્તર આપવાનું કાંઈ પણ પ્રયોજન નથી. આપ કૃપા કરીને સત્વર મારી પાછળ આવો."

લેશમાત્ર પૂર્વપરિચય ન હોવા છતાં તે સુંદરીના પોતા સાથેના આવા આત્મભાવદર્શક વર્તાનને જોઇને મહમ્મદ અતિ વિસ્મયચકિત થઈ ગયો. તે બોલ્યો;–"આપણો લેશમાત્ર પણ પરિચય ન હોવાથી હું તમારા વચનમાં કેવી રીતે વિશ્વાસ રાખી શકું વારુ? હું એક ચોર પ્રમાણે આ કિલ્લામાંથી ન્હાસી જવા નથી ઇચ્છતો. એક બંદીવાનને મુક્ત કરવાનો તમને શો અધિકાર છે, એ પ્રથમ મારે જાણી લેવું જોઇએ."

તેના અવિશ્વાસદર્શક ભાષણને સાંભળીને યુવતી પાછી જરાક

હસી! અહાહા! તે સુંદરીના તે સ્મિતમાં કેવી અલૌકિક રમણીયતા દૃષ્ટિગોચર થતી હતી! આવા સુંદર મૃદુ હાસ્યને કોઈ પણ રમણીના અધરોપર વિરાજમાન થયેલું કુમાર મહમ્મદે કદાપિ જોયું નહોતું.

રમણીના કેશજાળનો તેના પૃષ્ઠભાગપર વિસ્તાર થયેલો હતો. તેના શરીરપર પીરોજીરંગની મણિખચિત ઓઢણી હતી, અને ઓઢણીની નીચે ગુલાબી રેશનો પગ સુધી લંબાયલો પેશવાજ હતો. તેના મુખમંડળમાં અતુલ સ્વર્ગીય પ્રભા વિલસતી હતી અને અધરોપર સુધામધુર મૃદુસ્મિત શોભતું હતું. તે તરુણીના એક હાથમાં દીપ હતો અને બીજો હાથ તેણે પોતાની હડપચીને અડકાડ્યો હતો.

યુવતીએ સહાસ્ય મુદ્રાથી કહ્યું:-"ત્યારે તો પ્રથમ આપ પોતે જ મને પોતાનો પરિચય આપો."

સુંદરીના આ સરળ પ્રશ્નનું ઉત્તર આપવામાં કુમારે જરા પણ આનાકાની કરી નહિ. તેણે જણાવ્યું કે;-"હું ભાવિ બાદશાહ ઔરંગઝેબનો મોટો પુત્ર છું અને મારું નામ કુમાર મહમ્મદ છે."

'કુમાર મહમ્મદ' એ નામ સાંભળતાં જ તે રમણી જરાક ચમકીને પાછી હઠી ગઈ. કેટલીકવાર પછી તે બોલી કે;-"કુમાર આ અવિચારી અને અપ્રગલ્ભ અબળાના સાહસની ક્ષમા આપશો, એવી આશા છે. મારા વાલિદ સાથે આપનું જે સંભાષણ થયું હતું, તે પડદા પાછળ રહીને મેં આદિથી અંતપર્યંત સાંભળ્યું હતું."

"સુંદરિ, ત્યારે તું નજફઅલીખાનની નૂરેનજર દુખ્તર કે? એ પંકપૂર્ણ સલિલમાં તારા સમાન સુવર્ણ સરોજનો જન્મ! આ નરકરૂપ રાજ્યમાં તારા જેવી સુર સુંદરીનો ઉદય! મારી મુક્તિમાટે આટલો બધો પરિશ્રમ વેઠવાનું તને શું કારણ?" મહમ્મદે કહ્યું.

રમણીએ કુમારના એ પ્રશ્નનું કાંઈ પણ ઉત્તર ન આપ્યું. તે મનોગત કહેવા લાગી કે;-"આપની મુક્તિ કરવાને હું શામાટે આટલી બધી ઉત્સુક થઈ રહી છું, એ હું આપને શું જણાવું? આપના દર્શનનો પ્રથમ લાભ મળ્યો હતો, ત્યારપછી આજે જ પુનઃ આપના દર્શનનું સુખ પ્રાપ્ત થયું છે. આપનું પ્રથમ દર્શન થયું, ત્યારથી એક સુંદર મૂર્તિ મારા હૃદયમંદિરમાં નિરંતર નિવાસ કરી રહી છે-દિવસ અને રાત્રિમાં એક ક્ષણ માત્ર પણ તે ત્યાંથી ખસતી નથી! તે મૂર્તિ કોની વારુ? મારા મનનું બળાત્કારે હરણ કરીને પોતાના વિજયના પૂર્ણ ચિહ્ન તરીકે પોતાની મૂર્તિને મારા હૃદયમાં સદાને માટે સ્થાપનાર આપ જ તે પરાક્રમશાલી વીરપુરુષ છો! પણ પુરુષ હોવાથી આપ મને વિસરી ગયા છો, અને હું સ્ત્રી હોવાથી આપને વિસરી ગઈ નથી, તેમ જ ભવિષ્યમાં વિસરી

જાઉં, એ શકય પણ નથી. નવરોજના ઉત્સવમાં આગરામાં થયેલા આપના દર્શનને હું કદાપિ મારા સ્મરણમાંથી દૂર કરી શકવાની નથી."

ઘણીવાર સુધી પોતાના પ્રશ્નનું ઉત્તર ન મળેલું જોઇને કુમારે પુનઃ પૂછ્યું કે;–"ઉત્તર આપવામાં આટલો બધો વિચાર શાનો?"

"વિચાર કાંઈ પણ નથી; આપ ઝટપટ મારી સાથે ચાલો."

એક શબ્દ પણ ન ઉચ્ચારતાં મહમ્મદ તેની પાછળ ચાલતો થયો. ચાલતાં ચાલતાં મહમ્મદના જોવામાં આવ્યું કે, તે રમણી એક મોટા જાગીરદાર નવ્વાબની કન્યા હોવા છતાં અત્યારે તેના શરીરપર એક પણ અલંકાર નહોતો; છતાં તેના સ્વર્ગીય સૌન્દર્યની છટા કાંઈ ઓર જ દેખાતી હતી. અલંકારશૂન્યતાના યોગે તેનું નૈસર્ગિક લાવણ્ય અધિક જ વિલસતું હતું.

પોતાની ઉદ્ધારકર્ત્રીના વસ્ત્રમાં કાંઈ બાંધેલું છે, એમ પણ કુમારના જોવામાં આવ્યું. તેણે તેને મહા ઉત્સુકતાથી પૂછ્યું કે;–"સુંદરિ, મારી ધૃષ્ટતાની ક્ષમા કર. તારા વસ્ત્રમાં આ શું બાંધેલું છે વારુ?"

યુવતીએ એ પ્રશ્નનું પણ કાંઈ ઉત્તર ન આપ્યું. જરાક હસીને તેણે કહ્યું કે;–"દિલ્લીશ્વરના પૌત્રની જિજ્ઞાસાબુદ્ધિ તો મહાતીવ્ર છે ને શું!"

થોડા જ વખતમાં તે બન્ને કિલ્લાના દરવાજા પાસે આવી પહોંચ્યાં, અને તત્કાળ બંધ દરવાજા ધડાક દેતા કે ખુલ્લા થઈ ગયા. તે દરવાજાની સ્હામે એક પ્રહરી નગ્ન તલ્વાર લઇને ઊભો હતો. તેણે પૂછ્યું;–"મારી શી વ્યવસ્થા કરી છે?"

યુવતીએ પોતાના વસ્ત્રમાં બાંધેલી વસ્તુ તે પ્રહરીને આપીને કહ્યું કે;–"ગુલામ, આ વેચવાથી જે કીમત આવશે, તેના યોગે તારા માલિકની ગુલામગીરીમાંથી તું ખુશીથી પોતાનો છૂટકો કરી શકીશ; એટલું જ નહિ, પણ તું અમીર પ્રમાણે પોતાની આખી જિન્દગી અયશઆરામમાં વીતાડી શકીશ!"

રમણીએ તે પ્રહરીને આપેલો પદાર્થ તે હીરાનો એક બહુમૂલ્ય અલંકાર હતો, એમ મહમ્મદના જાણવામાં આવી ગયું. 'એ ઉદાર હૃદયની સુંદરીએ પોતાનું સર્વસ્વ આપીને મારો છૂટકો કર્યો, એ એનો કેટલો બધો ઉપકાર!' આવો વિચાર મનમાં આવવાથી કુમારનું હૃદય કૃતજ્ઞતાથી ગદ્‌ગદિત થઈ ગયું. ગળગળા સ્વરથી તેણે સુંદરીને કહ્યું કે;–"સુન્દરિ, તારા આ ઉપકારોનો બદલો મારાથી કદાપિ વાળી શકાય તેમ નથી. પોતાના નામનો નિર્દેશ કરીને આ મહમ્મદનાં શ્રવણોને તું કૃતાર્થ કરીશ કે?"

"આ હતભાગિનીના નામને જાણવાથી દિલ્લીશ્વરના પૌત્રને શો લાભ થવાનો હતો વારુ?"

"કેમ વારુ? આ હતભાગી પોતાની જીવનદાત્રીનું નામ પણ ન જાણે, એના કરતાં વિશેષ દુર્ભાગ્ય બીજું શું હોઈ શકે?"

"આ દાસીનું નામ જન્નતઆરા."

"અહાહા–જન્નતઆરા–જન્નતઆરા! કેવું અને કેટલું સુંદર નામ! જેનું નામ આટલું રમણીય છે, તે પોતે કેવી અને કેટલી બધી રમણીય હોવી જોઇએ! આજ સુધીમાં અનેક રમણીઓનાં નામ મેં સાંભળ્યાં છે, તેમાં આવું સુંદર અને આવું મિષ્ટ નામ અદ્યાપિ એક પણ મારા સાંભળવામાં આવ્યું નથી. જન્નતઆરા, બિહિસ્તની હૂરીને પણ લજાવનારા તારા આ સૌન્દર્ય તથા મોટા ઓલિયાઓને પણ અનુકરણીય થાય તેવા તારા આ સદ્‌ગુણોને જોઇને હું એમ જ કહું છું કે, તારા જેવી માત્ર તું જ છે અને તારો અવતાર ધન્ય છે. હે દેવબાળા, મારામાટે તું તારા જીવને વિનાકારણ શાને જોખમમાં નાખે છે!"

"કુમાર, મારે હજી પણ આપને થોડાક આગળ પહોંચાડવા જોઇશે. આપ મોટે રસ્તેથી જશો નહિ. જો રાજમાર્ગમાં જશો, તો આપ તત્કાળ પકડાઈ જશો. કારાગારમાંથી આપના છૂટી જવાની વાત વધારેવાર છાની રહી શકે, તેમ નથી. મારા વાલિદ નજફઅલીખાનના તીક્ષ્ણ બુદ્ધિબળને પરાજિત કરી શકે, એવા મનુષ્ય હિન્દુસ્તાનમાં બહુ જ થોડા મળી શકવાના; એ મારે આપને નવેસરથી જણાવવું પડે તેમ તો નથી જ."

"સુંદરિ, તેં જ કારાગૃહમાંથી મારો છૂટકો કર્યો છે, એ વાત જો તારા પિતાના જાણવામાં આવે, તો તે તને શું શાસન કરે વારુ?"

"એ પ્રશ્નના ઊહાપોહનો આ પ્રસંગ નથી. હવે હું આપની રજા લઉં છું, અને આશા રાખું છું કે, અવશ્ય કોઇવાર તો આપણી મુલાકાત થવાની જ; ખરું કે નહિ?"

અચાનક પાછળથી કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. તે સાંભળતાં જ જન્નતઆરા ચમકી ગઈ; પરંતુ તેને ભાસ્યું કે, એ વ્યર્થ ભાસ થયેલો હોવો જોઇએ.

કુમાર મહમ્મદ જન્નતઆરાની આજ્ઞા લઇને ચાલતો થયો. નવાબનંદિની પણ શૂન્ય હૃદયથી ધીમાં પગલાં ભરતી કિલ્લા તરફ પાછી વળી.

## તૃતીય પરિચ્છેદ

### પ્રણયિની

રજનીકાંત ચંદ્ર પૃથ્વીપર શુભ્ર જ્યોત્સ્નાની વૃષ્ટિ વર્ષાવતો હતો. ચંદ્રિકાની અત્યંત વિમળ અને તરલ રજતધારાના યોગે સૃષ્ટિએ અવર્ણનીય શોભા ધારણ કરી હતી. આકાશમાં નક્ષત્રમંડળ

ચંદ્રમાં પ્રસન્ન મુદ્રાથી હસતો હતો. પ્રકૃતિ જાણે પોતાના પ્રિય વલ્લભ સાથે થયેલા મિલનના યોગે આનંદાતિશયથી ભ્રમિષ્ટ કિંવા ઉન્મત્ત થઈ ગઈ હોયની! એવો જ ભાસ થતો હતો. શુભ્ર કૌમુદીના સુખકારક સ્પર્શથી આજે અનેક ધવલ વનમલ્લિકાઓ પ્રફુલ્લ થઈ હતી. એ જ્યોત્સ્નાસાગરમાં સ્નાન કરતા ચકોર આનંદથી ઇતસ્તતઃ ઉડતા હતા. એવા પ્રફુલ્લ ચંદ્રપ્રકાશમાં કુમાર મહમ્મદ તિમિરાક્રાંત ખિન્ન મનથી બહારગઢના રાજમાર્ગમાં ચાલતો થયો.

જે સ્થળે પોતાના અશ્વને બાંધીને કુમાર કિલ્લામાં ગયો હતો, ત્યાં આવીને તેણે જોયું તો તેનો અશ્વ નહોતો. 'બહારગઢમાંનો કોઈ ચોટ્ટો સિપાહી તેને લંબાવી ગયો હશે,' એવી તેના મનમાં કલ્પના આવી.' આવા ગંભીર નિશાકાળે શત્રુ નગરીમાં તે એકલો જ હતો. આત્મરક્ષણ-માટે જન્નતઆરાએ આપેલી એક તલ્વાર જ તેની પાસે હતી. ધીમે ધીમે તે નગરની સીમાને ઉલ્લંઘી ગયો. બહારગઢની સીમા પછી પાંચ ગાઉનો પથ કાપે ત્યારે જ તે પોતાના પિતાના શિબિરમાં પહોંચી શકે એમ હતું. કુમાર શૂન્યહૃદયથી ચાલ્યો જતો હતો. તેના હૃદયમાંના ચૈતન્યને જાણે કોઈ હરી ગયું હોયની, એમ જ તેને ભાસ્યા કરતું હતું અને જે વ્યક્તિએ તેને હરી લીધું હતું, તેણે તેના બદલામાં કુમારને કાંઈ પણ આપ્યું નહોતું. મહમ્મદના ચિત્તની આવી વિલક્ષણ સ્થિતિ થવાથી તે પોતાના કર્તવ્યને અને પિતૃકાર્યને ભૂલી ગયો. તેને કોઈ પણ વિષયનું જ્ઞાન કે ભાન રહ્યું નહોતું. તેના હૃદયમાં કોઇનો પ્રદીપ્ત રૂપવહ્નિ ભયંકર જ્વાળા સહિત બળતો હતો! તે જો કે શૂન્યહૃદય થયો હતો, તોપણ એટલું માત્ર તેને નિશ્ચયપૂર્વક ભાસતું હતું કે,—"જો એ દિવ્ય રૂપવતી વ્યક્તિની પ્રાપ્તિ થાય, તો મારી સર્વ આશાઓની પૂર્ત્તિ થવાનો સંભવ છે. એ લાભ સમક્ષ રાજ્ય, સિંહાસન અને કર્ત્તવ્ય આદિ સર્વ તુચ્છ અને યત્કિંચિત્ છે!"

તે વ્યક્તિ કઈ, તે વાંચકોને અમારે જણાવવું જોઇશે કે? જન્નતઆરાના સ્વર્ગીય લાવણ્યવડે કુમારનું હૃદય પરિપૂર્ણ થઈ ગયું હતું. જન્નતઆરાના દર્શન અને પરિચય પછી તે નજફઅલીએ પોતાના કરેલા અપમાનને, રાજકાર્યને તેમ જ પોતાના કર્ત્તવ્યને પણ ભૂલી ગયો! જન્નતઆરાએ મહમ્મદને જીવન આપ્યું—સ્વાતંત્ર્ય આપ્યું, પણ તે તેના હૃદયને હરી ગઈ! પ્રણયના રાજ્યમાં આવી વિલક્ષણ ઘટનાઓ જ દૃષ્ટિગોચર થયા કરે છે.

કુમારને પાંચ ગાઉનો લાંબો અને કંટાળાભરેલો પંથ પગે ચાલીને જ કાપવાનો હતો. 'આ પંથને કાપીને હું મારા શિબિરમાં કેવી રીતે પહોંચી

રાકીશ' એના તેને મહા વિચાર થઈ પડ્યો. પ્રસ્વેદજળથી તેનું સમસ્ત શરીર તરબોળ થઈ ગયું હતું, અને ક્લાન્તિથી તે સર્વથા ગળી ગયો હતો. અચાનક પાછળના ભાગમાંથી તેને ઘોડાનાં ટાંપાંનો અવાજ સંભળાયો, 'પાછળથી કોઈ પણ ઘોડાને દોડાવતો આવતો હોવો જોઇએ' એવો તેને ભાસ થયો. 'મને પકડવામાટે નજફ્અલીએ સ્વાર મોકલેલા હોવા જોઇએ' એવો તેને સંશય આવ્યો. ત્યાં જ થોભી જઇને તેણે પાછા ફરીને જોયું, પણ કોઈ પણ તેના જોવામાં ન આવ્યું.

એટલામાં અચાનક કોઇના ગાંધર્વસદશ કંઠમાંથી નીકળેલા સંગીતની સુસ્વર લહરીઓ કુમારના કર્ણપથમાં આવીને અથડાઈ. તે શુભ્રજ્યોત્સ્નાપુલકિત રાત્રિના સમયમાં કોઈ અતિ સુસ્વર કંઠથી ગાતું હતું. તે સંગીતલહરીથી ત્યાંનો સર્વ પ્રદેશ વ્યાપ્ત થઈ ગયો હતો.

ચંદ્રિકાના સામ્રાજ્યમાં, શાંત ગંભીર નિશાકાળે, અશ્વારૂઢ થઇને આવા મધુર સ્વરથી કોણ ગાતું હતું, એ જોવાને મહમ્મદ અતિશય ઉત્કંઠિત થયો. અલ્પસમયમાં જ એક સ્વાર આવીને તેની સ્હામે ઊભો રહ્યો. કુમારપર દૃષ્ટિ પડતાં જ તેનું સંગીત બંધ પડી ગયું. સ્વારે જરાક દમથી જ સવાલ કર્યો કે;—"એ કોણ જાય છે ત્યાંથી?"

"તું કોણ છે?" કુમારે સ્હામો પ્રશ્ન કર્યો.

"હું ગમે તે છું, પણ ચોર પ્રમાણે પલાયન કરનાર તું કોણ છે, તે પહેલાં જણાવી દે." સ્વાર બોલ્યો.

કુમારે ક્રોધથી સ્વાર પાસે જઇને કર્કશ સ્વરથી પોકાર કરી કહ્યું કે;—"તને તારી શક્તિનો આટલો બધો ગર્વ છે, તો હવે હું પણ બતાવી આપું છું કે, આ તારો કાકો કોણ છે તે!"

તે સ્વાર જે ઘોડાપર બેઠેલો હતો, તે તેનો પોતાનો જ ઘોડો હતો, એ તો ઠેઠ અત્યારે રહી રહીને જ કુમારના જાણવામાં આવ્યું. આશ્ચર્યચકિત થઇને કુમારે કહ્યું કે;—"આ ઘોડો તો મારો છે, તે તને ક્યાંથી મળ્યો?"

"ગમે ત્યાંથી મળ્યો. હું તને પકડવા માટે આવ્યો છું, એટલે તારે હવે વધારે ગડબડ ન કરવી. ચુપચુપ મારા તાબે થઈ જા. કોનો ઘોડો અને ક્યાંથી મળ્યો, એની તને શી પંચાત વારુ?"

"એમ કે? ત્યારે તો હવે તને અને જે તારી સાથે બીજા સ્વારો હોય તો તે સર્વને પણ આ ઘોડો કોનો છે, એ હું સારી રીતે સમજાવી દઇશ."

"તારી આ ગીદડ ભપકીથી બ્હી જનારો આ જવાંમર્દ નથી. તને પાછો બોલાવવામાટે મને નજફ્અલીખાંએ મોકલ્યો છે. તને બંદિ

વાસમાં નાખવામાટે હવે તેમને પશ્ચાત્તાપ થવા માંડ્યો છે અને તેથી તારી માફી માગવામાટે જ તેમણે તને પાછો બોલાવ્યો છે."

"શામાટે? આગળ કર્યો હતો, એના કરતાં પાછો વધારે આદર સત્કાર કરવામાટે કે? બસ, હવે આવવાનુ કાંઈ પણ કારણ નથી. જેટલો થયો તેટલો સત્કાર સંપૂર્ણ છે."

"કદાચિત્ તેમ પણ હોય. પણ તું ચુપચુપ મારી સાથે ચાલ; નહિ તો તને ચતુર્ભુજ કરીને તથા મારીફટીને બળાત્કારે લઈ જવો પડશે. ઔરંગઝેબનો સાહબજાદો અને તે આટલો નાહિંમત-નામર્દ!"

સ્વારના આ શબ્દો સાંભળતાં જ કુમાર ગુસ્સાથી લાલચોળ થઈ ગયો. તેની તલ્વાર મ્યાનમાંથી બહાર નીકળી પડી. સ્વારના કંઠપ્રદેશને તાકીને તે તલ્વારનો વાર કરવા જતો હતો, એટલામાં સ્વારે અતિશય ચપળતાથી ઘોડાપરથી નીચે કૂદકો માર્યો અને કુમારને દૃઢ આલિંગન આપી પોતાના બાહુપાશમાં બદ્ધ કરી લીધો!

આ વિલક્ષણ ચમત્કારને જોઇને મહમ્મદ.તો દિગ્મૂઢ જ બની ગયો. તે આલિંગન કઠોર શરીરના પુરુષનું તો નહોતું જ-તે સ્પર્શ તેને કોમળ પુષ્પના સ્પર્શ સમાન ભાસ્યું! તેણે તે સ્વારને આશ્ચર્યચકિત મુદ્રાથી પ્રશ્ન કર્યો કે;-"તું આવો ચમત્કારિક પુરુષ કોણ છે વારુ?"

તે સ્વારે પોતાના મસ્તકપરના મંદિલને ઉતારીને દૂર ફેંકી દીધું અને અખંડ હાસ્યવ્યાપારનો આરંભ કરી દીધો. કેટલીકવાર પછી તેણે કહ્યું કે,-"જી હા, હું ચમત્કારિક પુરુષ છું ખરો. કુમાર, આપ મને ઓળખી ન શક્યા ને? બાઈ, આ કેવું આશ્ચર્ય! આવા ભોળા નૌજવાનને તે ઔરંગઝેબે દૂતકાર્ય કરવા કેમ મોકલ્યો હશે? આ તો વિવાહની વર્ધી કરી આવે, એવી મૂર્ત્તિ જ જણાય છે ને શું!!"

હવે તે પાપિયસીને મહમ્મદે ઓળખી અને કહ્યું કે;-"કોણ, તું જહાનઆરા? તું આ વેશમાં આટલી મોડી રાત્રે અને અહીં ક્યાંથી?"

"તમારામાટે જ કુમાર!"

"મારામાટે તેં આટલો બધો પરિશ્રમ શામાટે વેઠ્યો?"

"આ સવાલ તમારા મુખમાંથી? તમે મારા જીવનસર્વસ્વ છો-તમારા વિના આ જહાનઆરાને એક ક્ષણ પણ યુગસમાન થઈ પડે છે. જ્યારથી તમારા બહારગઢ તરફ એકલા જવાની વાર્ત્તા મારા જાણવામાં આવી, ત્યારથી મારા હૃદયમાં ભય અને સંશયનો સંચાર થતાં મારી શાંતિનો સંહાર થઈ ગયો હતો. તમારા શિરપર અવશ્ય કાંઈ પણ સંકટ આવશે જ, એમ મારી મનોદેવતા મને કહેવા લાગી. એ કારણથી મારણનો વેશ લઇને હું તમારી પાછળ જ નીકળી પડી અને યુક્તિ

પ્રયુક્તિથી બહાદરગઢના કિલ્લામાં પ્રવેશ કર્યો. તે પીટ્યા નજફઅલીએ તમને બંદિવાન્ કર્યાના સમાચાર થોડા વખતમાં જ મારા સાંભળવામાં આવ્યા."

"એ સમાચાર તને સાચા મળ્યા. પણ પછી શું થયું?"

"કારાગૃહમાંથી તમારો છૂટકો કેવી રીતે કરવો, એનો માર્ગ મને મળી ન શક્યો. તમારો છૂટકો તો જરૂર થવો જ જોઇએ, પણ તે કરવો કેવી રીતે? સંધ્યાકાળ થવા પછી બહારના કોઈ પણ અજ્ઞાત મનુષ્યને તેઓ કિલ્લામાં રહેવા નથી દેતા; એટલે મારું સર્વ કૌશલ્ય વ્યર્થ થયું. સંધ્યાકાળ થતાં જ અધિકારીઓએ મને કિલ્લામાંથી બહાર હાંકી કાઢી. કિલ્લાની બહાર આવ્યા પછી તો તમારા છૂટકા વિશે મારી સર્વથા નિરાશા જ થઈ ગઈ. એટલામાં તમારો ઘોડો એક ઠેકાણે બાંધેલો મારા જોવામાં આવ્યો. એ ઘોડાને લઇને હું એક મુસાફિરખાનામાં ગઈ અને ત્યાં ઘોડાને છૂપાવી રાખ્યો."

"વારુ, ત્યાર પછી શું કર્યું?"

"કિલ્લાના દરવાજાપર જે પહેરેગીરો રહે છે, તેમની સાથે સંધાન સાંધીને જો તેઓ કિલ્લામાં જવા દે, તો યત્ન કરી જોવો, એવા ઉદ્દેશથી હું પાછી ત્યાં ગઈ. મારી ધારણા પ્રમાણે એક પહેરેગીરને મેં તત્કાળ વશ પણ કરી લીધો. તે જરૂર મને અંદર જવા દેશે, એવી આશાનો મારા મનમાં ઉદય થતો હતો એટલામાં મારું દુર્ભાગ્ય પુનઃ આડું આવ્યું. તે પહેરેગીરનો પહેરો બદલાયો અને તેની જગ્યાએ બીજો પહેરેગીર આવ્યો. એ બીજા પ્રહરીના મનમાં મારાવિશે સંશય આવતાં મને તેણે ત્યાંથી હાંકી કાઢી. 'આ ગરીબ માણસને માત્ર એક રાત કિલ્લામાં આશ્રય આપો,' એમ કહીને મેં તેની ઘણી વિનવણી કરી, પણ તે એકનો બે ન થયો અને કહેવા લાગ્યો કે, 'શહરમાં મુસાફિરખાનું છે, ત્યાં જઇને રાત વીતાડ.' હું લાચાર થઈ ગઈ."

"પછી તું મુસાફિરખાનામાં ગઈ કે? અને ત્યાં જઇને તેં શી કૃતિ કરી?"

"ન જાઉં, તો શું કરું? બીજો કોઈ પણ ઉપાય ન દેખાયાથી મેં અંતે સ્ત્રીઓના સ્વાભાવિક શસ્ત્રને બહાર કાઢ્યું. મેં આપને યાદ કરીને બોરબોર જેવડાં આંસૂ વર્ષાવ્યાં. તમારી મુક્તિમાટે મેં પરવરદિગારની અનેક પ્રકારે પ્રાર્થના કરી. અને મનમાં વિચાર કર્યો કે, રાત્રિ ત્યાં જ વીતાડીને પ્રભાતમાં તમારી મુક્તિનો ઉપાય કરવો."

"તારો આવો વિચાર છતાં અત્યારે રાત્રિના સમયે જ સરાયમાંથી બહાર કેમ નીકળી આવી વારુ?"

"કેવળ તમારા દર્શનમાટે જ. અનેક યત્ન કરવા છતાં મને ત્યાં નિદ્રા ન આવી. મનમાં અશાંતિ વધી જવાથી હું તડફડ્યા કરતી હતી. એ મુસાફિરખાનું શહરના ઠેઠ એક છેડાપર આવેલું છે, એટલે ત્યાંથી શહરમાં જતા આવતા બધા વટેમાર્ગૂઓ જોવામાં આવ્યા કરે છે. છેવટે જ્યારે તમે ત્યાંથી જતા મારી દૃષ્ટિએ પડ્યા, તે વેળાએ મારા મનમાં જે આનંદ થયો, તેનું વર્ણન કરવાની મારી વાણીમાં શક્તિ નથી. તમને કારાગૃહમાંથી છૂટેલા જોઇને મારા હર્ષનો અવધિ થયો. તત્કાળ આ વેશ ધારી લઇને અશ્વારૂઢ થઈ હું તમારી પાછળ આવવાને નીકળી. તમે વ્યાકુળ થઈ ગયા હશો અને અત્યારે તમને ઘોડાની ઘણીજ જરૂર હશે, એવો મેં મનમાં તર્ક કર્યો. આપના ખાન-પાનમાટેની પણ મેં થોડી ઘણી વ્યવસ્થા કરી રાખી છે. જો ઇચ્છા હોય, તો–"

"એ બધી ખટપટ અત્યારે રહેવા દે; પણ તું ગાતી'તી કેમ, એ પહેલાં કહે."

"આ કેવો પ્રશ્ન? હૃદયમાં આનંદ માતો નહોતો, એટલે તેને ગાયનના રૂપે બહાર કાઢતી હતી. આ વિમલ ચંદ્રપ્રકાશ, આ મૃદુ મલયસમીરણ, આ શાંત પ્રકૃતિ અને એ સર્વ કરતાં આપની થયેલી બંધનમુક્તિ તથા આપના દર્શનનો લાભ, એ સર્વના યોગે મારા હૃદય-સાગરમાં આનંદની ઊર્મિઓ ઉછળવા લાગી અને એ સર્વનો વેગ અનિ-વાર્ય થવાથી તે વેગ અંતે મારા મુખદ્વારમાંથી સંગીતના રૂપે બહાર નીકળવા લાગ્યો."

કુમારનાં નેત્રોમાંથી અશ્રુપ્રવાહનું વહન થવા લાગ્યું–તેણે જહાન-આરાને ગાઢ પ્રેમાલિંગન આપ્યું. જહાનઆરાના તે ચંદ્રિકાશોભિત આરક્ત ઓષ્ઠોપર ચુંબનની અસ્પષ્ટ રેખા પણ પ્રતિબિંબિત થઈ. કુમાર મહમ્મદ પ્રેમભાવથી તેને કહેવા લાગ્યો કે;–"જહાનઆરા, મારામાટે તેં આટલો બધો શ્રમ શામાટે વેઠ્યો વારુ?"

"પાછો એનો એ જ સવાલ? મારા એ પરિશ્રમ વેઠવાના રહસ્યને આપ સમજી શકો તેમ નથી. આપ મોટા લોક, એટલે કે બાદશાહના પુત્ર છો; એટલે આપની પ્રિયતમાઓ તો અનેક હશે; પણ આપના વિના મારો વલ્લભ બીજો કોઈ પણ નથી. આપના પિતાએ મને યુદ્ધમાં બંદિની કરી લાવીને આપની પરિચારિકા તરીકે રાખી હતી; એટલે આજે બે વર્ષથી હું આપના સહવાસમાં રહું છું. મારા હૃદયમાં મેં આપને અચલ સ્થાન આપેલું છે. આ બધી વાત આપના જાણ-વામાં હોવા છતાં આપ મને સવાલ કરો છો કે, આ પરિશ્રમ મેં શામાટે વેઠ્યો?"

તે સ્વચ્છ ચંદ્રપ્રકાશમાં જહાનઆરાનાં નેત્રોમાંથી પડતા અશ્રુબિન્દુઓ સ્પષ્ટતાથી કુમારના જોવામાં આવ્યા. મહમ્મદ પણ કાંઈક લજ્જિત થઈ ગયો. આવા પ્રસંગે જહાનઆરાને આમ પૂછવું યોગ્ય નહોતું.

—:o:—

## ચતુર્થ પરિચ્છેદ

### સુરસુંદરી કે પિશાચિકા?

જેના શિખરે અનેક રક્તપતાકાઓ ઉડતી હતી, એવા વિસ્તીર્ણ બાદશાહી તંબૂના એક દીપોજ્જ્વલિત દાલાનમાં, જેણે શ્વેત વસ્ત્રો પરિધાન કરેલાં હતાં, મસ્તકે મંદિલ હતું, અને જે વધારે ઊંચો નહોતો, તેમ જ વધારે નીચો પણ નહોતો, એવો મધ્યમ બાંધાનો એક તેજસ્વી પુરુષ પ્રજ્વલિત શમાદાન પાસે બેસીને લક્ષપૂર્વક કેટલાંક ગુપ્ત પત્રો વાંચવામાં નિમગ્ન થયો હતો. તેના તે સુંદર શ્મશ્રુમંડિત મુખમંડળમાં ક્ષણમાં વિષાદ તો ક્ષણમાં હર્ષ, ક્ષણમાં ચિંતાશૂન્યતા તો ક્ષણમાં ક્રોધ અને ક્ષણમાં આશા તો ક્ષણમાં નિરાશા ઇત્યાદિ ભિન્ન ભિન્ન વિકારો ક્ષણે ક્ષણે દૃષ્ટિગોચર થતા હતા. સ્હામેની કનાતપર મણિખચિત ઢાલ અને તલ્વાર લટકતી હતી. સમસ્ત તંબૂમાં એ વિના વિલાસની બીજી કોઈ પણ વિશેષ વસ્તુ જોવામાં આવતી નહોતી.

એ સમયે રાત્રિનો ત્રણ પ્રહર જેટલો સમય વીતી ગયો હતો. આકાશમંડળમાં ચંદ્રમા જાણે કલાન્ત થઈને વિશ્રાંતિમાટે ત્વરાથી નિજધામપ્રતિ પ્રયાણ કરી રહ્યો હતો! ચતુર્દિશામાં શાંતિદેવીના સામ્રાજ્યનો વિસ્તાર થયો હતો. પશુપક્ષી નિઃશબ્દ, વાયુ ગતિહીન અને નિસર્ગસુંદરી નિસ્તબ્ધ! આટલું વિશાળ અને જનપૂર્ણ મુગલશિબિર પણ અત્યારે સર્વથા પ્રશાંત-અને શબ્દહીન જ દેખાતું હતું. આટલી મોડી રાત્રે નિદ્રાને બદલે જાગરણનું સેવન કરતો બેઠેલો ચિન્તામગ્ન પુરુષ બીજો કોઈ નહિ, પણ શહનશાહ શાહજહાનનો શાહજાદો ઔરંગજેબ પોતે જ હતો.

ઔરંગજેબ અત્યારે ચિંતાના ભારથી ઉદ્વિગ્ન દેખાતો હતો. હાલમાં તેનાપર એક મોટું સંકટ આવી પડ્યું હતું, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય નથી. એ સંકટને કેવી રીતે ટાળવું, એના વિચારમાં તે પડી ગયો હતો. એક તરફ દિલ્લીનું સિંહાસન અને સામ્રાજ્યનું ઐશ્વર્ય તથા બીજી તરફ પિતૃસ્નેહ, બંધુસ્નેહ અને માયા મમતા આદિ તેના મનને આકર્ષતાં હતાં. મણિખચિત સિંહાસનની આસક્તિનો તેના હૃદયમાંની માયા મમતાપર વિજય થવાનો, એવાં ચિન્હો હાલમાં ધીમે ધીમે, પણ સ્પષ્ટ દેખાવા લાગ્યાં હતાં. કુમાર મહમ્મદ અદ્યાપિ બહાદુરગઢથી પાછો

આવ્યો નહોતો, અને તેથી ઔરંગજેબની ચિંતામાં ઘણો જ વધારો થયો હતો.

દાલાનના દરવાજા પાસે એક મૂર્ત્તિ આવીને ઊભી રહી. તત્કાળ ઔરંગજેબની દૃષ્ટિ તે તરફ જતાં તેણે પૂછ્યું કે;–"કોણ છે એ?"

"જહાંપનાહ, કુમાર આવી પહોંચ્યા છે અને તે આપની આજ્ઞાની અપેક્ષા કરતા ઊભા છે." એક સૈનિકે નમ્રતાથી ઉત્તર આપ્યુ.

"તેને અહીં લઈ આવો."

કુમાર મહમ્મદ મલિન મુખે તે દાલાનમાં આવી કોર્નિશ કરી ઔરંગજેબ સમક્ષ ઊભો રહ્યો. ઔરંગજેબે ભ્રુકુટીભંગ કરીને પૂછ્યું કે;–"મહંમદ, તને પાછા ફરતાં આટલો બધો વિલંબ કેમ થયો વારુ?"

કુમારે ધીમે ધીમે સમસ્ત વૃત્તાન્ત પોતાના પિતાને કહી સંભળાવ્યો. માત્ર જન્નતઆરા વિશે તે કાંઈ પણ બોલ્યો નહિ.

મહમ્મદે કહેલા વૃત્તાન્તને સાંભળીને ઔરંગજેબનું મુખમંડળ સંતાપથી લાલિમામય થઈ ગયું. તે નિશ્ચયસૂચક કર્કશસ્વરથી બોલ્યો કે; "એમ છે કે? ઠીક! આવતી કાલે સૂર્યનો અસ્ત થવા પહેલાં જ બહારગઢ નામશેષ થઈ જશે અને તે ઉન્મત્ત નજફઅલીનું છિન્ન મસ્તક મારાં ચરણોમાં આવી પડશે! મહમ્મદ, તેં બીજો તો બધો વૃત્તાન્ત કહ્યો, પણ કારાગૃહમાંથી તારો છૂટકો કેવી રીતે થયો, એ વિશે તેં કાંઈ પણ ન જણાવ્યું, તે કેમ વારુ?"

"નજફઅલીની દુખ્તરે કારાગૃહમાંથી મારો છૂટકો કર્યો."

"એમ કે? ત્યારે તો રાક્ષસના ગૃહમાં દેવાંગનાનો જન્મ થયો છે, એમ જ કહેવું જોઇએ. તેની આ સેવાના બદલામાં અવસ્ય તેને એક દિવસે યોગ્ય પારિતોષિક આપવામાં આવશે! મહમ્મદ, તું શ્રમથી થાકી ગયેલો દેખાય છે, માટે જા અને વિશ્રાંતિ લે."

કુમારને પણ એટલુ જ જોઇતુ'તું, એટલે તરત કોર્નિશ કરી તે ત્યાંથી ચાલ્યો ગયો.

બીજે દિવસે પ્રભાતમાં સૂર્યનાં ઉજ્જવલ કિરણોના ઉદય સાથે જ કુમાર મહમ્મદ નિદ્રામાંથી જાગ્રત થયો. તે ક્ષણથી, પ્રતિક્ષણે કૂચ કરવાનો હુકમ હમણાં થશે, અથવા ઘડી પછી થશે, એવા જ ભણકારા તેને થવા લાગ્યા. પરન્તુ તેમ થયું નહિ. ધીમે ધીમે સમય ચાલ્યો ગયો, સૂર્યાન્ત થયો અને રાત પડી, તોપણ કૂચનો હુકમ ન છૂટ્યો. મહમ્મદ પોતાના પિતાના સ્વભાવને સારી રીતે જાણતો હોવાથી મનોગત તર્ક સહિત કહેવા લાગ્યો કે;–"બહુધા દિલ્લીથી કોઈ મદદનો રુક્કો આવવાની પિતાજી વાટ જોતા હશે અને તેથી હજી તેમણે બહારગઢ-

પર હલ્લો કરવાનો હુકમ નથી આપ્યો. પિતાજીનો કોઈપર પણ પૂરો વિશ્વાસ નથી."

રાત્રિનો આરંભ થયેલો હોવાથી મુગલ છાવણીમાંના પ્રત્યેક તંબૂમાં લાલ, પીળા અને લીલા રંગના દીપકો બળવા લાગ્યા! આકાશમાંનાં નક્ષત્રો ઉત્સુકતાથી એ મિશ્ર પ્રકાશની શોભાના નિરીક્ષણમાં નિમગ્ન થઈ ગયાં. સંધ્યાકાળે નૌબત અને શરણાઈ ઇત્યાદિ મધુર વાદ્યોના મંજુલ સ્વરથી સમસ્ત શિબિર નિનાદિત થઈ રહ્યું. એવા સુંદર સમયે કુમાર મહમ્મદ પોતાના તંબૂમાં બેસી કલ્પનાચક્ષુવડે અતુલ રૂપરાશિ જન્નતઆરાનું નિરીક્ષણ કરતો હતો! એટલામાં જહાનઆરા ત્યાં આવી લાગી અને હસિત મુદ્રાથી તેને કહેવા લાગી કે;—"ગઈ કાલે આખી રાતનો આપને અખંડ શ્રમ થયેલો હોવાથી આપની વિશ્રાંતિનો ભંગ ન થવો જોઇએ, એવી ધારણાથી દિવસે ન આવતાં અત્યારે હું આપની પાસે આવી છું. કુમાર, આપની પ્રકૃતિ તો સ્વસ્થ છે ને? કાલ રાત્રે અને આજે દિવસે ગાઢ નિદ્રાનું સેવન કરવાથી આપને વિશ્રાંતિ-સુખનો સારો લાભ મળ્યો હશે, ખરું કે નહિ?"

"જહાનઆરા, આજે વિશ્રાંતિ તો ઘણી જ સારી મળી છે. તારી તબીયત કેમ છે?" કુમારે પૂછ્યું.

કુમારના એ પ્રશ્નનું જહાનઆરાએ કાંઈ પણ ઉત્તર ન આપ્યું. તે પોતાના વસ્ત્ર તળે છૂપાવીને એક સુંદર સુમનમાળા લાવી હતી, તે માળાને મહા આદરથી કુમારના ગળામાં આરોપીને તે બોલી કે;—"આજે આખા દિવસનો પરિશ્રમ વેઠીને આ પુષ્પમાળા મેં આપના ગળામાં આરોપવામાટે જ તૈયાર કરી છે."

જહાનઆરાના એ પ્રણયોપહારથી આનંદિત થઇને કુમાર સહાસ્ય મુદ્રાથી બોલ્યો કે;—"જહાનઆરા, મારામાં તારો ઘણો જ પ્રેમ છે ખરો કે નહિ?"

"એની મારા મુખથી જ કબૂલાત કરાવવાથી આપને વધારે શો લાભ થવાનો હતો વારુ?"

"મારામાં તું શામાટે એટલો બધો પ્રેમ રાખે છે? મારામાં પ્રેમ રાખવાથી તને શો લાભ થવાનો છે?"

"એ હું કાંઈ પણ જાણતી નથી. આકાશમાં ચંદ્ર ઉદય પામે છે, તે ચંદ્રમાં લોકો શામાટે પ્રેમ રાખે છે વારુ? શીતલ વાયુના સ્પર્શથી કલ્લોલવ્યાકુલ થતી નિર્ઝરિણી આનંદથી ડોલતી ડોલતી વહન કરતી હોય છે, તેની લોલલહરીની ક્રીડાને જોવામાં લોકોને જે અતિશય પ્રેમનો ભાસ થાય છે, તે શામાટે વારુ? મલયપર્વતસ્થ ચંદનના તેમ જ

અન્ય મધુર પુષ્પોના સૌગંધ્યને લૂટીને સમીરણ સમસ્ત જગતને સુગંધવડે ભરી નાખે છે, તેનામાં લોકોનો આટલો બધો પ્રેમ શામાટે જોવામાં આવે છે? આકાશમાં મેઘો ઉદ્ભવે છે, તેમના ચિત્રવિચિત્ર સૌન્દર્યથી લોકો શામાટે મોહમુગ્ધ થઈ જાય છે? અર્થાત્ કોઇનો કોઈ વસ્તુમાં શા કારણથી પ્રેમ બંધાય છે, એનો નિર્ણય થવો મહા કઠિન છે." જહાનઆરાએ પ્રેમની સંદિગ્ધતાનો પરિચય કરાવ્યો.

"પણ જહાનઆરા, આજ કાલમાં જ ખૂંખાર લડાઈ થવાની છે અને તે લડાઇમા જો હું મરી ગયો, તો?"

"તો બીજું શું થવાનું હતું? તમારી પાછળ હુ પણ મરવાની!"

"હું તો લડાઇના મયદાનમાં પડીશ અને દુશ્મનની તલ્વાર જ મારુ મૌત લાવશે; પણ તું કયા સાધનથી મરીશ વારુ?"

"મારા મરણમાટે કોઈ પણ જૂદા સાધનની અગત્ય નથી. તમારામાં મારો પ્રેમ હોવાથી તમારું મરણ જ મારા મરણનું કારણ થઈ પડશે. આપના જન્નતનશીન થવા પછી હું જીવતી રહી શકીશ ખરી કે? આપ લડાઇના મયદાનમાં જશો, અને હુ નહિ જઈ શકું કે શું? આપ ગઈ કાલે બહારગઢ તરફ ગયા હતા; તો હું પણ આપની પાછળ તરત ત્યાં નહોતી આવી કે? હું પણ શસ્ત્ર ધારીને રણાંગણમાં આવીશ અને જો આપનું મરણ આવશે, તો હું પણ મરીશ. જખમ લાગતાં આપ ઘાયલ થશો, તો હું આપની સેવા સુશ્રૂષા કરીશ. આપ જહાનઆરાના જીવનસર્વસ્વ છો, એટલામાં જ આપે બધો સાર સમજી લેવાનો છે."

જહાનઆરાના ભાષણમાં 'બહારગઢ'નું નામ આવ્યું, તે સાંભળીને કુમાર પુનઃ ચિંતામગ્ન થઈ ગયો. થોડીવાર સુધી વિચાર કર્યા પછી તેણે જહાનઆરાને ઉદ્દેશીને કહ્યું કે;-"જહાનઆરા, તું મારા ઉપર એક ઉપકાર કરીશ કે?"

"શી આજ્ઞા છે, કુમાર?"

"પાછી એકવાર તું બહારગઢ જા."

"શામાટે? જિન્દાનમાં પડવામાટે કે?"

"ના તેમ નથી. મારો એક રુક્કો તારે ત્યાં લઈ જવાનો છે."

"અને તે કોને આપવાનો છે?"

"નજફ્અલીખાન બહાદુરની અઝીજ દુખ્તર જન્નતઆરાને."

"સમજી!"

જન્નતઆરાના નામનિર્દેશથી જહાનઆરાના હૃદયમાં આઘાત થયો. જન્નતઆરા અપ્રતિમ રૂપશાલિની હતી અને વળી તેણે કુમારને

જીવનદાન દીધુ હતું તર્કના સાહાય્યથી જહાનઆરા સર્વ પ્રકારને જાણી ગયેલી હોવાથી મહા ગભીર વિચારમા નિમગ્ન થઈ ગઈ

તેને ચિંતામગ્ન થઈ ગયેલી જોઇને કુમારે પૂછ્યુ કે,—"જહાનઆરા, શા વિચારમાં પડી છે?"

"વિચાર વળી શાનો? હ, પણ ત્યા મારે ક્યારે જવુ જોઇએ?"

"આવતી કાલે પ્રભાતમાં આજે તુ આ પાસેના તમ્બૂમા જ રહેજે"

"મને બહાદરગઢ મોકલવાનું વિશેષ કારણ શુ છે વારુ?"

"બીજું વિશેષ કારણ કાંઈ પણ નથી જજનતઆરાએ મારા પ્રાણનું રક્ષણ કર્યું છે, એટલે તેનાપર મેં એક કૃતજ્ઞતાદર્શક પત્ર લખેલુ છે"

"તો એ પત્ર કોઈ ઘોડેસ્વાર માર્ફત મોકલો, તો ન ચાલી શકે કે?"

"નહિ, ઘોડેસ્વારને મોકલવાથી ગોટાળો થવાનો સભવ છે દુશ્મનના શહરમા ઘોડેસ્વાર માર્ફત મોકલેલું પત્ર પકડાઈ જશે અને મહા અનર્થ થશે! તુ જઇશ, તો તે પત્ર કોઈ પણ પ્રકારની કઠિનતા વિના જજનઆરાના હાથમા આપી આવીશ અને કાંઈ ગડબડ પણ નહિ થાય."

"વારુ—ત્યારે હુ આપની ઇચ્છા અને આજ્ઞા પ્રમાણે ત્યાં જઇશ, આપના હિતમાટે હુ ગમે તેવા જોખમના ખાડામા ઊતરવાને તૈયાર છુ"

જહાનઆરાનું તે તપ્તસુવર્ણસન્નિભ લાવણ્ય જાણે વર્ષાકાલિક નદી તરગ સમાન કલ્લોલમાલાકુલ થતુ જતુ હતું તેના નિસર્ગસુંદર મુખ મડળમા તે તમ્બૂમાના સુગધી તૈલપૂર્ણ દીપકનો ઉજ્જ્વલ પ્રકાશ પડવાથી તે અધિક સુંદર દેખાતું હતું જહાનઆરાનો તે ભ્રમરકૃષ્ણ, ઘન અને કુટિલ કેશકલાપ ઓઢણીપરથી તેના પૃષ્ઠ ભાગપર લટકતો હતો, તેના કૃષ્ણતારકામય, ચચલ, કટાક્ષબાણ છોડનાર અને કજ્જલરેખાંકિત નયનો અતિક્ષણે જાણે ગાઢ પ્રણયકથાને પ્રદર્શિત કરતા હતા! "કુમાર, આપ મારા સર્વસ્વ છો! આપમાટે હુ ન કરુ, એવુ કોઈ પણ કાર્ય નથી!" એમ તે જાણે તેના નયનયુગલદ્વારા સૂચવતી હોયની, એવો જ સાક્ષાત્ આભાસ થતો હતો

મદ ગતિથી વહેતા નિશાકાલીન મલયપવનને પણ એ અવસરનો લાભ લીધો કુમારના તમ્બૂની આસપાસ ભીમકાય પ્રહરીઓ હાથમા નાગી તલ્વારો લઇને દક્ષતાથી પહેરો ભરતા ઉભા હતા, છતા તેમની જરા પણ દરકાર ન કરતાં મલયવાયુએ ધીમેથી તે એકાત સ્થળમા પ્રવેશ કર્યો અને જહાનઆરાના કુટિલ કેશકલાપ તથા તેની મુક્તા ખચિત ઓઢણી સાથે નિર્લજ્જતાથી ખેંચતાણ કરવા લાગ્યો ને કાનમાં સુવર્ણના દડ સાથે સુવર્ણની શૃખલાથી બાધી રાખેલો એક

બીમરાજ પછી અત્યાર સુધી નયનો બંધ કરી સ્વસ્થ થઈ બેઠો હતો, તેણે પણ આ પ્રસંગને સાધીને ચીત્કારનો આરંભ કરી દીધો. જહાનઆરાએ નાગકેશર, ચંપક અને ચમેલી એ ત્રણ જાતિનાં પુષ્પોને ગુંથીને તેમની એક માળા તૈયાર કરી હતી. વાયુએ તે માળાપર આક્રમણ કરી તેના સૌગંધ્યને લૂટીને તેના દાલાનમાં સર્વત્ર વિસ્તાર કરી દીધો! કુમાર મહમ્મદે જહાનઆરાના અતિ સુંદર મુખનું નિરીક્ષણ કર્યું અને તત્કાળ તેના હૃદયમાં એક વિલક્ષણ પ્રકારનો વિદ્યુત્તરંગ ઉલ્લસિત થયો !

કુમાર ઉદ્‌ભ્રાન્ત ચિત્તથી કહેવા લાગ્યો કે;-"જહાનઆરા, તું બહુ જ સુંદર છે, અને તારું હૃદય અતીવ સરળ છે. મારા પિતાએ તને બંદિની કરી લાવીને મારી સેવાના કાર્યમાટે તારી યોજના કરી; પરંતુ તે શત્રુભાવને ભૂલીને તેં પોતાનું જીવન મને અર્પી દીધું; આ તારા હૃદયની કેવી અલૌકિક અને અપૂર્વ ઉદારતા! જહાનઆરા, તારા સદા સર્વ કાલ વિલક્ષણ માધુર્યથી ઉભરાઈ જતા પેલા વિરહસંગીતનું એકવાર શ્રવણ કરાવ જોઇએ; કારણ કે, આજે મારા મનની કાંઇક ચમત્કારિક અવસ્થા થઈ ગઈ છે."

જહાનઆરાના મનમાં પણ એ વેળાએ સંગીતને આલાપવાની જ ઇચ્છા ઉદ્‌ભવી હતી. તેણે તંબૂની કનાતપર ટાંગેલી વીણાને ઉપાડીને તેના તાર મેળવ્યા અને તેના સ્વર સાથે પોતાના કોકિલ સ્વરને મેળવીને ગાવાનો આરંભ કર્યો;-

ગઝલ

"હમને કુછ દહરકો સમઝાયા મગર કુછભી નહીં,
ખ્વાબ દેખા થા ગોયા શબકો સહર કુછભી નહીં;
અય ફ્લક તીરે સીતમ કિસ્પે તૂ બરસાયગા અબ,
મેરે સીનેમેં તો દિલ હય ન જિગર કુછભી નહીં;
જાહેરી હુસ્નપે દુનિયા કે ન જા અય ગાફિલ,
ગૌરસે દેખ હકીકતમેં હુનર કુછભી નહીં!"

(સુરાદ)

સુંદરી જહાનઆરાના મધુર કંઠમાંથી પ્રવાહિત થયેલી સંગીતલહરીઓ, જાણે તે દાલાનમાં, ઉલ્લસિત થતી હોયની, એવો કુમારને ભાસ થવા લાગ્યો. જહાનઆરાની એ વેળાંએ સંગીતમાં થયેલી તંદ્રા, તેના બેસવાનો પ્રકાર, અને તેના સંગીત સાથે સ્વાભાવિક થતા હાવભાવોને જોઇને જાણે શ્વેતવસ્ત્રવિભૂષિતા, હાસ્યમુખી, કલકંઠા ભૈરવી રાગિણી શરીરધારિણી થઇને કુમાર મહમ્મદના પલંગપાસે બેસી વીણા વગાડતી હતી, એવો જ કોઇને ભાસ થયો હોત! અહાહા-કેવો અને

કેટલો સુંદર તે પ્રસંગ! કેવો મધુર ભાવ! અને કેવું મોહક સંગીત! કંઇ અપ્સરાતુલ્ય અને જહાનઆરા પોતે અતિ રમણીય! તેના કોકિલ-કંઠમાંથી નીકળતા સંગીતતરંગો કુમારના કર્ણરંધ્રના માર્ગે એકસરખા તેના હૃદયમાં પ્રવેશ કરતા હતા. જહાનઆરાના ગાયનના તે સ્વરો કુમારની નિભૃત હૃદયકંદરામાં વાસ કરતી એક પ્રેમમયી મૂર્તિની ચારે બાજુએ વિદ્યુદ્વેગે ફરતા હોવાથી ત્યાં પણ તેમનો મંજુલ પ્રતિધ્વનિ થતો હતો—

"હમને કુછ દરકો સમઝાથા મગર કુછભી નહીં;"

અચાનક જહાનઆરાએ પોતાના સંગીતને અટકાવી દીધું અને ધીમેથી ઊઠીને વીણાને તેના સ્થાને મૂકી દીધી. તે સ્વરતરંગમયી છવિત-વીણા છવ્હીના થઈ, પોતાના સ્થાનમાં નિશ્ચલ થઈ રહી! હમણાં જ તેમાંથી નીકળતા સ્વરો, તરંગ, મૂર્ચ્છના, ગમક, તાન અને ખટકા આદિનો ક્યાં લય થઈ ગયો? આ મૃત્યુલોકમાંથી સહૃદયોને છવતાં જ સ્વર્ગમાં લઈ જનારો તેનો તે સ્વર્ગીય પ્રભાવ ક્યાં ગયો વારુ? જહાન-આરાના હાથના ગુણથી અને તેના કોમળ સ્પર્શની વિદ્યુચ્છક્તિથી તેનામાં ચૈતન્ય આવ્યું હતું અને અત્યારે જે તેનું મરણ થયું, તે પણ તેના હસ્તના પ્રભાવથી જ!

એટલામાં એકાએક બહારથી પ્રહરીનો ગંભીર શબ્દ સંભળાયો. પ્રહર બદલાયલો હોવાથી તેને સૂચવનારો નોબતનો ધ્વનિ પણ નગાર-ખાનામાંથી આવવા લાગ્યો. પ્રહરીઓ અને તેમના અધિકારી આદિનો સળવળાટ થવા માંડ્યો. તે મૃતપ્રાય મુગલ શિબિરને થોડા વખતને માટે ચૈતન્ય પ્રાપ્ત થયું. જહાનઆરાનું ચુંબન લઇને કુમારે કહ્યું કે;—"પ્રિયે, પ્રભાત થવા પૂર્વે જ તારે અહીંથી નીકળવાનું છે, સમજી? આ પત્ર લે અને તે જન્નતઆરાના હાથમાં જ આપજે. હવે જા—હં, પણ જવા પૂર્વે તારા કોમળ હાથે મને મીઠા શરબતનો એક જામ ભરીને પીવડાવતી જા. આટલી મેહરબાની કરી શકાશે કે?"

સુવર્ણની સુરાહીમાંથી તે સુવાસિત અમૃતને સુવર્ણના જામમાં ઓતી તે સુવર્ણ સમાન શોભતી સુંદરી જહાનઆરાએ તે પાનપાત્રને પોતાના પ્રિયતમના મુખ આગળ ધર્યું. કુમારે મંદગતિથી તે પીયૂષનું પ્રાશન કર્યું. જહાનઆરાના હસ્તસ્પર્શથી તે સ્વભાવમધુર પેયમાં અધિક મધુરતાનો આવિર્ભાવ થયો હતો, એમ કુમારને જણાયું. જહાનઆરા ધીમાં પગલાં ભરતી ત્યાંથી ચાલી ગઈ.

એ જહાનઆરા સુરસુંદરી કે પિશાચિકા? આ પ્રશ્નનો અત્યારે નિર્ણય કરી શકાય તેમ નથી. પ્રસંગ આવશે ત્યારે સર્વ રહસ્ય જાણ-વામાં આવી જશે.

## પંચમ પરિચ્છેદ

### જહાનઆરાની કપટકળા

કુમાર મહમ્મદ પાસેથી દૂર થઈ પોતાના શય્યાગૃહમાં આવીને જહાનઆરા જરાક આડી થઈ, પરંતુ અનેક પ્રયત્ન કરવા છતાં તેનાં નેત્રોમાં નિદ્રાનું આગમન ન થયું. કુમારના મિલનથી તેના હૃદયમાં એક વિલક્ષણ અજ્ઞેય નિરાશાની ભયંકર છાયા પ્રસરી ગઈ હતી. શય્યામાં શરીરને નાખીને તે ઘણીવારસૂધી પાસાં બદલતી રહી, પરંતુ નિદ્રાદેવીએ તેનાપર કૃપા ન કરી તે ન જ કરી. આજે જહાનઆરાના નેત્રપલ્લવોમાંથી નિદ્રાને કોઈ હરી જ ગયું હતું.

નિશા ઘણી જ વીતી ગઈ હતી. તે ગંભીર નિશાકાળમાં જહાનઆરાના હૃદયમાં શયતાનની કાળી અને કલેશવાળી છાયાનો વિસ્તાર થવા લાગ્યો. શય્યાપરથી ઊઠીને તેણે દીવો સળગાવ્યો, અને ત્યારપછી કેટલીકવાર સ્તબ્ધ રહીને શય્યા નીચેથી એક પત્ર કાઢયું. હવે એ પત્ર વાંચવું કે ન વાંચવું, એ વિશે તે કેટલીકવાર સુધી વિચાર કરતી ઊભી રહી. કુમારે જન્નતઆરાપર લખેલું જ એ પત્ર હતું. જહાનઆરાના હૃદયમાં કુબુદ્ધિ અને સુબુદ્ધિના તુમુલ યુદ્ધનો આરંભ થયો હતો. ઘણી વાર સૂધી એ યુદ્ધ ચાલ્યા પછી અંતે કુબુદ્ધિનો વિજય થયો અને અંતે જહાનઆરાએ તે પત્ર ફોડયું. પત્ર ફોડતાં તેના હાથ થરથર કંપવા લાગ્યા અને હાથ સાથે હૃદયમાં પણ કંપનો આવિર્ભાવ થયો. પત્ર ફોડવાથી મારો સર્વનાશ થશે, આટલા દિવસ સૂધી હૃદયમાં ધારણ કરેલી સર્વ આશાઓ નષ્ટ થઈ જશે અને સર્વ જીવિત વિષમય દારુણ જ્વાળામાં ભસ્મીભૂત થતાં અંતે મારો ઘાત થશે, એવું સ્પષ્ટ ચિત્ર એ વેળાએ તેના મનશ્ચક્ષુસમક્ષ આવીને ઊભું રહ્યું. તે મનોગત કહેવા લાગી કે;–"હું મારા પ્રાણપ્રિય મહમ્મદનો વિશ્વાસઘાત કરું? આ વિશ્વાસઘાતના યોગે મારે ઘોર નરકમાં જવું પડશે, એમાં તો લેશ માત્ર પણ સંશય નથી. બીજાના નામના પત્રને ફોડીને વાંચવાનો મને શો અધિકાર છે વારુ? હું એક સામાન્ય ગુલામડી, એટલે બાદશાહ અને શાહજાદાઓના ગુપ્ત રહસ્યને વ્યક્ત કરવાનો કે જાણી લેવાનો મને કશો પણ અધિકાર નથી." આવા પ્રકારના વિચારોથી તેનું હૃદય વ્યાકુળ થઈ ગયું. જહાનઆરા, જરા સાવધ થા, અને પત્રને ન ફોડ!–પણ---

જ્યાં 'કુ' અને 'સુ' નો ઝગડો ચાલતો હોય છે, ત્યાં 'કુ' પ્રવૃત્તિનો તેટલા સમય પૂરતો પણ જય થાય છે, એવો એક સામાન્ય નિયમ છે. મોટા મોટા સાધુ અને સદ્‌ગુણી મનુષ્યો પણ બહુધા આ નિયમના અપવાદ નથી; તો પછી પાપિયસી જહાનઆરાની શી કથા? અંતે

તેની 'કુ' પ્રવૃત્તિ જ પ્રબળ થઈ. તેણે તે પત્ર ફોડયું અને કંપિત હૃદયથી વાંચવા માંડયું;-

"સુંદરી જન્નતઆરા, તુ કેવી સુંદર છે! તારા લાવણ્યનું હું કયા શબ્દોથી વર્ણન કરું? જ્યારથી તારા તે દિવ્ય અને સ્વર્ગીય સૌન્દર્યના દર્શનનો લાભ થયો છે, ત્યારથી આ દુર્ભાગીનું હૃદય તે લાવણ્યમય જ બની ગયું છે; ત્યારથી તારી સુંદર મૂર્ત્તિવિના અન્ય કોઈ પણ વસ્તુને મારા હૃદયમાં સ્થાન મળી શકયું નથી અને મળવાનું પણ નથી. વર્ષાકાલીન તટિનીપ્રવાહ પ્રમાણે મારા હૃદયમાં તારા રૂપતરંગો રમ્યા કરે છે! જન્નતઆરા, તું આવા અનિંદ્યરૂપભંડારને સાથે લઇને જે જન્મી, તે શામાટે વારુ? ચંદ્રિકારૂપ થઇને તેં મારા નયનચકોરને શામાટે દર્શન આપ્યું? એ પણ જાણે ઠીક; પણ પોતાના જીવને જોખમમાં નાખીને તેં કારાગૃહમાંથી મારો છૂટકો શામાટે કર્યો? વળી કારાગૃહમાંથી મને મુક્ત કરીને પોતાના હૃદયમાં બદ્ધ શામાટે કરી રાખ્યો? તારામાટે રાજ્ય, સુખ, ઐશ્વર્ય અને કર્ત્તવ્ય આદિ સર્વનો મેં ત્યાગ કરી દીધો છે. કહે જન્નતઆરા, તુ મારી થઇશ કે નહિ? સત્વર કહી નાખ. બહાદુરગઢપર હલ્લો કરવાને હવે તરત જ મારે સિપાહસાલાર થઇને નીકળવું પડશે. જન્નતઆરા, તારા સમક્ષ આવવાનો અવસર મને મળ્યો છે ખરો, પણ હું તમારા દુસ્મન તરીકે જ ત્યાં આવવાનો છું. આ પત્ર પહોંચતાં જ જો તું અને તારા પિતા આદિ કિલ્લાને છોડીને અન્યત્ર ચાલ્યાં જશો, તો તમારાપર સંકટ આવશે નહિ. મારા પિતા ઔરંગજેબના કોપાગ્નિમાંથી બચી જવાનો તમારામાટે એ વિના બીજો કોઈ પણ માર્ગ નથી. તારો મેળાપ હવે કયાં થશે, તે આ પત્રના ઉત્તરરૂપ પત્રમાં લખી જણાવીશ કે?

તારા વિરહની જ્વાળામાં બળતો
તારો દાસ-શાહજાદો મહમ્મદ"

રાજકુમારે જન્નતઆરાપર લખેલા તે પત્રને વાંચીને જહાનઆરા સ્તંભિત થઈ ગઈ. 'હવે મારા સર્વનાશમાં કાંઈ પણ બાકી રહ્યું નથી' એવો તેને ભાસ થવા લાગ્યો. જે પત્રના યોગે તેનાં સર્વ સુખ, આશા, વિશ્વાસ અને આનંદઆદિનો નાશ થઇને તેના ભાગે અખંડ પીડા અને નિરાશા આવનાર હતી, તે જ પત્ર પોતાની પ્રણયપ્રતિસ્પર્ધિનીને પહોંચાડવાનું કામ તેને જ સોંપવામાં આવ્યું હતું.

સરળહૃદયા જહાનઆરા પ્રેમની અસૂયાના અગ્નિના યોગે ભયંકર રાક્ષસી બની ગઈ! તે પોતાના મનમાં જ કહેવા લાગી;-"કુમાર, તમે બહુ જ ઉત્તમ કાર્ય કર્યું. તમારામાં મેં જે આટલો બધો પ્રેમ રાખ્યો,

તેનો આ બદલો જ આપો ને? હું ચિરદુઃખિની અને નિરાશ્રિત બંદિની હોવાથી મને આમ પગતળે ચગદો છો કે કેમ? પ્રથમ મોટી આશા બતાવી મસ્તકે ધારણ કરીને પછી પદદલિત કરો છો કે? કુમાર, હજી સ્ત્રીના હૃદયની તમને પરીક્ષા નથી, એમ જ કહેવું જોઇએ. પ્રેમપ્રતિહિંસાના યોગે દેવતાતુલ્ય રમણીઓ પણ રાક્ષસી બની જાય છે. તમારું આ પ્રેમપત્ર કદાપિ જન્નતઆરાના હાથમાં જવાનું નથી, એ તમારે નિશ્ચયપૂર્વક જાણી રાખવું! આ જહાનઆરા પોતાના નાશનો માર્ગ પોતાના હાથેજ ખુલ્લો કરી આપે, એટલી બધી નાદાન અને બેવકૂફ નથી–એક સ્ત્રીના હાથે આવા પ્રકારનું કાર્ય થયું હોય, એમ અદ્યાપિ કોઇના સાંભળવામાં આવ્યું છે ખરું કે?"

તે ગંભીર રાત્રે પાપિષ્ઠા જહાનઆરાએ, પગલાંનો અવાજ થવા ન દેતાં, ધીમેથી પોતાના દાલાનમાંથી બહાર નીકળીને કુમારના દાલાનમાં પ્રવેશ કર્યો. એ વેળાએ સર્વત્ર નિઃસ્તબ્ધતા છવાયલી હતી. સમસ્ત સૃષ્ટિ નિદ્રિત હોવાથી શાંતિદેવીનો કઠિન અધિકાર સર્વત્ર અચલિત હતો. જહાનઆરાના હૃદયમાં થતા ધબકારા એ ક્ષણે કોઇના પણ સાંભળવામાં આવી શકયા હોત! કુમાર નિદ્રાસુખને અનુભવતો હતો, અને તેના સ્મિતયુક્ત વદનને જોતાં તે કોઈ પણ પ્રકારના મિષ્ટ સુખસ્વપ્નને નિહાળતો હોવો જોઇએ, એમ દેખાતું હતું. "અહાહા! કેવું સુંદર રૂપ, અને કેવું મનોહર લાવણ્ય! તેના મધુર ઓષ્ઠોપર વિલસતું મંદ સ્મિત પણ કેવું મિષ્ટ! જહાનઆરા નિશ્ચલદૃષ્ટિથી અને અનિમેષ નેત્રોથી કુમારની રૂપલહરીનું સેવન કરવા લાગી.

જે હેતુથી જહાનઆરા અહીં આવી હતી, તે હેતુને કુમારના સુંદર મુખના અવલોકનથી તે જાણે ભૂલી જ ગઈ! તેનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. કુમાર મહંમદના સ્મિતવિભૂષિત વદનમાં દૃષ્ટિની એકાગ્રતા કરીને તે કહેવા લાગી કે;–"હૃદયેશ્વર! સ્વામિન્! આપ આ જહાનઆરાના જીવનસર્વસ્વ છો. આપનાં ચરણસ્થાનનો આશ્રય જો કોઇને પણ મળવાનો હોય, તો સર્વથી પ્રથમ તે આ જહાનઆરાને જ મળવો જોઇએ! આપે જો કે મારા હૃદયનો ભંગ કર્યો છે અને મને પદદલિત કરી નાખી છે; તોપણ અંતે આપને આ જહાનઆરાના હૃદયેશ્વર પદનો સ્વીકાર કરવો જ પડશે! આ જહાનઆરા વિના બીજી કોઈ પણ સ્ત્રીને આપના સમાગમનો લાભ મળવો સર્વથા અશક્ય છે! આટલા કાળ પર્યન્ત હૃદયક્ષેત્રમાં પોષાયલાં અને મહાપ્રયાસથી સંચિત થયેલાં પ્રેમ તથા દુર્દમનીય રમણીપ્રવૃત્તિનું સહજ રીતિથી વિસર્જન કરવાને આ જહાનઆરા કટિબદ્ધ નથી! જહાનઆરાના સુખમાર્ગમાં

જે કોઈ પણ કંટકરૂપ થશે, તેનો કાળ સમીપ આવ્યો છે, એ તેણે પણ સારી રીતે સમજી રાખવું. જો ઇષ્ટસિદ્ધિ નહિ થાય, તો આ જહાનઆરા પ્રાણત્યાગ કરશે; પરંતુ જીવતી હશે, ત્યાંસુધી તો, કુમાર, આપને બીજી સ્ત્રીના હાથમાં જવા દેવાની નથી. પ્રાણનાથ, આપ આ દીનદાસીને ત્યાગવાને કેમ તૈયાર થયા વારુ? મારા નિષ્કલંક પ્રેમનો પરિચય આપને નથી થયો કે શું? મારા પ્રેમનો આપના તરફથી મને પ્રેમરૂપ બદલો જ મળે છે, એવો ભાસ આજ સુધી મને આપે શામાટે કરાવ્યો વારુ? આવા સુંદર સ્વરૂપને આવું માયાવી અંતઃકરણ શોભતું નથી. પણ મારે મારા પ્રાણેશ્વરને દૂષણ શામાટે આપવું? કુમાર, તમે ગમે તેવા છો, તોપણ મારા પ્રાણેશ્વર છો–મારા પ્રભુ છો!"

કુમારના પલંગ પાસે જઈને જહાનઆરાએ ધીમેથી તેના શરીરને સ્પર્શ કર્યો, અને એ સ્પર્શથી તેનાં રોમાંચ ખડાં થઈ ગયાં. પરંતુ ધૈર્ય ધારી, લેશ માત્ર પણ શબ્દ ન થવા દેતાં તેણે કુમારની કરાંગુલીમાંથી એક મુદ્રિકા ધીમેથી કાઢી લીધી અને ત્યાર પછી એક ચોર પ્રમાણે તે ત્યાંથી નીકળી ગઈ.

ત્યાર પછી જહાનઆરાએ શું કર્યું, તે અત્યારે જ કહેવાની અગત્ય નથી; પ્રસંગ આવતાં તેનો વિસ્તાર કરવામાં આવશે.



## ૫૪ પરિચ્છેદ

### ફુલવાળી

બહારગઢ દુર્ગમાં સર્વત્ર કોલાહલ વ્યાપી ગયો હતો અને સર્વત્ર ભય તથા ચિંતાનો પ્રસાર થયેલો જોવામાં આવતો હતો. બીજે દિવસે પ્રભાતમાં નજફઅલી જેવો નિદ્રામાંથી જાગ્રત થયો કે, તત્કાળ કારાગૃહમાંથી બંદિવાનના પલાયન કરી જવાની વાર્ત્તા તેના જાણવામાં આવી. તે કોપથી લાલચોળ થઈ ગયો, અને તેને કોપાયલો જોતાં જ બહારગઢના અમલદારો ગર્વગલિત થઈ ગયા. કુમાર મહમ્મદને જે કોટડીમાં રાખવામાં આવ્યો હતો, તે કોટડીના પ્રહરી પર્યન્ત નવ્વાબના કોપની જ્વાળા તે ક્ષણે જ જઈ પહોંચી. પરંતુ તે પ્રહરીનો અનેક પ્રકારે શોધ કરવા છતાં ક્યાંય પત્તો મળી શક્યો નહિ. મોટા દરવાજાપરનો પહેરેગીર ક્યાંક ફરાર થઈ ગયો હતો, બહારગઢ દુર્ગમાં ફિતૂર અને કારસ્થાનનો ફેલાવો થયેલો હોવો જોઇએ, એવી નજફઅલીના મનમાં ભીતિ ઉત્પન્ન થઈ. 'કુમાર મહમ્મદ આટલો અલ્પવયસ્ક હોવા છતાં રાજનીતિમાં મારો પણ પરાજય, કરી હાથ તાળી

આગી અહીંથી છટકી ગયો,' એ વિચારથી નજફઅલી આશ્ચર્યચકિત અને દિગ્મૂઢ જેવો બની ગયો.

પ્રભાતકાલીન બાલરવિ અનુક્રમે તીવ્ર તેજને ધારણ કરી પોતાના 'ચંડકિરણ' નામાભિધાનને સાર્થક કરી દેખાડવા લાગ્યો. ધીમે ધીમે મધ્યાહ્નકાળ થયો. એવા સૂર્યતાપના સમયમાં એક ફૂલવાળી માલણ બહારગઢના કિલ્લાના સિંહદ્વાર પાસે આવી લાગી. દરવાજાપરના પહેરેગીરે કર્કશ સ્વરથી તેને ધમકાવીને પૂછ્યું કે;–"તું કોણ છે?"

"ભાઈ, હું એક ગરીબ માલણ છું."

"તો, માલણ, તું અહીં શામાટે આવી? અહીં તારાં ફૂલ કોણ લેવાનું હતું?"

"નવ્વાબજાદી જન્નતઆરાએ ફૂલ લઈ આવવાનો મને સંદેશો કહાવ્યો હતો. દરરોજ મારી મા તેમને ફૂલ પહોચાડે છે; પણ આજે તેણે તે પોતે માંદી પડેલી હોવાથી મને અહીં મોકલી છે."

રોજ એક બુઢ્ઢી માલણ જનાનખાનામાં ફૂલ આપવા જતી હતી, એ તે પહેરેગીર જાણતો હતો; એટલે આ તરુણ માલણના વચનમાં તેનો તત્કાળ વિશ્વાસ બંધાયો. પોતાના કઠોર સ્વરમાં કિંચિત્ માર્દવ લાવીને તે પહેરેગીર તેને કહેવા લાગ્યો કે;–"વારુ ત્યારે તું ભલે અંદર જા; પણ નવ્વાબજાદી પાસેથી તને જે કાંઈ મળે, તેમાંથી ચોથો ભાગ મારો; સમજી કે?"

"ચોથો ભાગ શામાટે? મને ત્યાંથી જે મળશે, તે આપણ બન્ને સરખે ભાગે જ વ્હેંચી લઈશું. હં, પણ અહીં તમારો પહેરો ક્યાર સુધી રહેશે?"

"સંધ્યાકાળ પર્યન્ત."

"ઠીક, બહુ જ સારું થયું. હું પણ આવા તડકામાં તરત પાછી ફરવાની નહોતી. આજે મારું જમવા કરવાનું પણ અંદર જ થશે. આવા બળતા બપોરે નવ્વાબજાદી કાંઈ જમાડ્યા વિના પાછી તો નહિ જ કાઢે."

આમ કહીને માલણ ત્યાંથી આગળ વધી. આ પૂર્વે તે કદાપિ જનાનખાનાના આંતરિક ભાગમાં ગઈ નહોતી. પણ તે મુખની ઘણી જ છૂટી અને વાચાળ હોવાથી પૂછતી પૂછતી ઠેઠ અંદરના ભાગમાં પહોંચી ગઈ. સ્હામે જ એક વૃદ્ધ દાસી તેના જોવામાં આવી. માલણે તેને નમ્રતાથી પૂછ્યું;–"નવ્વાબજાદી જન્નતઆરાનો મહલ ક્યાં છે વારુ?"

દાસીએ માથું ઉંચું કરીને જોયું–માલણનું રૂપ બિહિસ્તની હૂર પ્રમાણે અતિ સુંદર હતું. માલણના બાહ્ય વેશથી તેનું તે દિવ્ય લાવણ્ય

સર્વથા વિરુદ્ધ દેખાતું હતું. દાસીએ આશ્ચર્યચકિત થઇને પૂછ્યું;-"તું અહીં શું ખરેખર જ ફૂલ વેચવાને આવી છે કે?"

"જી હા; બાઈ! પણ તમારા મનમાં એ વિશે કાંઈ શંકા આવે છે કે શું?"

"ના, મેં તો અમથું પૂછ્યું."

તે તરુણ માલણે બાઈ કહીને બોલાવવાથી તે વૃદ્ધ દાસીના મનમાં ઘણો જ આનંદ થયો. તેણે એ પછી વધારે પૂછપરછ ન કરતાં પોતે સાથે જઇને તેને જન્નતઆરાનો મહલ બતાવી દીધો.

માલણ પણ પોતે કૃતકૃત્ય થવાનો ભાવ દર્શાવનારી મુદ્રાથી હસતી હસતી જન્નતઆરાના મહલના દરવાજામાં આવીને ઊભી રહી. તેણે અંદર ડોકિયું કરીને જોયું તો એક રમ્ય આદર્શ તેના જોવામાં આવ્યો.

એક અત્યંત રૂપશાલિની તરુણી એક શય્યામંડિત ઉચ્ચ આસન-પર વિશ્રાંતિ લેતી પડી હતી. તેનું લાવણ્ય અલૌકિક હતું. તાપ વિશેષ હોવાથી બે દાસીઓ વાળાના પાણીથી ભીંજવેલા પંખાઓવતી તેને વાયુ ઢોળતી ઊભી હતી. હાથમાં શીતલ શરબતનો પ્યાલો લઇને એક ત્રીજી દાસી પણ હાજર હતી. તે રમણીએ તે શરબતના પ્યાલાને પોતાના હાથમાં લઇને શરબત ધીમે ધીમે પેટમાં ઊતારી દીધું. તે સુંદરીના હાથમાં એક પુસ્તક હોઇને તેનાં પૃષ્ઠોને તે ફેરવ્યા કરતી હતી, અને વચ્ચે વચ્ચે ગાતી પણ હતી:--

ગઝલ

"જ્હો આતશ થી જિસે ધોકેસે હમને નૂર સમઝે થે;
કહું શમએ બઝ્મે ફિરઔંકો ચિરાગે તૂર સમઝે થે;
શરાબે વસ્લકી ઉમ્મીદ કયા અબ હમ રખેં હસ્રે;
વો નિકલા આબેલા દિલકા, જિસે અંગુર સમઝે થે;
દિલે નાદાં, શિફા પા જલ્દ, વો કાતિલ નજર આયા;
તુઝે હમ જિસ મસીહાકેલિયે રન્જૂર સમઝે થે!"

આ ગઝલની તે વારંવાર આવૃત્તિ કરતી હતી અને જ્યારે ગઝલની છેલ્લી પંક્તિ આવતી ત્યારે તેના રમ્ય મુખમંડળમાં મધુર સ્મિતની છટા વિલસતી હતી. આ સુંદર અવસરને જોઈ માલણ આગળ વધી કોર્નિશ કરીને બોલી કે;-"કોર્નિશ! નવ્વાબજાદી! તકલીફ મોઆફ-"

સુંદરીએ ઊંચી આંખ કરીને જોયું-કોર્નિશ કરનારી સ્ત્રી તે એક અતિશય સુંદર ફૂલવાળી હતી. પૃથ્વીતલમાં વિદ્યુલ્લતાનો ઉદય જેટલો અસંભવનીય, તેટલું જ હીનકુળમાં આવું દિવ્ય લાવણ્ય ઉત્પન્ન થવું અસંભવનીય હતું. તે સ્ત્રી પરિચિત દેખાતી નહોતી-જન્નતઆરાના મહેલમાં

અત્યાર સુધીમાં તે એકવાર પણ આવી નહોતી. જન્નતઆરાએ હસતાં હસતાં પૂછ્યું કે;–"તું કોણ છે?"

"હું એક ગરીબ માલણ છું અને ફુલ વેચીને મારું ગુજરાન ચલાવું છું." ફુલવાળીએ પણ હસીને જ ઉત્તર આપ્યું.

"ત્યારે અહીં શામાટે આવી છે?"

"ફૂલ વેચવાને, નવ્વાબજાદી!"

"મારે ફૂલ નથી જોઈતાં, અને અત્યારે વધારે વાત કરવાનો મારી પાસે વખત પણ નથી."

"શાહજાદી સાહબા, આમ ન બોલો. હું આપમાટે જ આ ફૂલ લાવી છું અને આપને આપીને જ જઈશ."

આમ બોલતી બોલતી પાપિની જહાનઆરા દાલાનના મધ્યભાગમાં આવી લાગી. જન્નતઆરાના સ્વર્ગીય સૌન્દર્યને જોઇને તેનાં નેત્રો અંજાઈ ગયાં. અસૂયા આદિ દુષ્ટ ભાવોને વિસારીને જહાનઆરા અનિમેષ નેત્રોથી જન્નતઆરાના મુખમંડળને અવિલંબ જોતી રહી, અને પછી પોતાના મનમાં કહેવા લાગી કે;–"ખરેખર આજે મારાં નેત્રોનું સાર્થક્ય થયુ. આજ સુધીમાં કદાપિ આવું સૌન્દર્ય મારા જોવામાં આવ્યું નહોતું. આવા દિવ્ય રૂપને જોઈ કુમારનું મન મોહમુગ્ધ થયું હોય, તો તેમાં આશ્ચર્ય જેવુ કાંઈ પણ નથી. અહાહા! કેવું આ લાવણ્ય, કેવી આ માધુરી, કેવો આ રૂપતરંગ, સુંદર ચપળ ચક્ષુ, આ મનોહર ભ્રૂલતા, અને આ ભ્રમરકૃષ્ણ કેશકલાપ આદિનું યથાર્થ વર્ણન કરવા કોણ સમર્થ છે વારુ? આ ઉજ્જ્વળ અને કાંતિમય રૂપતરંગપર આ જડાઉ કામવાળી લીલા રંગની ઓઢણી એ સુંદરીના મનોહર સૌન્દર્યમાં કેટલી બધી વૃદ્ધિ કરી રહી છે! વિધાતાએ જો મને સ્ત્રીના શરીરને બદલે પુરુષનો અવતાર આપ્યો હોત, તો આજનો પ્રસંગ કેટલો બધો આનંદદાયક થઈ પડત, એની કલ્પના થવી અશક્ય છે! જો હું પુરુષ હોત, તો આ અલૌકિક લાવણ્યનો મર્મ સારી રીતે મારા જાણવામાં આવી શકત. હું આ લાવણ્યલતિકાનાં ચરણોમાં મસ્તક મૂકી દેત અને મરણ પર્યંત એની ગુલામીને કબૂલ કરી એની સેવામાં નિમગ્ન રહેત! પણ હાય, મારા દુર્ભાગ્યે મને સ્ત્રીની કાયા આપી, એટલે હવે મારાથી એ રમણીના રૂપમર્મને કેવી રીતે પૂર્ણતાથી જાણી શકાય વારુ? વિધાતા, અમો માનવજીવોના અનિષ્ટમાં જ તારો આનંદ સમાયલો છે કે? તને ધિક્કાર હો!!"

સુંદરી જન્નતઆરા કોમળ કંઠથી જહાનઆરાને કહેવા લાગી કે;–

"ફૂલવાળી, ગુસ્સે ન થઇશ. તારાં ફૂલ હુ ખરીદીશ. પણ આ માલણનો ધંધો તું કેટલાક દિવસથી કરે છે વારુ?"

જહાનઆરાએ હસીને ઉત્તર આપ્યુ;–"શાહજાદી સાહબા, જ્યારથી પ્રેમનો મર્મ મારા જાણવામાં આવ્યો ત્યારથી; જ્યારથી પોતાના હૃદયને જાણી જોઇને બીજાના તાબામાં આપી દીધુ ત્યારથી અને જ્યારથી પોતાની ઇચ્છાથી જ પગોમાં પ્રેમની બેડી પહેરી લીધી ત્યારથી આ ફુલ વેચવાના ધંધાનો મેં સ્વીકાર કરેલો છે."

માલણના આ વિલક્ષણ જવાબથી જન્નતઆરા હસવા લાગી. બહારગઢમાં એ પહેલાં અનેક માલણો આવી હશે, પણ આવી વિલક્ષણ માલણ આવી નહોતી. તેના તે વિનોદકારક ભાષણને વધારવાના ઉદ્દેશથી જન્નતઆરાએ કહ્યું કે;–"તારી તો બધી વાત જ ન્યારી છે ને શું! હં, પણ જેને તેં તારુ હૃદય અર્પ્યું છે, તેની તને પ્રાપ્તિ થઈ કે નહિ?"

"તેની પ્રાપ્તિ થઈ કે નથી થઇ, એ મારા પોતાના સમજવામાં પણ હજી નથી આવી શકયું, એટલે એ વિશે હું કાંઈ પણ કહી નથી શકતી."

"એટલે? તેણે તારો તિરસ્કાર તો નથી કર્યો ને?"

એ પ્રશ્નનું કાંઈ પણ ઉત્તર આપવાને બદલે જહાનઆરાએ એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. જન્નતઆરાએ પાછો સવાલ કર્યો;–"તેણે તારો ત્યાગ શામાટે કર્યો વારુ?"

"એની તેને પોતાને જ ખબર."

ફૂલવાળી આટલીવાર સુધી ઊભી હતી; તેને બેસવાનું પણ કોઇએ કહ્યુ નહોતુ; એટલે હવે તે પોતે પોતાની મેળે જ નીચે બેસી ગઈ. પોતાસાથે લાવેલી પુષ્પમાળાઓને જન્નતઆરાની પાસે જ પડેલા એક સુવર્ણપાત્રમાં રાખીને તે બોલી કે;–"બેઅદબી મોઆફ, નવ્વાબજાદી! જો આજ્ઞા હોય, તો આ પુષ્પમાળાઓને આપના શરીરપર આ દાસી પોતે જ ચઢાવે."

ગમે તે કારણથી કહો, પણ જન્નતઆરાએ માલણની એ પ્રાર્થનાનો સ્વીકાર કર્યો, અને જહાનઆરા તેના શરીરપર પુષ્પમાળા ચઢાવવા લાગી. પોતા તરફ કોઇનું વિશેષ ધ્યાન નથી, એવી પરિસ્થિતિ જોવામાં આવતાં તેનો લાભ લઈ તેણે ધીમા સ્વરે જન્નતઆરાના કાનમાં કહ્યુ કે;–"હું કાંઈ ફૂલ વેચવા આવી નથી; કિંતુ કુમાર મહમ્મદે જ મને અહીં મોકલી છે."

આ શબ્દો કેવળ જન્નતઆરા વિના બીજા કોઇના પણ સાંભળવામાં આવ્યા નહિ. નવ્વાબજાદીએ સર્વ દાસીઓને ત્યાંથી તરત ચાલ્યા જવાની આજ્ઞા આપી દીધી. એ વેળાએ તેનું સદા પ્રફુલ્લ રહેનારું હાસ્યસુધાપૂર્ણ મુખમંડળ કિંચિત્ મ્લાન થઈ ગયું. મેઘપટલમાં ઢંકાયલો ચન્દ્ર જેવી રીતે મલિન દેખાય છે, તરંગિણીના સ્વચ્છ જળમાં કૃષ્ણ મેઘની છાયા પડતાં તે જેવી રીતે મલિનતાને ધારણ કરે છે અને ચિંતાના ઉદયથી જેવી રીતે સુંદરીનું સુંદર વદન મલિન થઈ જાય છે, તે જ પ્રમાણે જન્નતઆરાનું પ્રફુલ્લ મુખ એ સમયે અચાનક મલિન થઈ ગયું રુદ્ધ કંઠથી તેણે પૂછ્યું કે,-"ફન્નવાળી, ત્યાંના શા સમાચાર છે ?"

જહાનઆરા મૂર્ત્તિમતી રાક્ષસી હતી તેણે એક પત્ર કાઢીને જન્નતઆરાના હાથમાં આપ્યું અને તે પત્રને વાંચતાં તેનું મ્લાન મુખ વધારે મ્લાન થઈ ગયું નિરાશ ભાવથી તેણે પૂછ્યું,-"હવે શો ઉપાય ?"

'ઉપાય આપના હાથમાં જ છે "

"પણ જવું કેમ કરીને ? મારા વાલિદે કિલ્લામાં એવો સખ્ત બંદોબસ્ત રાખેલો છે કે, તેના યોગે અંદરથી બહાર જવું અને બહારથી અંદર આવવું, લગભગ અશક્ય જ થઈ પડ્યું છે. કદાચિત્ જવું જ હોય, તોપણ છદ્મવેશ ધારીને યુક્તિથી જ જવું જોઇએ. જો આશા સફળ થવાનો સંભવ હોય, તો તે કેવળ એ છદ્મવેશથી જ, અન્યથા એમ થવું અસંભવનીય છે." જન્નતઆરાએ જણાવ્યું

"આપને કિલ્લામાંથી બહાર લઈ જવાની જવાબદારી મારાપર આવી. જો મારા આ લહંગા અને ઓઢણીને આપ પોતાના શરીરપર ધારી લેશો, તો એ કાર્ય સહજ સિદ્ધ થઈ શકે એમ છે. નવ્વાબજાદી, અત્યારે હું કહું છું કે, એના જેવી બીજી એક પણ યુક્તિ નથી. ગુસ્તાખી મોઆફ!"

"પણ પછી અહીંથી તારો છૂટકો કેવી રીતે થશે ?"

"મારું પોતાનું હું સંભાળી લઇશ આ જહાનઆરાને બંદિની કરીને રાખી શકે, એવો કિલ્લો આખી દુનિયામાં છે જ નહિ "

"અને જો તું સપડાઈ ગઈ તો ?"

"તો જીવ આપીશ; બીજું શું ?"

"શું, મારા માટે તું જીવ આપીશ ? મારા લાભમાટે તું પોતાના પ્રાણ અર્પવાને પણ કેમ તૈયાર થાય છે વારુ ?"

"નવ્વાબજાદી, આ જગતમાં જેને હું મારું પોતાનું કહી શકું, એવું કાંઈ પણ નથી-અર્થાત્ મારા હૃદયમાં આશા પણ નથી અને

આકાંક્ષા પણ નથી. મારા આ જીવનમાં સુખનો સર્વથા અભાવ હોવાથી સુખહીન જીવન મને ભોગમાં પણ પ્રિય ભાસતું નથી. આપ જેવી નવાબનન્દિનીના હિત અને લાભમાટે જો જીવનવિસર્જન કરવાનો અવસર મળે, તો તો આ અભાગિનીનાં મહાભાગ્ય જ સમજવા જોઈએ!"

કેટલીકવાર પછી જન્નતઆરાએ કહ્યું કે,-"બહુ સારું, ત્યારે આજે ખાવાપીવાનું અહીં રાખજે. સંધ્યાકાળ થવા પછી આપણે શું કરવું, એનો નિર્ણય આપણાથી નીરાંતે કરી શકાશે"

ફૂલવાળીએ જન્નતઆરાની ઇચ્છાનો ત્વરિત સ્વીકાર કરી લીધો.

પ્રતિદિવસ જેવી રીતે જળસ્રોત સમાન કિંવા ચક્રનેમિના આવર્તન પ્રમાણે સમય વહી જાય છે, તે પ્રમાણે તે દિવસ પણ ચાલ્યો ગયો ધીમે ધીમે સંધ્યાકાળ થયો. સંધ્યા સમયે આકાશમાં અંધકાર પ્રસરવા લાગ્યો અને તારા ચમકવા લાગ્યા ગગનના અપાર વિસ્તારમાં, પોત પોતાના માળાને શોધતાં પક્ષીઓ માર્ગને ભૂલી આમ તેમ ભ્રમણ કરવા લાગ્યાં. રાત્રિકીટકો કર્કશ સ્વરથી નાદ કરવા લાગ્યા. સૂર્ય તો ક્યાર નોય અસ્તાચળમાં ચાલ્યો ગયો હતો. પરંતુ જેવી રીતે મોટા મોટા નરપુંગવો અસ્તને પ્રાપ્ત થવા છતાં પણ પોતાના પ્રતાપને પાછળ મૂકી જાય છે, તેવી રીતે સૂર્ય પણ પોતાના પ્રકાશરૂપ તેજને આકાશસ્થ મેઘખંડોમાં રાખીને જ અસ્તાચળમાં ગયો હતો. પરંતુ નરપુંગવોનો પ્રતાપ પણ કાળના વિશાળ ઉદરમાં અને તો એક દિવસ ગમે ત્યારે પણ લુપ્ત થઈ જાય છે, તે જ પ્રમાણે સૂર્યનારાયણના પ્રતાપનું અવશિષ્ટ ચિહ્ન જે સૂર્યકિરણાંકિત મેઘ, તે મેઘનો પણ ધીમે ધીમે આકાશમાં લોપ થઈ ગયો અકબરાબાદ દુર્ગમાં સર્વત્ર દીપકો પ્રજ્વલિત થયેલા દેખાયા.

જહાનઆરાને પોતાપાસે બોલાવીને જન્નતઆરાએ કહ્યું કે,-"ફૂલવાળી, મેં બધી વ્યવસ્થા કરી રાખી છે, એટલે હવે આપણને વેશ બદલવાની કશી પણ આવશ્યકતા નથી સુવર્ણમુદ્રાનો એક સારો ગ્રાસ આપીને મેં પહેરેગીરોના મોઢાં બંધ કરી નાખ્યાં છે તેમને મેં કહી રાખ્યું છે કે, પાસે જ જે ઓલિયા પીરની દરગાહ છે, ત્યાં આવતી કાલે કોઈ મન્નત ચઢાવવાને મારે છૂપી રીતે જવાનું છે આજે જવાનું મુલતવી રાખ્યું છે, એટલે તું બને જા—"

સતોષદર્શક સુરથી જહાનઆરાએ કહ્યું કે,-"બહુ જ સારું થયું પણ કુમાર મહમ્મદ મધ્યરાત્રિના સમયે જ આવશે. આવતી કાલે કેટલીક રાત જવાપછી જો આપ બહાર નીકળશો, તો ઠીક થશે નદી તીરપરના ઘાટપર અમે આપની વાટ જોતા ઊભાં રહીશું. ત્યારે કુમારને મારે શો જવાબ આપવો?"

"એ જ કે, સંકેત પ્રમાણે આવતી કાલે રાતે હું આવીશ, એટલે તમારે આવવામાં કોઈ પણ રીતે ગફલત ન કરવી." જનતઆરા બોલી.

જહાનઆરા મસ્તક નમાવીને ચાલતી થઈ.

## સપ્તમ પરિચ્છેદ

### સ્વામિદ્રોહ

ઓરંગજેબ પોતાના તંબૂમાં એકલો જ બેઠો હતો., તે કોઇના આગમનની પ્રતીક્ષા કરતો હતો. તે જ દિવસે દિલ્હીથી એક પત્ર આવ્યું હતું અને તેથી બહારગઢપર હલ્લો કરવાના કાર્યને થોડા દિવસને માટે મુલતવી રાખવાની જરૂર પડી હતી. ઔરંગજેબ એવી રીતે ચિંતાક્રાંત થઈને બેઠો હતો, એટલામાં એક પ્રહરી ત્યાં આવ્યો અને કોર્નિશ કરીને બોલ્યો કે;–"બહાર બખ્તિયારખાં આવેલા છે, તેમના માટે શી આજ્ઞા છે?"

પ્રહરીના મુખના એ શબ્દો સાંભળતાં જ ઔરંગજેબ ઊઠીને ઊભો થઈ ગયો અને તેણે આજ્ઞા આપી કે;–"તેમને અહીં લઈ આવ."

પ્રહરી ત્યાંથી જઇને એક હ્રષ્ટપુષ્ટ દ્રઢકાય સૈનિકને અંદર લઈ આવ્યો. તે સૈનિકે આવતાંની સાથે જ ઉદ્ગાર કાઢ્યો કે;–શહનશાહે હિન્દોસ્તાં ઔરંગજેબ બાદશાહની ઉમ્ર દરાજ!"

તે પુરુષના મુખથી પોતાના સંબંધમાં 'બાદશાહ, શબ્દનો પ્રયોગ થયેલો જોઇને ઔરંગજેબના ગંભીર મુખમંડળમાં કિંચિદ્ હાસ્યની છટા વિલસવા લાગી. તે હસતો હસતો કહેવા લાગ્યો કે;–"મારા વિશે તમે પ્રથમથી જ ભવિષ્ય વર્તી રાખતા હો, એમ જ જણાય છે. તમારી આ સદ્ભાવનામાટે હું તમારો ઘણો જ આભારી થયો છું."

બખ્તિયારે પણ હસીને જ કહ્યું;–"દિલ્લીનું સિંહાસન આપનું જ છે, એટલે આપના વિના તે બીજા કોઇના હાથમાં જવાનું જ નથી, એ મને દિવ્ય દૃષ્ટિના યોગે સ્પષ્ટ દેખાય છે. સુલ્તાન દારા તો વિધર્મીય છે જ, એટલે લોકોનો તેનામાં પ્રેમ નથી. શાહ શુજા નાચરંગ અને અયશો ઇશરતમાં નિમગ્ન રહેતો હોવાથી રાજદંડને હસ્તમાં ધારણ કરવાની તેનામાં શક્તિ નથી અને તે સિંહાસને વિરાજવા યોગ્ય પણ નથી. સુંદરીના વિલોલ કટાક્ષોના યોગે જે જર્જરિત થઈ જાય, તે સિંહાસનારૂઢ થવા સર્વથા અપાત્ર જ હોવો જોઇએ. વારુ, પણ આપે અત્યારે મારું સ્મરણ શામાટે કર્યું?"

ઔરંગજેબ કેટલીકવાર સુધી સ્તબ્ધ બની ગયો. તે કોઈ એક ગઢ વિચ માં [illegible]

'બખ્તિયારખાં, તમે પત્રમાં જે કાંઈ લખ્યું છે, તે વિશે મેં સારી રીતે વિચાર કર્યો અને દિલ્હીથી મારાપર જે પત્ર આવ્યું છે, તેથી એમ જણાય છે કે, હવે વધારે કાલક્ષેપ કરવો યોગ્ય નથી બહારગઢ કિલ્લાના નાશમાટે આપણા લશ્કરની ખરાબી કરવી, એ સારું નથી, એવો જ હવે મારો અભિપ્રાય થયો છે તમે મને કિલ્લાના દરવાજા ખોલી આપો લોહીનું એક ટીપું પણ ન પાડતાં મારું લશ્કર કિલ્લાને પોતાના તાબામાં લઈ લેશે અને એ કિલ્લો મારા હાથમાં આવ્યો, એટલે પછી કિલ્લેદારનો પોશાક તમને જ આપવામાં આવશે"

બખ્તિયારે નમી સલામ કરીને કહ્યું કે,–"આ આપની મારાપર મોટી મહેરબાની જ કહેવાય. આપની આજ્ઞા પ્રમાણે વર્તવાને આ ગુલામ તૈયાર છે પરંતુ આપના ચરણોમાં મારી એક પ્રાર્થના છે, અને તે એ કે–"

તે આગળ બોલવા જતો હતો, એટલામાં ઔરંગઝેબે તેને વચ્ચે જ અટકાવીને કહ્યું કે,–"હું સમજ્યો સુંદરી જન્નતઆરા વિશેની જ એ વિનતિ છે ને? નજફઅલીની દુખ્તરનો હાથ તમને જોઇએ છે, એમ જ ને? આ ઔરંગઝેબને કિલ્લાની અને કિલ્લેદારની આવશ્યકતા છે, કિલ્લેદારની દુખ્તરની અગત્ય નથી જન્નતઆરાને ખુશીથી તમે લઈ લેજો, એ વિશે મારો કાંઈ પણ વાંધો નથી"

એ ઉપરાંત બીજી પણ એક માગણી છે, જહાંપનાહ!'

તે પણ મારા સમજવામાં આવી ગયું તમે મને અત્યારે જે મદદ આપો છો, તેના બદલામાં તમને રોકડ નાણું જોઇએ છે, એ જ કે નહિ? નજફઅલીના ધનભંડારમાં જે કાંઈ પણ હોય, તેમાંથી અડધો ભાગ તમારો! હવે તો સંતોષ થયો ને? આ સમયમાં અમને પણ ધનની ઘણી જ આવશ્યકતા છે જો એમ ન હોત, તો મેં એ સર્વ દ્રવ્ય તમને જ આપી દીધું હોત પરંતુ એ દ્રવ્ય કરતાં પણ જનતા નજફઅલી અથવા તો તેના છિન્ન મસ્તકની મને વધારે અગત્ય છે. તે દુષ્ટ ચાંડાલના કારણથી તો મારી કાર્યસિદ્ધિમાં આટલો બધો વિલંબ થયા કરે છે તેમ જ એના યોગે મારું અપમાન થવામાં પણ કાંઈ ન્યૂનતા રહી છે ખરી કે? આ સર્વ અપરાધોનું તેને યોગ્ય પ્રાયશ્ચિત્ત મળવું જ જોઇએ'

"જનાબેઆલા, આપના સર્વ ઉદ્દેશો સિદ્ધ થવાનો આજે ઘણો જ સારો અવસર આવી લાગ્યો છે કિલ્લામાં આજે સો સવાસોથી વધારે સિપાહી નથી, કારણ કે, ઘણાખરા સિપાહીઓ બહારની છાવણીમાં છે આ સુવર્ણસંધિનો લાભ લઇને આપ જો ઉપ કાજ થતામાં જ પોતાના સૈન્યસહિત બહારગઢની પાસે આવી પહોંચશો, તો બહુ જ

સારું ફળ મળશે છાવણીમાંના સિપાહીઓ તરફથી આપના કામમાં ભંગાણ થવાનો સંભવ નથી જો કાંઈ હરકત થાય, તો તે કેવળ કિલ્લાના સિપાહીઓ તરફથી જ! પરંતુ એ વિઘ્નને ટાળવાની પણ મારી પાસે એક યુક્તિ છે. કિલ્લામાંના બધા સિપાહીઓના તલ્વાર અને ભાલા ઇત્યાદિ શસ્ત્રો તેમને ધારદાર કરાવવાના નિમિત્તથી હું મારા કબ્જામાં લઈ લઇશ, એટલે સર્વે સૈનિકો શસ્ત્રહીન થઈ જશે એમ થતાં કિલ્લામાં સૈન્ય હોય કે ન હોય, તે બન્ને સમાન જ છે. અર્થાત્ એમ કરવાથી આપની કાર્યસિદ્ધિ સહજમાં થઈ જવાની" બખ્તિયારે યુક્તિનું દર્શન કરાવ્યું.

બખ્તિયારની આ નીચ મસ્લત સાંભળતાં જ ઔરંગજેબનું મુખ મંડળ હર્ષપ્રફુલ્લ થયું. હસિત મુદ્રાથી તે કહેવા લાગ્યો કે,–"બખ્તિયારખાં, હું તમને અત્યારે અને આ ક્ષણે જ 'નવ્વાબ'ની પદવી અર્પું છું. ખરેખર, તમે મહા કાર્યકુશળ પુરુષ છો. તમારી યોજેલી આ યુક્તિ ઘણી જ ઉત્તમ છે. તમારા આ ઉપકારોને ઔરંગજેબ કદાપિ ભૂલવાનો નથી. તો પણ ખાનસાહબ, ઇન્સાન ખરલતેશયતાન છે. આ ઔરંગજેબના સ્વભાવને તો તમો જાણતા જ હશો. મારો બહુધા કોઇનામાં પણ ખરો વિશ્વાસ બધાતો જ નથી. આજે સ્વાર્થના લોભથી તમે મને મદદ આપવાને તૈયાર થયા છો ખરા, પણ એ જ સ્વાર્થમાટે તમે વિશ્વાસથી મારો પણ ઘાત નહિ કરો, એની શી ખાત્રી? મનુષ્યની બુદ્ધિ અતિશય ચચળ હોય છે, એટલે તેને ફરી જતાં વિલંબ લાગતો નથી એટલામાટે જ હું કહું છું કે, બખ્તિયાર સાહબ–"

"શહનશાહ, આપ આમ કેમ બોલો છો વારુ? આજ નહિ, તો ચાર દિવસપછી જે આ વિશાળ હિન્દુસ્તાનના સાર્વભૌમ બાદશાહ થવાના છે, તેમનાથી પ્રતારણા અને વિશ્વાસઘાત કરીને આ ક્ષુદ્ર નજફ અલીનો સિપાહસાલાર કેટલા દિવસ જીવવાનો હતો વારુ? વનરાજ કેસરી સાથે વૈરભાવ કરીને ગરીબ સસલું જગતમાં કેટલા દિવસ નિવાસ કરી શકે? શાહેઆલી, મને દુર્ગ, ઐશ્વર્ય, નવ્વાબપદવી અથવા સૂબેદારી વગેરે કશી પણ વસ્તુની અગત્ય નથી. કેવળ જેનામાટે મારા સ્વામી સાથે દ્રોહ કરીને તેનો સર્વનાશ કરવા આજે હું તૈયાર થયો છું, તે જન્નતઆરા જ મને જોઇએ છીએ!"

બખ્તિયારના ભાષણને ઔરંગજેબ ગંભીર મુદ્રાથી સાંભળતો હતો તે કાંઇક બોલવા જતો હતો, એટલામાં બખ્તિયાર જ પાછો બોલવા લાગ્યો કે,–"આલમપનાહ, આપનું સાધ્ય જેવી રીતે દિલ્હીનું સિંહાસન છે, તેવી જ રીતે મારું સાધ્ય જન્નતઆરા છે. હું કેવળ તેના સૌન્દર્યથી

જ ગાંડો થયો નથી. જહાંપનાહ, મારા વિવેકહીન ભાષણની ક્ષમા કરશો. જન્નતઆરાને હું તેના લાવણ્યમાટે જ ચાહતો નથી! કિન્તુ તેના ગર્વનું ખંડન કરવામાટે અને નજફઅલીના ગર્વમદને ઉતારવામાટે જ તેને મારી અંકિતા કરવા ઇચ્છું છું; આ ઉદ્દેશથી જ મારા આ પ્રપંચોનો પ્રારંભ થયો છે. હું એક સામાન્ય સિપાહીના દરજ્જાથી ચઢતો ચઢતો બકારગઢનો સિપાહસાલાર થયેલો છું અને મારાં દર્શનથી સર્વનાં હૃદય કંપી જાય છે, એટલો બધો મારો દાબ પડી ગયો છે; પરંતુ દુષ્ટ અને દુર્ભાગિની જન્નતઆરા મને તુચ્છ માનીને મારો તિરસ્કાર કરે છે. નજફઅલી બહારથી સારો ભાવ બતાવવા છતાં અંદરથી મને ધિક્કારે છે. રાજદુર્ગ કે દ્રવ્ય એ મારી ઉદ્દિષ્ટ વસ્તુઓ નથી–જહાંપનાહ, મારે તો તે સિંહણનો શિકાર કરવાનો છે–તેને મારાં ચરણોની એક ક્ષુદ્ર દાસી બનાવવાની જ મારી એક માત્ર મહત્ત્વાકાંક્ષા છે!"

તેના આ ઉદ્ગારોને સાંભળી ઔરંગઝેબ મનમાં જ જરાક હસ્યો અને થોડીવાર પછી કહેવા લાગ્યો;–"ખાંસાહબ, તમારી આકાંક્ષા અવશ્ય પૂર્ણ થશે. ઔરંગઝેબને કિલ્લાની આવશ્યકતા છે ખરી, પણ નજફઅલીના છિન્ન મસ્તકની પ્રથમ આવશ્યકતા છે."

"તો આજ પ્રભાતમાં આપ સો સવાસો સિપાહીઓને લઇને કિલ્લાપર હલ્લો કરશો, એટલે આપનો એ હેતુ સહજમાં જ સિદ્ધ થઈ જશે. મારા લશ્કરને હું દાવપેચથી દૂર કાઢી જઇશ, એટલું જ નહિ, પણ અચાનક કિલ્લાપર હલ્લો થતાં જે ગડબડાટ મચી જશે, તેનો લાભ લઇને હું મારા લશ્કર સહિત આપનો જ મદદગાર થઇને ઊભો રહીશ. તેમ જ આ બધી ઘટના કેમ બની આવી, એની કોઇને કદાપિ જાણ થવા ન પામે, તો જ આ બખ્તિયારની કરામત!" બખ્તિયારે હામ બીડીને કહ્યું.

એ પછી થોડીવાર સુધી બન્ને ચૂપ થઈ ગયા. કિંચિત્ સમય પછી ઔરંગઝેબે ગંભીર સ્વરથી કહ્યું;–"સિપાહસાલાર, તમારી આ યુક્તિ ઠીક છે; પરંતુ—"

"પરંતુ–પરંતુ શું, જહાંપનાહ?" બખ્તિયારે શુષ્ક કંઠથી પૂછ્યું.

"પરંતુ એ કે જો આમાં તમારી વિશ્વાસઘાતકતા હોય, તો પછી અમારી શી દશા થાય? આનો વિચાર પણ અવશ્ય કરવો જ જોઇએ."

"શહનશાહ, હું ઇમાનના કસમ ખાઇને કહું છું કે, મારા મનમાં આપવિશે તિલમાત્ર પણ કપટભાવ નથી. આપની સાથે વિશ્વાસઘાત કરીને પછી હું ક્યાં જઈ શકનાનો હતો વારુ? અને જ્યાં આપનો કોપ થયો, ત્યાં પછી જીવવાની આશા પણ હોય ખરી કે?"

પોતાની આંગળીમાંની હીરાની વીંટી તરફ જોતો જોતો ઔરંગ-ઝેબ સ્થિરભાવથી કહેવા લાગ્યો કે;-"એ બધું ખરું; પરંતુ જેણે એક-વાર એકની સાથે વિશ્વાસઘાત કર્યો હોય, તે બીજીવાર બીજા સાથે વિશ્વાસઘાત નહિ કરે, એનું પ્રમાણ શું?"

"આલમપનાહ, આ સ્વાર્થપરાયણ જગતમાં સ્વાર્થમાટે ઇન્સાન શું ન કરે વારુ? જહાનઆરાના તિરસ્કારે મને બુદ્ધિભ્રષ્ટ બનાવી દીધો છે અને તેને નમાવવામાટે હુ ગાંડો થઈ ગયો છું. બેઅદબી મોઆફ, ગેતીપનાહ! જહાનઆરામાટે હુ ચિરકાલ નરકમાં નિવાસ કરવા પણ તૈયાર છું! મને જહાનઆરાની પ્રાપ્તિ થશે, એ આશાથી જ આ કાર-સ્થાનમાં મેં આટલો બધો આગળ પડતો ભાગ લીધો છે. જહાનઆરાની પ્રાપ્તિ વિના મારા મનમાં બીજી કોઈ પણ વસ્તુની આશા છે નહિ અને હવે પછી થવાની પણ નથી."

ઔરંગઝેબ મનમાં જ કહેવા લાગ્યો કે;-"ઠીક છે, શયતાનજાદા, મારી કાકદૃષ્ટિ સમક્ષ તું કેવી રીતે વિશ્વાસઘાત કરી શકે છે, તે હું જોઈશ. જો તારી વિશ્વાસઘાતકતાનું અલ્પ ચિહ્ન પણ મારા જોવામાં આવશે, તો મારા સૈનિકો પ્રથમ તો તારા છિન્ન મસ્તકને જ મારાં ચર-ણોમા લાવીને હાજર કરશે, એ બરાબર ધ્યાનમાં રાખજે. આ ઔરંગ-ઝેબ સાથેનું સાટુ છે-લાપશીનો કોળિયો ખાઈ લેવાનો નથી!"

અંતે બખ્તિયાર નમ્રતાથી ઔરંગઝેબને નમન કરી ત્યાંથી ચાલ્યો ગયો. તેના એ દારુણ પાપકર્મના, આ વિરાટ્ બ્રહ્માંડનો અનંત શક્તિ-માન્ ચાલક, આકાશપટલમાંના અસંખ્ય ઉજ્જ્વલ તારકો અને એક વ્યક્તિ, એટલા જ સાક્ષીઓ હતા. તે વ્યક્તિએ છૂપાઈ લપાઇને ઔરં-ગઝેબ તથા બખ્તિયારના ભાષણને અથથી ઇતિપર્યન્ત સાંભળી લીધું હતું. એ વ્યક્તિ અન્ય કોઈ નહિ, પણ પાપિની જહાનઆરા જ હતી. પરતુ અમે વાંચકોને નિશ્ચયપૂર્વક કહીએ છીએ કે, કેવળ અનિચ્છાથી-અન્ય ઉપાય ન હોવાના કારણથી જ-જહાનઆરાને એ સ્વામિદ્રોહાત્મક પાપમય સંભાષણ ગુપ્તરૂપે સાંભળવાની ફરજ પડી હતી. એમાં તેનો પોતાનો કશો પણ અપરાધ નહોતો.

---

## અષ્ટમ પરિચ્છેદ

### રાક્ષસ અને રાક્ષસી!

બખ્તિયારનો ઘોડો બહાર બાંધેલો હતો. બખ્તિયાર ખિન્ન મનથી ઔરંગઝેબના તંબૂમાંથી બહાર આવી ઘોડાપર બેસીને બહાર-ગઢ તરફ જવા નીકળ્યો. એ વેળાએ તેના મનની સ્થિતિ અત્યંત

અનુકંપનીય થયેલી હતી. એક તરફથી સ્વાર્થપરાયણતા અને બીજી તરફથી-સ્વામિભક્તિ તેના મનને ખેંચ્યા કરતી હતી. પરંતુ ધનુષ્યમાંથી બાણ છૂટી ગયો હતો, એટલે હવે તેના પાછા ફરવાનો કશો પણ ઉપાય નહોતો. બખ્તિયારે સ્વાર્થ સાધવામાટે અવિચારથી પાતકની ગહન ગર્તામાં ભૂસકો માર્યો હતો, અને હવે તે ગર્તામાંથી પુનઃ ઉપર આવવાનો માર્ગ હતો નહિ; એટલે હવે એ પાપસલિલમાં જ જીવન અર્પી દેવાનું તેના ભાગ્યમાં નિર્માણ થઈ ચૂક્યું. વિવેકવાણીના ઉપાલંભોનો માર એક સરખો ચાલુ હોવા છતાં પણ પાપી અંતઃકરણ તેમાંથી પણ કોઈ એક સમાધાનને શોધી કાઢે છે. પાપાત્મા બખ્તિયાર પોતાના મન સાથે કહેવા લાગ્યો કે;–"વિશ્વાસઘાત એ એક મહાઘોર પાતક છે ખરું; પણ એ મહાપાતકને કોણ નથી આચરતું વારુ? સ્વાર્થના અગ્નિકુંડમાં વિશ્વાસની આહુતિ આપ્યા વિના કોણ રહી શકે છે? જે લોકોના જોવામાં આવે, તો તે પાતક થાય, અને તેમ ન થયું તો પુણ્ય, એ તો સર્વથા સ્પષ્ટ જ છે. દૂર શામાટે જવું જોઇએ? આ ઔરંગજેબનું ઉદાહરણ પાસે જ છે. દિલ્લીના સિંહાસને પોતે વિરાજવામાટે ગુપ્ત રીતે એ કેટલા બધા પ્રપંચો કરી રહ્યો છે. વૃદ્ધ શાહનશાહે ના પાડવા છતાં પણ એ સૈન્યસહિત કૂચ કરતો રાજધાની પ્રતિ ચાલ્યો છે; છતાં બહારથી એણે સાધુતાનો આડંબર ઘણો જ સારો બતાવ્યો છે. દિલ્લીના ભાવી સમ્રાટે કરેલું આ નીચ કૃત્ય જો પાપરૂપ ન ગણાય, તો આ સામાન્ય બખ્તિયારે કરેલું આ કૃત્ય પાપમાં શામાટે ગણાવું જોઇએ વારુ? બસ, હવે અલ્પાવધિમાં જ નજફઅલી સ્વર્ગના માર્ગમાં વિચરશે, બહારગઢની સૂબેદારી મને પ્રાપ્ત થશે અને તે ગર્વિષ્ઠ જન્નતઆરા મારી બાંદી થઈ સદાસર્વદા હાથ જોડી મારી આજ્ઞાની પ્રતીક્ષા કરતી મારા સમક્ષ ઊભી રહેશે! અર્થબળથી, તલ્વારની ધારથી અથવા બીજા ગમે તે ઉપાયથી 'પાપ પાપ'નો પોકાર કરનારા લોકોનાં મોઢાંને હું ક્ષણ માત્રમાં જ બંધ કરી નાખીશ અને મળેલા વૈભવનો ઉપભોગ લીધા કરીશ."

વળી તે મનોગત કહેવા લાગ્યો કે:–"રાજસિંહાસન એકના જ અધિકારમાં ચિરકાળ પર્યન્ત રહે, એ શક્ય નથી. નજફઅલી જ સદાસર્વદા બહારગઢનો સૂબેદાર હોવો જોઇએ, એવો કાંઈ ખુદાએ તેને તામ્રલેખ લખી આપ્યો નથી. જે અનન્વિત ઉપાયોવડે નજફઅલીએ બહારગઢના સૂબેદાર તરીકેનો અધિકાર મેળવ્યો છે, તેનું સ્મરણ માત્ર પણ અંગપર રોમાંચને ખડાં કરી દે છે. ભયંકર પાપનું પ્રાયશ્ચિત્ત આ જન્મમાં–અહીંને અહીં જ મળે છે. નજફઅલીએ જે ભયાનક પાતકો-

કરેલાં છે, તેમનું અહીંને અહીં જ પ્રાયશ્ચિત્ત આપવામાટે ખુદાતાલાએ મારી યોજના કરેલી છે, એમ જ દેખાય છે! વળી, જો નજફઅલી સાથે વિશ્વાસઘાત ન કરતાં તેનો મદદગાર બની જાઉં, તો પણ સર્વશક્તિમાન્ પરવરદિગારના કોપમાંથી તેનો બચાવ થવાનો નથી. દિલ્હીના સાર્વભૌમ બાદશાહની અસંખ્ય ફોજ આગળ તેનો કેટલાક દિવસ ટકાવ થવાનો હતો વારુ? તે મરવાનો છે તે તો મરશે જ, ઈશ્વરી ક્ષોભને કોણ ટાળી શકનાર છે? પણ જો હું તેનો મદદગાર થઈશ, તો વચ્ચે વિનાકારણ હું પણ મર્યો જઈશ. અર્થાત્ કોઈ પણ દૃષ્ટિથી જોતાં હું જે કાંઈ કરું છું, તે સર્વ પ્રકારે યોગ્ય અને ઉચિત જ છે."

એ પછી તે જન્નતઆરાને ઉદ્દેશી મનોગત બોલ્યો કે-"જન્નતઆરા, જન્નતઆરા, તું મહા ગર્વિષ્ઠ છે, પણ પ્રિયે, ગર્વિષ્ઠ હોવા સાથે તું અતુલ રૂપવતી પણ છે. તું મારો તિરસ્કાર કરે છે, પણ હું તારામાં પ્રેમ રાખું છું. મને તું પોતાનાં નેત્રોને ઉઘાડી એકવાર પણ જોવા ઇચ્છતી નથી, પણ હું? હું દિવસ અને રાત તારી દિવ્ય મૂર્તિને હૃદયમાં સ્થાપી સર્વત્ર તને અને તને જ જોયા કરું છું! જન્નતઆરા, તું મારો ગમે તેટલો તિરસ્કાર કર, પણ હું તો એ દૃઢ પ્રતિજ્ઞા કરી ચૂક્યો છું કે, તારાનાં નિષ્કલંક પ્રેમ રાખી તારા તિરસ્કારને છેવટે શુદ્ધ પ્રેમનું સ્વરૂપ આપ્યા વિના રહેવાનો નથી! જન્નતઆરા, તારામાટે આજે હું વિશ્વાસઘાતક બન્યો છું. સેનાપતિની અત્યુચ્ચ પદવીપર હોવા છતાં, જન્નતઆરા, જે કાર્ય આજ સુધી કોઇએ કર્યું નથી, તે નીચ કૃત્ય આજે મેં કર્યું છે. હવે આ માર્ગમાંથી પાછા વળવાનો ઉપાય મારા હાથમાં નથી!"

સ્હામે માર્ગના બે ફાંટા ફૂટેલા હતા-તેમાંનો એક માર્ગ બહાર ગઢ તરફ જતો હતો અને બીજો દિલ્હી તરફ જતો હતો. બખ્તિયારનો ઘોડો એકાએક અચકીને ત્યાં જ ઊભો રહી ગયો. એ ઘોર અંધકારમાં પાસે જ તેને શુભ્ર રંગનો કોઈ પદાર્થ દેખાયાથી ગભરાઇને તે અચકી ગયેલો હોવો જોઇએ. જ્યાં માર્ગના બે ફાંટા ફૂટેલા હતા, ત્યાં એક વિશાળ પીપળો હતો. તે વૃક્ષની નીચે શ્વેતવસ્ત્રપરિધાના એક છાયા મૂર્તિ ઊભી હતી. બખ્તિયારનો ઘોડો સારો કેળવાયલો હતો, એટલે તે છાયામૂર્તિને જોતાં જ સંદેહ તથા ભયથી અશ્વ ત્યાં જ ઊભો રહી ગયો અને તે સાથે જ અહીં કાંઈ પણ અરિષ્ટ છે, એમ લાગવાથી બખ્તિયાર તત્કાળ ઘોડાપરથી નીચે ઊતર્યો. આ ઘટનાને જોતાં જ તે છાયામૂર્તિ એક બાજૂએ ખસી ગઈ-નિદાન બખ્તિયારને એવો ભાસ તો થયો જ. બખ્તિયાર તીક્ષ્ણ દૃષ્ટિથી તે મૂર્તિને જોવા લાગ્યો, પણ

એટલામાં તો તે કોણુ જાણે કયાંય અદસ્ય થઈ ગઈ. તે ભીષણ અંધકારમાં તેનો કયાંય પત્તો નહોતો ! બખ્તિયાર બહુ જ આશ્ચર્યમાં પડી ગયો. તે મૂર્તિ માનવી હતી કે પૈશાચિક હતી, એ તેના સમજવામાં આવી શક્યું નહિ. બખ્તિયારની જગ્યાએ બીજો કોઈ હોત, તો ભયથી તે ગતપ્રાણુ કિંવા નિદાન મૂર્છિત થઈ ગયો હોત; પરંતુ બખ્તિયાર શૂરવીર અને સાહસી પુરુષ હોવાથી હાથમાંના ભાલાને આગળ ધરીને વૃક્ષ પાસે જઈ તેણે મોટેથી પોકાર કર્યો કે;–"તું ગમે તે હોય, છતાં હું તારાથી ડરતો નથી. તું જ્યાં હોય, ત્યાં જ સ્થિર રહે. જરા પણ હીલવાથી તારો આ ક્ષણે જ અંત આવી જશે.' આ તીક્ષ્ણ ભાલાનો પ્રહાર એક ક્ષણ માત્રમાં જ તારા પ્રાણ હરી લેશે!"

બખ્તિયારના ભયથી કે શાથી, હવે તે મૂર્તિ હીલચાલ ન કરતાં એક સ્થળે જ સ્થિરતાથી ઊભી રહી. તે વિરાટ્ અંધકારના ભંડારમાંથી નિશાકાલીન નિઃસ્તબ્ધતાનો ભંગ કરીને એક ગંભીર હાસ્યધ્વનિ સાંભળવામાં આવ્યો. બખ્તિયારે તે મૂર્તિપાસે આવીને પૂછ્યું કે:–તું કોણ છે. ?"

"એક પ્રવાસી." ઉત્તર મળ્યું.

"પ્રવાસી, આટલી મોડી રાતે અહીં એકલો ઊભો રહીને તું શું કરે છે ?"

"બહારગઢના ભાવી દુર્ગેશ બખ્તિયારખાનનો મેળાપ થશે, એ ઉદ્દેશથી જ હું અહીં તેની વાટ જોયા કરું છું."

'ભાવી દુર્ગેશ' એ તે મૂર્તિના મુખમાંના શબ્દો સાંભળીને બખ્તિયાર ચમકી ગયો. 'એ મૂર્તિ કોણ છે, અને મારો ભેદ એના જાણવામાં કેવી રીતે આવ્યો' એના ગંભીર વિચારમાં તે પડી ગયો. ત્યાર પછી તે મૂર્તિને ઉદ્દેશીને તે કહેવા લાગ્યો કે;–"તારા કંઠ, આકાર અને ઇતર ચિન્હોપરથી તું સ્ત્રી હોવી જોઇએ, એવું અનુમાન કરી શકાય છે; તેમ જ વયમાં પણ તું તરુણ હોવી જોઈએ, એમ સ્પષ્ટ જણાય છે. તો આટલી રાત્રે આવી નિર્ભયતાથી આવા ભયાનક સ્થળમાં એકલી ઊભી રહેનારી એવી સાહસી સુંદરી તું કોણ છે અને અહીં શામાટે ઊભી છે ?"

"આલીજનાબ, બહારગઢથી હું પાછી જતી હતી, એટલામાં ઘોડાના ટાપોનો અવાજ સાંભળી આ ઝાડ નીચે ઊભી રહી ગઈ." જવાબ મળ્યો.

"તું બહારગઢમાં શામાટે ગઈ'તી ? અને હું બખ્તિયારખાન છુ, એ કેવી રીતે તારા જાણવામાં આવ્યું વારુ ?"

"આપનું લશ્કર કેટલું છે અને આપની રસદ કેટલી છે, એ જોવામાટે જ હું ત્યાં ગઈ હતી. આપ બહારગઢના સિપાહસાલાર બખ્તિ-

યારખાન છો, એ હું સારી રીતે જાણું છું. આપ હાલમાં ઔરંગજેબ સાથે છૂપી મસલત કરવા તેની છાવણીમાં ગયા હતા, એ પણ–"

બખ્તિયારે તેને આગળ બોલવા જ ન દીધી. પોતાના ભાલાની તીક્ષ્ણ અણીને તત્કાળ તે સ્ત્રીની છાતીપર ધરી રાખીને તે બોલ્યો કે;– "રાક્ષસી, તારો અહીંને અહીં જ વધ કરી નાખું છુ–હવે હું તને છોડવાનો નથી. મારાં ગુપ્ત કારસ્થાનોને તું સારી રીતે જાણતી હોય એમ જણાય છે. તારા મુખથી આ વાર્તા બીજા કોઇના સાંભળવામા નથી આવી, ત્યાં સુધીમાં પ્રથમથી જ તને ઠાર કરી નાખવી જોઇએ. તારો કાળ થઈ જાય, એટલે આ વાર્તા બીજા કોઇના કાને જવાનો માર્ગ જ બંધ થઈ જશે."

તે ભીષણ અંધકારમાં તે તરુણી પુનઃ ખડખડ હસવા લાગી. કેવુ આશ્ચર્ય! મરણ પાસે આવેલુ હોવા છતાં પણ હાસ્ય? આશ્ચર્યચકિત થઇને બખ્તિયારે પોતાના ભાલાને પાછો ખેંચી લીધો અને કહ્યુ કે;– "તું છે કોણ? મૃત્યુ આવીને સન્મુખ ઊભેલું છતાં પણ તને ભય નથી લાગતો અને તુ ઉલ્ટી હસ્યા કરે છે, એથી જણાય છે કે, તુ મહા વિલક્ષણ વનિતા છે!"

"પણ ખાનસાહબ, મને આપ ઠાર શામાટે મારો છો વારુ? મેં આપનો એવો તે શો અપરાધ કર્યો છે? એક જ દિવસમાં આટલાં બધાં પાપોનો સામટો ભારો ન બાંધો! પોતાના સ્વામીનો સર્વનાશ અને એક નિરપરાધિની નારીની હત્યા, એ બે ભયંકર પાતક એક દિવસમાં જ આપ કરો છો, તે શામાટે? શું આનું આ[illegible] કાંઈ પણ પરિણામ નથી થતું કે?"

"શામાટે વારુ?"

બખ્તિયારે એ 'શામાટે'નું કાંઈ પણ ઉત્તર ન આપ્યું. નિમેષાર્ધમાં ક્ષુબ્ધ વ્યાઘ્ર પ્રમાણે અતિશય ચપળતાથી તેણે તે પુષ્પકોમળ જહાનઆરાને ઉપાડીને ઘોડાપર બેસાડી લીધી અને ઘોડાને ટાંચ મારીને બકારગઢના માર્ગમાં પ્રયાણ કરી દીધું. જહાનઆરાએ પણ એ બળાત્કારનો જરાય પ્રતિકાર ન કર્યો. દુષ્ટ જહાનઆરાની પુનઃ બકારગઢમાં જવાની જ ઇચ્છા હતી.

* * * * *

સુંદર દીપકોથી પ્રોજ્જ્વલિત એક વિસ્તૃત અને સુચિત્રિત દાલાનમાં બખ્તિયાર બેઠો હતો અને તે સાહસી તથા નિર્ભયહૃદયા સુંદરી જહાનઆરા તેની સ્હામે ઊભી હતી. તેના રમ્ય મુખ પ્રતિ અચળ દૃષ્ટિથી જોતો બખ્તિયાર કહેવા લાગ્યો કે;–"જહાનઆરા, તું કેવી સુંદર છે! હાય, જો તું ગઈ કાલે મારી દૃષ્ટિએ પડી હોત, તો કેવું સારું થાત! એમ થતાં તે દુષ્ટ જન્નતઆરાને હું તત્કાળ ભૂલી જાત અને મને નરકમાં આટલા ઊંડા ઊતરવાની આવશ્યકતા પણ ન રહેત!"

જહાનઆરાએ કાંઈ પણ ઉત્તર ન આપ્યું–તેના તે રક્તોત્ફુલ્લ અધરોષ્ઠોપર વિરાજમાન થયેલા કિંચિત્ મલિન હાસ્યથી જ બખ્તિયારને ઉત્તર મળ્યું. તે કુટિલહૃદયા દુષ્ટ સ્ત્રી કહેવા લાગી કે;–"બખ્તિયારખાન, આ વાતોને હવે આપ ભૂલી જાઓ. મારા જેવી એક ક્ષુદ્ર દાસી આપના જેવા મોટા દરજ્જાના સરદારને જરા પણ લાયક નથી. જનાબેમન્, આટલી સહજ રીતે આપ મને અહીં લાવી શકો, એ સંભવનીય હતું કે? હું ખાત્રીથી કહું છું કે, જો મેં જરાપણ પ્રતિકાર કર્યો હોત, તો આપ મને અહીં કદાપિ લાવી શકત નહિ; પરંતુ આપની સાથે મારે એક કામ હોવાથી મારી ઇચ્છાથી જ હું અહીં આવી છું અને કેવળ સ્વાર્થસિદ્ધિ માટે જ બકારગઢમાં મારું આગમન થયેલું છે."

જહાનઆરાના આ ઉદ્ગારો સાંભળીને બખ્તિયાર સ્તંભિત થઈ ગયો. જાણે મંત્રમૂઢ થઈ ગયો હોયની, તેવી રીતે જહાનઆરાના મુખને સ્થિર દૃષ્ટિથી તે જોવા લાગ્યો. જહાનઆરાના સુંદર શરીરપર ઉજ્જ્વલ દીપરશ્મિ પડવાથી તે સુંદરી પૂર્વ કરતાં પણ અધિક સુંદર દેખાતી હતી. જહાનઆરાના મનોહર સૌન્દર્યરૂપ જાદૂથી બખ્તિયાર જાણે ઘેલો જ બની ગયો. હસતો હસતો તે બોલ્યો;–"જહાનઆરા, મારી પાસેથી તારો શો સ્વાર્થ સિદ્ધ થવાનો હતો વારુ?"

જહાનઆરાએ ઉત્તર આપ્યું;–"સિપાહસાલાર સાહબ, બધી હકીકત ખુલ્લી રીતે કહ્યા વિના આપ કાંઈ પણ સમજી શકવાના નથી. જનાબ,

મારા જેવી હતભાગિની અબળા આ જગતમાં બીજી કોઈ પણ મળવાની નથી એક સમયમાં મારા પિતાનો અતુલ વૈભવ હતો, અને તેનો પ્રતાપ પણ અપૂર્વ હતો પરંતુ દૈવદુર્વિલાસના યોગે ઔરંગજેબના હાથે મારા પિતાનો સ્વર્ગવાસ થયો અને તે સાથે તેના સર્વ વૈભવનો પણ વિનાશ થતાં હું એક ભિક્ષુકા બની ગઈ! ઔરંગજેબ મને બંદિની કરીને લઈ ગયો આનીજનાબ, જે જન્નતઆરામાં આપનો પ્રેમ છે, તે જન્નતઆરાના પિતા નજફઅલી કરતાં પણ મારા પિતાની સ્થિતિ ઘણી જ સારી હતી

"હું જો કે ભિક્ષુકા બનીને બંદિની ગુલામડી થઈ છતાં એ સ્થિતિનાં સર્વ કષ્ટ અને યાતનાઓને હું ભૂલી ગઈ એક વ્યક્તિના સુન્દર મુખકમળપ્રતિ દૃષ્ટિ કરીને મારા હૃદયમાં બળતા વૈરાગ્નિની જ્વાળાને મેં એકદમ બુઝાવી નાખી તે વ્યક્તિ કોણ હશે, એ આપ જાણો છો ખરા કે? તે બીજો કોઈ નહિ પણ ઔરંગજેબનો કુમાર મહમ્મદ જ છે ઔરંગજેબના કુમારની સેવામાં મારી યોજના થયેલી હતી કુમાર મહમ્મદના દિવ્ય રૂપસૌન્દર્યે મને દીવાની બનાવી દીધી ઉન્મત્ત પતંગ પ્રમાણે રાજકુમારના રૂપવહ્નિમાં મેં કૂદકો માર્યો!

"હું દીવાની આટલા દિવસ એમ જ સમજતી હતી કે, કુમારનો પણ મારામાં પ્રેમ છે આ પાયાપર હવામાં મેં મોટી મોટી ઇમારતો બાંધી દીધી દિલ્હીના જનાનખાનામાં હું એક દિવસે કુમારની હૃદયેશ્વરી અને સમ્રાજ્ઞી થઇને રહીશ એ ઉચ્ચ પણ વ્યર્થ આશાનું આજ સુધી મારા હૃદયમાં પોષણ કરીને આટલા દિવસ મેં ભાવી ઐશ્વર્યના કલ્પનામય આનંદમાં વીતાવ્યા પરંતુ મારા એ સુખ સ્વપ્નનો જન્નતઆરાએ સર્વથા સંહાર કરી નાખ્યો!

"બખ્તિયારખાન, કુમાર મહમ્મદને નજફઅલીએ કારાગૃહમાં નાખ્યો હતો એ વાર્તા તો આપના જાણવામાં હોવી જ જોઇએ પણ કુમારનો ત્યાંથી છૂટકો કોણે કર્યો એ આપ જાણો છો ખરા કે? નજફઅલીની સુન્દર કન્યા જન્નતઆરાએ જ તેને બંધનમુક્ત કર્યો હતો! કુમાર નજફઅલીના કારાગારમાંથી તો છૂટ્યો પણ તરત જ જન્નતઆરાના લાવણ્યરૂપ કારાગૃહમાં પોતાની મોજે જ ઇચ્છાપૂર્વક પૂરાયો! જન્નતઆરાના સૌંદર્યનું દર્શન થયા પછી કુમાર મારા પ્રેમને ભૂલી ગયો છે અને એટલામાટે મારે કોઈ પણ સારા કિંવા નઠારા ઉપાયથી કુમારની દૃષ્ટિમાંથી જન્નતઆરાનું ઉચ્ચાટન કરવું જ જોઇએ! આમ કર્યા વિના ગત્યંતર જ નથી બહાદુરજંગ, આપ જન્નતઆરામાટે દીવાના બની ગયા છો, એટલે પોતાની પ્રિયતમાને અન્ય પુરુષના બાહુપાશમાં

બદ્ધ થયેલી જોવી, એ આપ જેવા વીરપુરુષને અવશ્ય લાંછનાસ્પદ છે! આ કાર્યમાં જ મને આપના સાહાય્યની આવશ્યકતા છે!

"અફસરજંગ સાહબ, આપે આજ સુધીમાં તલ્વારને હાથમાં રાખીને બધું આયુષ્ય વીતાડયું હશે; પરંતુ પ્રમદાના પ્રેમની ગંભીરતાનો છેડો આપના જોવામાં કદાપિ આવ્યો છે કે? જેનામાં મેં નિષ્કલંક પ્રેમ રાખ્યો, જેનામાટે મેં પ્રાણ કરતાં પણ વધારે કષ્ટો સહન કર્યાં અને જેનાં ચરણોમાં મેં મારૂં સર્વસ્વ સમર્પિત કરી દીધું, તે પુરુષને ગમે તેમ થઈ જાય અને આ પ્રાણ ચાલ્યા જાય, તોપણ આ જહાનઆરા બીજી કોઈ પણ સ્ત્રીના હાથમાં જવા દેવાની નથી!

"આપને જન્નતઆરા જોઇએ છે અને મને કુમાર મહમ્મદની આવશ્યકતા છે. આ વિષયમાં બન્નેનો સ્વાર્થ એક જ છે. જન્નતઆરાના દૃષ્ટિપથમાંથી મહમ્મદને દૂર કર્યાં વિના તે આપને મળવી શક્ય નથી; અને જન્નતઆરા આપની ન થાય, ત્યાંસુધી મને કુમારની પ્રાપ્તિ થવાની નથી. મારી અત્યાર સુધીની કહેલી બધી હકીકત આપના બરાબર સમજવામાં આવી કે કેમ?"

બખ્તિયાર એ બધી હકીકતને સારી રીતે સમજી ગયો હતો; એટલે તેણે અતિશય ઉત્સુકતાથી જહાનઆરાને ઉદ્દેશીને કહ્યું કે;–"જહાનઆરા, હું તને આ કામમાં ખુશીથી મારાથી બનશે તેટલી મદદ આપીશ. પણ હજી એક સવાલ મારે તને પૂછવાનો છે. તું તારી છાવણીમાં ગયો હતો, એ તારા જાણવામાં કેમ કરીને આવ્યું વારુ?"

"ઔરંગજેબ સાથે થયેલી આપની બધી વાતચીત મેં સાંભળી લીધી, પણ તે કેવળ અનિચ્છાથી જ. તે વખતે હું કુમારને લઇને જન્નતઆરાપાસે જવામાટે કુમારના તંબૂ તરફ જતી હતી. જન્નતઆરાનું નામ મારા કાનોમાં આવી અથડાતાં હું ત્યાં થોભી ગઈ અને ત્યાંથી આપનું બધું ભાષણ મેં સાંભળ્યું. આપ મુગલશિબિરમાંથી બહાર નીકળો, તે પહેલાં જ કુમારને લઇને હું છાવણીમાંથી બહાર નીકળી પડી."

"હવે બધો સાર મારા સમજવામાં આવ્યો. પણ કુમાર અત્યારે ક્યાં છે?"

"અત્યારે નદીતીરપરની દૂરેથી મસ્જિદમાં જન્નતઆરા સાથે કુમાર સંભાષણ કરવાના કાર્યમાં રોકાયલો છે."

"ત્યારે હવે આપણે શો ઉપાય યોજવો?" એ ઉપાયની શોધ

"જન્નતઆરા પાછી કિલ્લામાં ન જઈ શકે, તેમ જ કુમાર મહમ્મદ પણ તરત તો આપ યોજના કરી નાખો. તેને પણ ગિરફતાર કરી લ્યો. મને અત્યારે આપની હદમાં હોવાથી તેને પણ

આપની નજરકેદમાથી મારો છૂટકો કરો. આમાં આપણુ બન્નેનો લાભ સમાયલો છે."

"હુ તારી આ સર્વ આજ્ઞાઓનો સ્વીકાર કરુ છુ, પણ તારા વચનમા વિશ્વાસ રાખીને તેને છોડી દેવામાં મને જરાક વાધો દેખાય છે. તું મને જ આગળ જતા વિડમ્બનામા નહિ નાખી દે, એની શી ખાત્રી વારુ? આગળ જતા તુ મારી સર્વ ગુપ્ત વાર્તાઓનો સ્ફોટ કરીને મારી સાથે વિશ્વાસઘાત નહિ કરે, એનું પ્રમાણ શુ? તુ એક સ્ત્રી છે, અને સ્ત્રીના ઉદરમા ગર્ભ નવમાસ પર્યન્ત રહી શકે છે, પણ ગુપ્ત વાર્તા એક પળ માત્ર પણ ટકી શકતી નથી. અર્થાત્ ગુપ્ત વિષયના સમ્બધમાં સ્ત્રીનો વિશ્વાસ કરવો સર્વથા અયોગ્ય છે."

"હુ સ્ત્રી તો છુ, પણ સામાન્ય સ્ત્રી નથી કોઈ નીચ વશમાં આ જહાનઆરાનો જન્મ થયેલો નથી. જનાબેવાલા, મારા વચનમા આપ સપૂર્ણ વિશ્વાસ રાખો. મારા હ્રદયમા બળતા અસૂયાગ્નિને શાત કરવામાટે જ હું આપની બદિની બની છુ, એ આપ કદાપિ ભૂલશો નહિ. અત્યારે કેવળ સ્વાર્થમા જ મારી દષ્ટિ છે. આપના અનિષ્ટમાં મારો શો લાભ છે વારુ? આપ મને મદદ આપો છો, એના બદનામાં મારે આપની સાથે કૃતજ્ઞતાથી જ વર્ત્તવુ જોઇએ, એ હું સારી રીતે સમજુ છુ."

"વારુ, ત્યારે જહાનઆરા, હું તારા વચનમા વિશ્વાસ રાખુ છુ, પણ થોડોક સમય તુ અહીં રહે. હુ અહીં પાછો આવુ, ત્યા સુધી તારે અહીંથી ક્યાંય પણ જવુ નહિ જ્યા સુધી હું પાછો ન આવુ, ત્યા સુધી તુ મારી બદિની છે, સમજી કે?"

"ઠીક છે—આપની આજ્ઞા મને શિરસાવંદ્ય છે."

બખ્તિયારે એક પ્રહરીને બોલાવ્યો અને આજ્ઞા આપી કે,—"આ ઔરતને બેગમ જાણીને એની સાથે માનપૂર્વક વર્ત્તજે અને આની પ્રત્યેક આજ્ઞાને માન આપજે. પરતુ માત્ર હુ પાછો આવુ ત્યાં સુધી એને કુયાવ બહાર જવા ન દઇશ. નહિ તો તારે તારા આણનું બલિદાન આપવુ પડશે, એ સારી રીતે યાદ રાખી લેજે."

તે ગભીર નિશીથ કાળમાં, અશ્વારૂઢ થઇને બખ્તિયાર પુનઃ રાજમાર્ગમા પ્રયાણ કરી ગયો. આ ક્ષણે જન્નતઆરાના વદનદર્શનની લાલસા તેના મનમાં અતિશય પ્રબળ થયેલી હતી. પરંતુ પોતાની એ ઇચ્છાને સફળ કરવામાટે તેને અધિક પરિશ્રમ વેઠવો ન પડ્યો.



## નવમ પરિચ્છેદ

### દેવી અને દાનવ!

"જન્નતઆરા, જન્નતઆરા, પ્રિયતમે!"

"શી આજ્ઞા છે, હૃદયેશ્વર?"

"હવે પુનઃ તારા દર્શનનો લાભ ક્યારે મળશે? હવે તમારી સાથે મારા પિતાનો શત્રુભાવ ખુલ્લંખુલ્લાં નિશ્ચિત થઈ ગયો છે. મારા પિતાના અપાર બળ સમક્ષ તમારા પક્ષનો ટકાવ થઈ શકે તેમ નથી-થોડા વખતમાં જ આ બહાદુરગઢ જમીનદોસ્ત થઈ જશે! કિલ્લાની પાયમાલી થતાં નજફઅલી જો મારા પિતાના હાથમાં સપડાશે તો કેમ થશે?"

"પ્રાણેશ્વર! એ શંકાને આપના હૃદયમાંથી આપ કાઢી નાખો; મારા પિતા કદાપિ આપના હાથમાં સપડાય તેમ નથી."

"જન્નતઆરા, આ તારો ભ્રમ છે. મારા પિતાના વિશાળ સામર્થ્યની અદ્યાપિ તારા મસ્તિષ્કમાં કલ્પના નથી, અને તેથી જ તું આમ બોલતી દેખાય છે."

"આપના પિતાના બળની કલ્પના ન હોવાથી હું આમ બોલું છું, એમ આપ ન સમજશો. આપનું પત્ર મને મળ્યું, આ સંકટની મેં મારા પિતાને અપ્રત્યક્ષ રીતિથી સૂચના આપી દીધી છે. આજે પ્રભાતમાં જ તેઓ ગુપ્ત રીતિથી બહાદુરગઢના કિલ્લામાંથી નીકળી જશે, એટલે તેઓ આપના પિતાના પંજામાં કદાપિ સપડાવાના નથી."

"પરંતુ, જન્નતઆરા, જો એમ બન્યું, તો પછી તું મારી કેવી રીતે થવાની? નજફઅલી જો કિલ્લાને છોડી ચાલ્યા જશે, તો કિલ્લો સહજ અમારા હાથમાં આવશે; પરંતુ એ શૂન્ય દુર્ગ મારા શા ઉપયોગનો? જન્નતઆરા, જો તું પણ તારા પિતા સાથે દુર્ગમાંથી નીકળી જઇશ, તો હું તારા પિતાના શત્રુનો પુત્ર હોવાથી આપણી ભવિષ્યમાં ચાર આંખો થવાનું પણ મુશ્કેલ થઈ પડશે. પ્રાણેશ્વરી, તારા વિનાનું આ કંટાળાભરેલું જીવન હું કેવી રીતે વીતાડી શકીશ વારુ? તારા સુખકર સમાગમથી અત્યારે હું આનંદના ઉચ્ચતમ શિખરે વિરાજમાન થએલો છું ખરો, પણ અલ્પ સમયમાં જ તારા વિરહિરહરૂપી દુઃખસાગરમાં હું ડૂબી જઇશ."

કુમારના મુખમાંથી નીકળેલાં વાક્યો જન્નતઆરાના હૃદયમાં વિષકંટક પ્રમાણે દારુણ યાતના આપવા લાગ્યાં. ભાવિ વિરહની કૃષ્ણ છાયાના યોગે તેનું પ્રફુલ્લ મુખકમળ તે ક્ષણે જ કરમાઈ ગયું. તોપણ ધૈર્ય ધારીને આશાપૂર્ણ હૃદયથી તે કહેવા લાગી કે;–"જો તે દયામય ખુદાની આપણો મેળાપ કરાવવાની ઇચ્છા હશે, તો અવશ્ય આપણો ભેટો થવાનો જ; બધાં વિઘ્નો પોતાની મેળે જ ટળી જશે."

મહમ્મદે એના પ્રત્યુત્તરમા માત્ર એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો.

એ વેળાએ મધ્ય રાત્રિનો સમય થયો હતો. પ્રિયજનના સુખકર સમાગમનો લોભ ગમે તેટલો અને ગમે તેવો અનિવાર્ય થએલો હોય, તો પણ વિવેકથી અમુક અંશે તેનો ત્યાગ કરવો જ પડે છે. તેમાં પણ વળી કુમાર મહમ્મદ જેવા જવાબદારીવાળા પુરુષો તો સ્વકર્તવ્યની શૃંખલાથી જકડાયલા હોય છે, એટલે તેમને આવા વિવેકનું વિશેષ અવલંબન કરવું પડે છે. છાવણી છોડ્યાને ઘણો વખત થઈ ગએલો હોવાથી કુમારને હવે તરત શિબિર તરફ પાછા ફરવાની ઘણી જ આવશ્યકતા હતી અને તેથી જન્નતઆરાનો જે સમાગમ અત્યારસુધી તેને બહુ જ સુખકર લાગતો હતો, તે જ હવે કર્તવ્ય પરત્વે દુ:ખદાયક ભાસવા લાગ્યો. રુદ્ધ કંઠથી કુમારે કહ્યું કે,–'જન્નતઆરા, પ્રિયતમે, હવે મને જવાની આજ્ઞા આપ. રહીમ પરવરદિગારની મેહરબાનીથી જો હું જીવતો રહીશ, તો તો અવશ્ય આપણો મેળાપ થવાનો જ. મારે હવે જવું જ જોઇએ. તારા સુધામધુર દર્શનની લાલસા અને મુગ્ધતાથી હું છાવણીને છોડી છુપી રીતે અહીં આવ્યો અને તેને ઘણો સમય થઈ ગયો. એકમેકના સહવાસ સુખમાં એ સમય ક્યારે અને ક્યાં ચાલ્યો ગયો, એનું આપણને ભાન પણ નથી."

જન્નતઆરા પણ કિલ્લામાંથી છુપી રીતે જ આવી હતી. મહમ્મદનું આ ભાષણ સાંભળીને તેનું હૃદય પણ ધીમે ધીમે ભારાક્રાંત થવા લાગ્યું અને તેમાંથી ધીમે ધીમે ચૈતન્યશક્તિનો જાણે લોપ થવા લાગ્યો. તે પણ દુર્ગમાં પાછી ફરવામાટે અત્યંત ઉત્સુક થઈ ગઈ.

તે પશ્ચાત મધ્ય રાત્રિના સમયમાં, તરંગકલ્લોલિની તટિનીના નિર્જલ તટપર, અસંખ્ય ઉજ્જવલ તારકસમૂહને અને નિ:સ્તબ્ધ પ્રકૃતિદેવીને સાક્ષી રાખીને, એકમેકનાં અશ્રુમાં અશ્રુ મેળવી તે પ્રણયી અને પ્રણયિની ભગ્નહૃદયથી પોતપોતાના સ્થાને જવાને નીકળ્યાં. તેમનો તે વિરહપ્રસંગ ખરેખર જ વર્ણનાતીત હતો. હવે એ પ્રણયિયુગ્મનું પુનર્મિલન ક્યારે થશે, તે તો પરમાત્મા જ જાણે.

તે ગંભીર નિશાકાળમાં, હૃદયમાં બળાત્કારે ધૈર્યને ધારણ કરીને જન્નતઆરાએ બહારગઢના માર્ગમાં પ્રયાણ કર્યું. તે આત પૂર્વે કદાપિ જનાનખાનામાંથી બહાર નીકળી નહોતી. આજે પ્રબળ પ્રેમાકાંક્ષા, હૃદયવલ્લભના મિલનની આશા અને હૃદયની દુર્દમનીય પ્રવૃત્તિ આદિ સર્વ એકત્ર મળીને બળાત્કારે જન્નતઆરાને એ મિલનસ્થાનમાં લઈ આવી હતી. જ્યાં સૂધી તે પોતાના પ્રિયકર સમક્ષ હતી, ત્યાં સૂધી તો સર્વ [illegible]

થતાં જ, પુનઃ તેના હૃદયમાં ત્વરિત દારુણ ચિંતાના સામ્રાજ્યનો આરંભ થઈ ગયો.

ધીમે ધીમે જન્નતઆરા દુર્ગસમીપ આવી. પોતાનાં નેત્રો સમક્ષ તે ગગનસ્પર્શી ઉચ્ચ દુર્ગદ્વારને જોતાં જ જન્નતઆરાના ભીતિત્રસ્ત મનમાં કંઈક સમાધાનનો સંચાર થયો. 'હું જે સંકટથી ડરતી હતી તે સંકટ સર્વથા કલ્પનામય હતું' આમ લાગવાથી તેનું હૃદય આશાના આનંદથી પ્રફુલ્લ થયું. પરંતુ હાય! જો સર્વ માનવીની આશાઓ સફળ થતી હોત, તો પછી અન્ય શી વસ્તુની આવશ્યકતા રહેત વારુ? તેણે દુર્ગદ્વારની પાસે જઈને જોયું, તો દ્વાર બંધ હતાં; દ્વારને અંદરથી સાંકળો ચઢાવી દેવામાં આવી હતી.

દ્વારને અંદરથી બંધ જોતાં જ જન્નતઆરાનું હૃદય ધડકવા લાગ્યું અને તેનું સમસ્ત શરીર સ્વેદથી રેજ ભેજ થઈ ગયું. તેને પોતાનો સર્વનાશ પ્રત્યક્ષ દેખાવા માંડ્યો અને તેથી તેના સુંદર મુખમંડળમાં નિરાશાની કૃષ્ણ અને કરાલ છાયાનો તત્કાળ પ્રસાર થઈ ગયો. પરંતુ એમને એમ જ બેસી રહેવાથી શો લાભ? કિંચિદ્ ધૈર્ય ધારીને ક્ષીણ સ્વરથી જન્નતઆરાએ પૂછ્યું કે;-"અંદર કોણ છે? કિલ્લાનો દરવાજો ખોલો!"

તે ઘનઘોર અંધકારમાં જન્નતઆરાના પ્રશ્નનું કોઈએ ગંભીર સ્વરથી ઉત્તર આપ્યું કે;-"અત્યારે કિલ્લાનો દરવાજો ઉઘાડવાનો હુકમ નથી. આટલી મોડી રાત્રે કિલ્લામાં તારું શું કામ છે? તું છે કોણ?"

પોતાના પ્રશ્નના ઉત્તરમાં પૂછાયલા આ પ્રતિપ્રશ્નને સાંભળીને જન્નતઆરાનું હૃદય અતિશય કંપવા લાગ્યું. આટલામાં કોઈ મનુષ્ય ન હોવા છતાં બોલે છે કોણ? કિલ્લાની અંદરથી તો આ ધ્વનિ નથી જ આવ્યો!' આવો તેને ભાસ થવા લાગ્યો. સર્વત્ર ઘનઘોર ભીષણ અંધકાર! ચતુર્દિશામાં શાંતિનું સામ્રાજ્ય! તે ગંભીર નિઃસ્તબ્ધતાનો ભંગ કરીને દારુણ અંધકારરાશિમાંથી આવેલા ઉત્તરને સાંભળી જન્નતઆરા આશ્ચર્યમિશ્રિત ભયથી સ્તંભિત જ થઈ ગઈ!

જન્નતઆરા વિસ્મયાપન્ન થઈ વિસ્ફારિત નયનોથી જોવા લાગી-એક રાક્ષસીય અને ઉચ્ચ છાયામૂર્ત્તિ તે અંધકારમાંથી ધીમે ધીમે પોતા તરફ આવતી હતી, એમ તે સ્વર્ગીય સુંદરીના જોવામાં આવ્યું. તે મૂર્ત્તિને જોતાં જ જન્નતઆરાના આત્મજ્ઞાનનો લોપ થઈ ગયો. જન્નતઆરાની પાસે આવીને તે મૂર્ત્તિએ વિલક્ષણતાથી પૂછ્યું કે:-"તું કોણ છે, અને આટલી મોડી રાત્રે કિલ્લામાં તારું શું કામ છે?"

જન્નતઆરા પણ એક વીરબાળા જ હતી, એટલે શિરપર આવો પ્રસંગ આવી લાગતાં તેનું ધૈર્ય દ્વિગુણિત થયું. તે મૂર્ત્તિના એ પ્રશ્નનું તેણે

શાંતિથી ઉત્તર આપ્યું કે;–"હું કિલ્લેદારની દુખ્તર છું અને મારે કિલ્લામાં જવાનું છે. કિલ્લાના દરવાજા બંધ કોણે કર્યા છે ?"

જન્નતઆરાનું આ ઉત્તર સાંભળતાં જ તે તિમિરવેષ્ટિત વિલક્ષણ મૂર્ત્તિ ખડખડ હસવા લાગી. તત્કાળ ત્યાં તે હાસ્યનો વિકટ પ્રતિધ્વનિ પણ થયો. તુચ્છતાદર્શક કઠોર સ્વરથી તે મૂર્ત્તિ કહેવા લાગી કે;–"કિલ્લેદાર સાહબ નજફઅલીખાં બહાદુરની નૂરેનજર દુખ્તર આટલી મોડી રાત્રે કિલ્લા બહાર શામાટે ગઈ હતી વારુ ?"

"એની પંચાતમાં પડવાનું કામ તારું નથી. હું કિલ્લેદારની પુત્રી છું અને તેથી કોઈના પણ હુકમ વિના ગમે ત્યાં જવાને મુખ્તિયાર છું. દુર્ગેશની કન્યામાટે તેના પિતાના દુર્ગનાં દ્વાર સદા સર્વદા–ગમે તે સમયે–ઉઘાડાં જ હોવાં જોઇએ. તું મને પૂછનાર કોણ ?" જન્નતઆરા સંતાપથી બોલી.

"એ બધું ખરું; પણ હવે તે દિવસો ચાલ્યા ગયા છે. સુંદરિ; નજફઅલીખાનના હુકમથી જ કિલ્લાના બધા દરવાજા બંધ કરવામાં આવ્યા છે. કોઈના માટે પણ દરવાજા ન ખોલવા, એવી તેમની સખ્ત તાકીદ છે. હું તેમનો સિપાહસાલાર હોવા છતાં અત્યારે બહાર અટકી પડ્યો છું. મને પણ અત્યારે અંદર પ્રવેશ કરવાનો અધિકાર નથી."

એ અંધકારપરિવેષ્ટિત ગૂઢ છાયામૂર્ત્તિ કોની હતી, એ હવે સારી રીતે જન્નતઆરાના જાણવામાં આવી ગયું. તુચ્છતાવ્યંજક કઠોર સ્વરથી તે બોલી કે;–"બખ્તિયારખાન, તમે છો કે ? પ્રસંગ સાધીને તમે જ મારો આવી રીતે સર્વનાશ કર્યો કે ?"

"જન્નતઆરા, તું આમ કેમ બોલે છે વારુ ? મેં તારો સર્વનાશ કર્યો ? કિલ્લાના દરવાજા બંધ કરવાનો તારા વાલિદે હુકમ આપ્યો, એમાં મારો શો અપરાધ ? હું કોણ ? કિલ્લેદાર સાહબના હુકમનો એક ચાકર ! અને વળી કિલ્લાના દરવાજા બંધ થયા, એથી તારો સર્વનાશ તે શાનો થઈ ગયો, તે હું સમજી શકતો નથી. હં, પણ જન્નતઆરા, આટલી મોડી રાતે તું એકલી એકાંટ ક્યાં ગઈ હતી વારુ ? હું એ જાણવાને ઘણો જ આતુર થઈ રહ્યો છું." બખ્તિયારે કહ્યું.

"હું ગમે ત્યાં ગઈ હતી ! પ્રત્યેક મનુષ્યે પોતાની ઔકાત પ્રમાણે જ વર્ત્તવું જોઇએ. હું ક્યાં ગઈ હતી, એ પૂછવાનો તને શો અધિકાર છે?"

"જોઇએ તેવો અને જોઇએ તેટલો અધિકાર છે. અધિકાર વિનાજ હું તને આ સવાલ પૂછતો નથી. તું કહે કે ન કહે, પણ તારા સર્વ ભેદને હું સારી રીતે જાણું છું. આ આવા શાંત અને ગંભીર નિશાકાળમાં

અભિસારિકાના વેશથી બેધડક કિલ્લા બહાર ચાલી જાય છો આ વાર્તા જો લોકોના જાણવામાં આવશે, તો તેઓ શું કહેશે? જન્નતઆરા, આ વિષયનો તેં કાંઈ વિચાર કર્યો છે ખરો કે?"

જન્નતઆરાનું મુખમંડળ આરક્ત થઈ ગયું. જો તે અંધકારમાં દેખાતું હોત, તો તેના તે આરક્ત મુખમંડળને જોઈને તે વીરપુરુષના સાહસી હૃદયમાં પણ ભયથી કંપનો આવિર્ભાવ થયો હોત, એમાં જરાય શંકા નથી. ક્રોધકંપિત કઠોર સ્વરથી જન્નતઆરાએ જણાવ્યું કે;–"નીચ બખ્તિયાર, તું કોની સામો ઊભો છે અને શું બોલે છે, એની તને કાંઈ શુદ્ધિ છે ખરી કે? શુદ્ધિમાં આવીને બોલ. અત્યારે તેં જે શબ્દો ઉચ્ચાર્યા છે, તે જ શબ્દો જો ફરીથી તારા મુખમાંથી બહાર નીકળશે, તો તારા અફસરજંગના દરજાને પગતળે ચગદીને તારા મુખપર પદાઘાત કર્યા વિના હું રહેવાની નથી, એ સારી રીતે મનમાં સમજી રાખજે."

બખ્તિયાર હસતો હસતો કહેવા લાગ્યો કે;–"મારે પણ એ જ જોઈએ છે! તારા જેવી સુંદર સ્વર્ગીય રમણીના કોમળ પાદપદ્મના આઘાતને સહન કરવામાં આનાકાની કરે, એવો અરસિક પુરુષ આ જગતમાં મળવો તો સર્વથા અશક્ય જ છે! નિદાન આ બખ્તિયાર તો તારા પદકમળનું સેવન કરવાને સદા સર્વદા તૈયાર છે. વધારે શું કહું? આ પ્રશાંત નિશીથકાળમાં, તારા આ અતિરમણીય અને સુકોમળ ગુલાબી ગાલોને મારા હોઠોની સુન્દર ચુંબનરેખાથી અંકિત કરવા પણ આ સેવક અત્યારે જ તૈયાર છે!"

પોતાના નખની યોગ્યતાની પણ જેનાથી બરાબરી ન કરી શકાય, એવા તે નીચ સેવકાધમના એ ઉચ્છ્રૃંખલતામય ભાષણને સાંભળીને જન્નતઆરા અતિશય કોપના યોગે થરથર કંપવા લાગી. 'અત્યારે હું શક્તિહીન,

પણ દૂર થવી શકય નથી. તારા સુખકર સમાગમ વિનાના દિવસો વિતાડવા કરતાં મને મરણ જ વધારે શ્રેયસ્કર જણાય છે!"

"બખ્તિયાર, તું સિપાહસાલાર અને વીરપુરુષ છે ખરો કે નહિ? વીરપુરુષો ઉદાર પ્રકૃતિના હોય છે; તો પછી તારા હૃદયમાં આટલીબધી નીચતાનો ઉદ્દય કેમ કરીને થયો વારુ? બખ્તિયાર, હજી પણ સમય હાથમાંથી ચાલ્યો નથી ગયો. હજી પણ સાવધ થઈને સ્વામિદ્રોહના આ ઘોરપાતકના માર્ગમાંથી પાછો વળ, આ દુષ્ટ સંકલ્પનો ત્યાગ કર, અને કૃપા કરીને મને દુર્ગમાં જવા દે. જેના અન્નથી આજ સુધી તું પોષાયો છે, તે મારા પિતાનો તું પોતાના સૈન્ય સહિત સહાયક થા. તારા હાથે જે કાંઈ અયોગ્ય કૃત્ય થયું છે, તે વિશે હું કોઇને કાંઇ પણ કહીશ નહિ. એ ભેદ તારા, મારા અને સર્વ વ્યાપક–સર્વસાક્ષી ખુદાતાલાના જાણવામાં આવ્યો છે અને તેમના અંતરમાં જ રહેશે; કોઈ ચોથા પાસે એનો પરિસ્ફોટ થવાનો નથી. બખ્તિયાર, જો તારા હાથે આ સત્કૃત્ય થશે, તો તારા બધા અપરાધોને ભૂલી જઈને તને બંધુ પ્રમાણે માની તારાપર અંતઃકરણપૂર્વક હું પ્રેમ રાખીશ. પરવરદિગાર તને આ દારુણ પાતકથી મુક્ત કરે, એ જ મારી તેને પ્રાર્થના છે!"

તે નીચ પુરુષની કૃતઘ્નતાના યોગે પોતાના પિતાનો સર્વનાશ ન થાય, એટલામાટે જન્નતઆરાએ બખ્તિયારની કઠોર શબ્દો ઉચ્ચારીને નિર્ભર્ત્સના કરી અને વારંવાર મૃદુ શબ્દોથી વિનતિ પણ કરી જોઈ; પરંતુ પાપી બખ્તિયારના હૃદયમાં તે નિર્ભર્ત્સના કિંવા વિનતિનું કાંઈ પણ પરિણામ ન થયું. બખ્તિયાર પાપકર્દમમાં ઘણો ઊંડો ડૂબી ગયો હતો; અને તેથી જો તેની ઇચ્છા હોય, તોપણ તેમાંથી તેની મુક્તતા થવી કઠિન હતી.

દૃઢ નિશ્ચયસૂચક સ્વરથી બખ્તિયારે કહ્યું કે;—"જન્નતઆરા, તારા કોમળ કંઠમાંથી નીકળતા ધમકીના સહસ્રાવધિ શબ્દોથી, તારાં આ સુંદર નેત્રોમાંથી વહન કરતી શત અશ્રુધારાથી, અને તારા જેવી નિરુપમ શ્રેષ્ઠ રમણીની કરુણ કાતરોક્તિથી–કશાથી પણ–આ બખ્તિયારના મનમાંના સંકલ્પ કદાપિ ફરવાનો નથી તે નથી જ. ધીમે ધીમે ટપકતા જળબિન્દુવડે કઠિન પાષાણ પણ ભેદાય છે; પરંતુ મારું હૃદય કોઈ પણ પ્રકારે મૃદુ થવાનું નથી!"

જન્નતઆરાની પૂરેપૂરી નિરાશા થઈ ગઈ–તેના સર્વ ધૈર્યનો લોપ થવાથી તે નીચે બેસી ગઈ. નતજાનુ થ[illegible] નેત્રોથી તેણે એ[illegible] વાર ઉપર જોયું. તે સુવિસ્તૃત નીલ નભો[illegible] જેવી રીતે [illegible] ઉજ્જ્વલ નક્ષત્રો ચમકતા હોય છે, એ[illegible] બીજી મેઘપં[illegible]

આવીને પુનઃ તે મેઘ વાયુના યોગે આમ તેમ વિખરાઈ જાય છે; અને એક થરપર બીજો થર, તેની પર ત્રીજો અને તેની ઉપર પાછો ચોથો, એવી રીતે અંધકારના એકસરખા ધન અને ઘાટા થરો જામેલા હોય છે–તે જ પ્રમાણે એ સર્વ તે દિવસે પણ એ જ સ્થિતિમાં હતાં. પૃથ્વી પણ તે જ, સ્નેહમયી પ્રકૃતિ પણ તે જ, સમુન્નત ભવ્ય દુર્ગ પણ તે જ અને આજ સુધી તેના ક્રીડાકાનનરૂપ થઈ રહેલો બહાદરગઢનો કિલ્લો પણ તે જ! સર્વે વસ્તુઓ તેમના પૂર્વસ્વરૂપમાં જ હતી–ક્યાંયે કાંઈ પરિવર્તન થયું નહોતું–કેવળ જન્નતઆરાનો આજે સર્વનાશ થયો હતો! આજ પર્યંત જ્યારે પણ જન્નતઆરા દુર્ગમાં પ્રવેશ કરવામાટે દુર્ગદ્વાર પાસે આવતી હતી, ત્યારે તેની સાથે અનેક ઘોડેસ્વાર અને અનેક સિપાહીઓ રહેતા હતા! પિતા સાથે જ્યારે તે સિંહદ્વારમાંથી અંતઃપ્રવેશ કરતી, તે વેળાએ મહાવિનીતભાવથી પોતાનાં શસ્ત્રોને નમાવીને સૈનિકો તેને યોગ્ય માન આપતા હતા! પણ આજે તે જ દુર્ગદ્વાર તેના પ્રવેશમાટે બંધ હતું. કોઈ એક અનાથ ભિક્ષુકા પ્રમાણે અંતઃપ્રવેશ કરવામાટે તે એક પાપી દુરાત્મા નરપિશાચની કરુણોત્પાદક વાણીથી પ્રાર્થના કરતી બેઠી હતી.

મસ્તકપરના અનંત વિસ્તૃત નીલઆકાશપ્રતિ અશ્રુપૂર્ણ નયનોથી જોતી જોતી હાથ જોડીને જન્નતઆરા કહેવા લાગી કે;–"હે અનંત શક્તિમાન્, હે દયામય પ્રભો! આજે તેં મને આવી હીન અવસ્થામાં કેમ લાવી મૂકી વારુ? શું, મારામાટેની દયાનો તારા હૃદયમાંથી લોપ થઈ ગયો છે?"

જન્નતઆરાના સુંદર કપોળપ્રદેશમાંથી ધીમે ધીમે વહન કરતી અતિરમણીય અને કરુણાસિક્ત અશ્રુબિંદુધારાને જોઇને પણ બખ્તિયારના અંતઃકરણમાં દયા કે કરુણાનો સંચાર ન થયો. તેના હૃદયમાં પ્રેમનો લવલેશ પણ નહોતો, તેના કઠોર અંતઃકરણમાં મમતાનો તો સર્વથા અભાવ જ હતો અને તેના પાષાણવિનિર્મિત વક્ષઃસ્થળમાં પ્રીતિનો એક બિન્દુ પણ હતો નહિ! તેનું હૃદય નીચ સ્વાર્થ, પ્રખર રૂપતૃષ્ણા અને ઘોર પાશવપ્રવૃત્તિવડે જ માત્ર પરિપૂર્ણ હતું! તેમાં નીચ મનોવિકારની જ્વાળા પ્રજ્વલિત હતી. અરેરે–લખતાં પણ લજ્જા ઉત્પન્ન થાય છે! જન્નતઆરાની એ કરુણાજનક સ્થિતિને જોઇને, અને તેનાં કાતરભાવપૂર્ણ દીનવચનોને સાંભળીને અધમાધમ બખ્તિયારના પ્રસ્તરમય હૃદયમાં કરુણાના સ્થાનમાં અપરિમિત આનંદનો જ ઉદ્ભવ થયો હતો!

દુરાત્મા બખ્તિયાર જે કાંઈ પણ બોલ્યો, તેમનો પ્રત્યેક અક્ષર સત્ય

-પણ દૂર થવી શક્ય નથી. તારા સુખકર સમાગમ વિનાના દિવસો વિતાડવા કરતાં મને મરણ જ વધારે શ્રેયસ્કર જણાય છે!"

"બખ્તિયાર, તું સિપાહસાલાર અને વીરપુરુષ છે ખરો કે નહિ? વીરપુરુષો ઉદાર પ્રકૃતિના હોય છે; તો પછી તારા હૃદયમાં આટલીબધી નીચતાનો ઉદય કેમ કરીને થયો વારુ? બખ્તિયાર, હજી પણ સમય હાથમાંથી ચાલ્યો નથી ગયો. હજી પણ સાવધ થઈને સ્વામિદ્રોહના આ ઘોરપાતકના માર્ગમાંથી પાછો વળ, આ દુષ્ટ સંકલ્પનો ત્યાગ કર, અને કૃપા કરીને મને દુર્ગમાં જવા દે. જેના અન્નથી આજ સુધી તું પોષાયો છે, તે મારા પિતાનો તું પોતાના સૈન્ય સહિત સહાયક થા. તારા હાથે જે કાંઈ અયોગ્ય કૃત્ય થયું છે, તે વિશે હું કોઇને કાંઇ પણ કહીશ નહિ. એ ભેદ તારા, મારા અને સર્વ વ્યાપક-સર્વસાક્ષી ખુદાતાલાના જાણવામાં આવ્યો છે અને તેમના અંતરમાં જ રહેશે; કોઈ ચોથા પાસે એનો પરિસ્ફોટ થવાનો નથી. બખ્તિયાર, જો તારા હાથે આ સત્કૃત્ય થશે, તો તારા બધા અપરાધોને ભૂલી જઈને તને બધુ પ્રમાણે માની તારાપર અંતઃકરણપૂર્વક હું પ્રેમ રાખીશ. પરવરદિગાર તને આ દારુણ પાતકથી મુક્ત કરે, એ જ મારી તેને પ્રાર્થના છે!"

તે નીચ પુરુષની કૃતઘ્નતાના યોગે પોતાના પિતાનો સર્વનાશ ન થાય, એટલામાટે જન્નતઆરાએ બખ્તિયારની કઠોર શબ્દો ઉચ્ચારીને નિર્ભર્ત્સના કરી અને વારંવાર મૃદુ શબ્દોથી વિનતિ પણ કરી જોઈ; પરંતુ પાપી બખ્તિયારના હૃદયમાં તે નિર્ભર્ત્સના કિંવા વિનતિનું કાંઈ પણ પરિણામ ન થયું. બખ્તિયાર પાપકર્દમમાં ઘણો ઊંડો ડૂબી ગયો હતો; અને તેથી જો તેની ઇચ્છા હોય, તોપણ તેમાંથી તેની મુક્તતા થવી કઠિન હતી.

દૃઢ નિશ્ચયસૂચક સ્વરથી બખ્તિયારે કહ્યું કે;—"જન્નતઆરા, તારા કોમળ કંઠમાંથી નીકળતા ધમકીના સહસ્રાવધિ શબ્દોથી, તારાં આ સુંદર નેત્રોમાંથી વહન કરતી શત અશ્રુધારાથી, અને તારા જેવી નિરુપમ શ્રેષ્ઠ રમણીની કરુણ કાતરોક્તિથી–કશાથી પણ–આ બખ્તિયારના મનમાંનો સંકલ્પ કદાપિ ફરવાનો નથી તે નથી જ. ધીમે ધીમે ટપકતા જળબિન્દુવડે કઠિન પાષાણ પણ ભેદાય છે; પરંતુ મારું હૃદય કોઈ પણ પ્રકારે મૃદુ થવાનું નથી!"

જન્નતઆરાની પૂરેપૂરી નિરાશા થઈ ગઈ–તેના સર્વ ધૈર્યનો લોપ થવાથી તે નીચે બેસી ગઈ. નતજાનુ થઇને અશ્રુપૂર્ણ નેત્રોથી તેણે એક વાર ઉપર જોયું. તે સુવિસ્તૃત નીલ નભોમંડળમાં નિત્ય જેવી રીતે અસંખ્ય ઉજ્જ્વલ નક્ષત્રો ચમકતાં હોય છે, એક મેઘપંક્તિપર બીજી મેઘપંક્તિ

આવીને પુનઃ તે મેઘ વાયુના યોગે આમ તેમ વિખરાઈ જાય છે; અને એક થરપર બીજો થર, તેની પર ત્રીજો અને તેની ઉપર પાછો ચોથો, એવી રીતે અંધકારના એકસરખા ઘન અને ઘાટા થરો જામેલા હોય છે–તે જ પ્રમાણે એ સર્વ તે દિવસે પણ એ જ સ્થિતિમાં હતાં. પૃથ્વી પણ તે જ, સ્નેહમયી પ્રકૃતિ પણ તે જ, સમુન્નત ભવ્ય દુર્ગ પણ તે જ અને આજ સુધી તેના ક્રીડાકાનનરૂપ થઈ રહેલો બહારગઢનો કિલ્લો પણ તે જ! સર્વ વસ્તુઓ તેમના પૂર્વસ્વરૂપમાં જ હતી–કશામાંય કાંઈ પરિવર્તન થયું નહોતું–કેવળ જન્નતઆરાનો આજે સર્વનાશ થયો હતો! આજ પર્યંત જ્યારે પણ જન્નતઆરા દુર્ગમાં પ્રવેશ કરવામાટે દુર્ગદ્વાર પાસે આવતી હતી, ત્યારે તેની સાથે અનેક ઘોડેસ્વાર અને અનેક સિપાહીઓ રહેતા હતા! પિતા સાથે જ્યારે તે સિંહદ્વારમાંથી અંતઃપ્રવેશ કરતી, તે વેળાએ મહાવિનીતભાવથી પોતાનાં શસ્ત્રોને નમાવીને સૈનિકો તેને યોગ્ય માન આપતા હતા! પણ આજે તે જ દુર્ગદ્વાર તેના પ્રવેશમાટે બંધ હતું. કોઈ એક અનાથ ભિક્ષુકા પ્રમાણે અંતઃપ્રવેશ કરવામાટે તે એક પાપી દુરાત્મા નરપિશાચની કરુણોત્પાદક વાણીથી પ્રાર્થના કરતી ઊભી હતી.

મસ્તકપરના અનંત વિસ્તૃત નીલઆકાશપ્રતિ અશ્રુપૂર્ણ નયનોથી જોતી જોતી હાથ જોડીને જન્નતઆરા કહેવા લાગી કે;–"હે અનંત શક્તિમાન્, હે દયામય પ્રભો! આજે તેં મને આવી હીન અવસ્થામાં કેમ લાવી મૂકી વારુ? શું, મારામાટેની દયાનો તારા હૃદયમાંથી લોપ થઈ ગયો છે?"

જન્નતઆરાના સુંદર કપોળપ્રદેશમાંથી ધીમે ધીમે વહન કરતી અતિરમણીય અને કરુણાસિક્ત અશ્રુબિંદુધારાને જોઈને પણ બખ્તિયારના અંતઃકરણમાં દયા કે કરુણાનો સંચાર ન થયો. તેના હૃદયમાં પ્રેમનો લવલેશ પણ નહોતો, તેના કઠોર અંતઃકરણમાં મમતાનો તો સર્વથા અભાવ જ હતો અને તેના પાષાણવિનિર્મિત વક્ષઃસ્થળમાં પ્રીતિનો એક બિન્દુ પણ હતો નહિ! તેનું હૃદય નીચ સ્વાર્થ, પ્રખર રૂપતૃષ્ણા અને ઘોર પાશવપ્રવૃત્તિવડે જ માત્ર પરિપૂર્ણ હતું! તેમાં નીચ મનોવિકારની જ્વાળા પ્રજ્વલિત હતી. અરેરે–લખતાં પણ લજ્જા ઉત્પન્ન થાય છે! જન્નતઆરાની એ કરુણાજનક સ્થિતિને જોઈને, અને તેનાં કાતરભાવપૂર્ણ દીનવચનોને સાંભળીને અધમાધમ બખ્તિયારના પ્રસ્તરમય હૃદયમાં કરુણાના સ્થાનમાં અપરિમિત આનંદનો જ ઉદ્ભવ થયો હતો!

દુરાત્મા બખ્તિયાર જે કાંઈ પણ બોલ્યો, તેમનો પ્રત્યેક અક્ષર સત્ય

હતો, એ જન્નતઆરા ક્યારનીયે જાણી ગઈ હતી. 'જો રાત્રિનો અંત થવા પૂર્વે મારાથી દુર્ગમાં પ્રવેશ નહિ કરી શકાય, તો મારા પિતાનો સર્વનાશ થઈ જશે અને તેને આ જગતમાં ક્યાંય ઊભા રહેવાનું સ્થાન પણ નહિ મળે,' એ પણ સારી રીતે તેના જાણવામાં આવી ગયું હતું. 'હવે શો માર્ગ લેવો અને આ સંકટને ટાળવાનો શો ઉપાય કરવો?' આ વિચારથી તેનું મન વિક્ષુબ્ધ થઈ ગયું. બખ્તિયારના મુખને જોતી તે નિરાશ હૃદયથી કહેવા લાગી કે;–"બખ્તિયાર, અરે, એવો તે અમે તારો શો અપરાધ કર્યો હતો કે જેથી અમને ક્યાંય ઊભાં રહેવાની જગ્યા પણ ન મળી શકે, એવી અવસ્થામાં તેં લાવી મૂક્યાં?"

નીચ બખ્તિયારના આનંદની હવે સીમા ન રહી. તેની ચિર-વાંછિત દુષ્ટ મનીષા પૂર્ણ થવાની અણીપર આવી લાગી હતી. હસીને તે બોલ્યો કે;–"તને ક્યાંય ઊભા રહેવાનું સ્થાન નથી, એમ તું કેમ કહે છે વારુ? જન્નતઆરા, આ વીર પુરુષના હૃદયમાં કેવળ તારા વિના બીજી કોઈ પણ સ્ત્રીમાટે સ્થળ નથી–આ હૃદય સર્વથા તારું અને તારું જ નિવાસસ્થાન છે!"

જન્નતઆરાનું મુખમંડળ લાલચોળ થઈ ગયું! કોપાતિશયથી તેનું મસ્તક ભ્રમવા લાગ્યું. પરંતુ ભગ્નદંત સર્પ પ્રમાણે તેનો કોપ નિષ્ફળ હતો. અભાગિની જન્નતઆરા પાછી ધીમે ધીમે નીચે બેસી ગઈ અને બન્ને હાથવડે તેણે પોતાના તપ્ત મસ્તકને દૃઢતાથી પકડી રાખ્યું. દારુણ ચિંતા, ક્લાંતિ અને ભડકેલા સંતાપથી તેનું શરીર દુર્બળ થતાં સર્વથા ગળી ગયું હતું. નિરાશા, સંતાપ, અને તિરસ્કાર આદિ વિકારોએ તેના હૃદયમાં વિક્ષોભ ઉપજાવી દીધો હતો. ક્ષણે ક્ષણે, પ્રબળ મૂર્ચ્છા આવશે કે શું, એવી તેને ભીતિ જણાવા લાગી.

બખ્તિયાર નિર્લજ્જતાથી પુનઃ કહેવા લાગ્યો કે;–"જન્નતઆરા, મારું ભવ્ય ભવન તારા સત્કારમાટે પાસે જ તૈયાર છે. મારા મંદિરમાં પ્રવેશ કરીને તે મંદિરને પોતાની અતુલ રૂપજ્યોતિના પ્રકાશથી ઉજ્જ્વલ કરી નાખ! તારાં આ સુંદર પદકમળોની મૃદુરેણુથી મારા પ્રાસાદને વસંતશોભાને ધારણ કરવાનો લાભ આપ! મારા જીવનની ચિર-વાંછિત આકાંક્ષાને પૂર્ણ થવા દે! મારા સર્વ સંકલ્પ–વધારે તો શું, પણ મારું સર્વ ભાવિ ચરિત્ર, જન્નતઆરા, હવે માત્ર તારાપર જ અવલંબેલું છે. જો તેને શુભ કરવાની તારી ઇચ્છા હશે તો તે શુભ થશે, નહિ તો અશુભ તો થયેલું છે જ. જો તું મને આત્મસમર્પણ કરવાને તૈયાર હોય, તો હજી પણ હું મારા સર્વ વિચારો અને નિશ્ચયોને ફેરવી શકું એમ છે; અને એમ કરવાથી તારા પિતાને જીવનદાન આપવાનું શ્રેય તને જ મળશે!'

બખ્તિયારનું એ અધમતાદર્શક ભાષણ સાંભળતાં જ જન્નતઆરાના હૃદયમાં ક્રોધની ભયંકર જ્વાળા પ્રકટી નીકળી અને તેની અભિમાન-જ્યોતિ પણ પ્રજ્વલિત થઈ ગઈ. સંતાપનો અતિરેક થવાથી તેના મુખમાંથી પૂરાપાધરા શબ્દો પણ બહાર નીકળી શકતા નહોતા! છતાં બહુ પ્રયત્ન કરી કંપિત કંઠે તે બખ્તિયારને કહેવા લાગી કે,–"નીચ પાપી, હું એકવાર ભયંકર નરકમાં ચિરકાલવાસ કરવાનું ખુશીથી પસન્દ કરીશ, પરંતુ આ દેહમાં જીવ છે ત્યાં સુધી તારા જેવા અધમ પાપાત્માના ભવનમાં તો હું પ્રવેશ નથી કરવાની તે નથી જ કરવાની! તારા કપટથી મારો દુર્ગમાં પ્રવેશ ન થઈ શકે, તો તેની ચિન્તા નહિ; મારા પિતાના અંકનો મને જે આશ્રય છે, તે સદાને માટે તૂટવાનો હોય તો ભલે તૂટી જાય; અને કુમાર મહમ્મદની પ્રાપ્તિ પણ ભલે ન થાય; પણ ચાંડાલ, આ જન્નતઆરા જ્યાં સુધી જીવિત છે, ત્યાં સુધી તારા ગૃહમાં તો પદસંચાર નથી જ કરવાની! એ સારી રીતે સમજી રાખજે. મુઆ કાળસર્પ, નજફ-અલીની દુખ્તર આટલી હદ સુધી નીચ થવાની નથી. તારા છળના પરિણામે આવારાવતન થઇને હુ ખુશીથી ઉદરભરણમાટે ઘેરઘેર ભીખ માગતી ફરીશ, પણ તારા નરકગૃહમાં એક ક્ષણ માત્રને માટે પણ નહિ આવું! આમ છતાં જો યાતનાઓ સહન નહિ જ કરી શકાય, તો આત્મહત્યા કરીને મરી જઇશ! મને મરતાં કોણ અટકાવી શકે એમ છે? મરણ પ્રત્યેકને સ્વાધીન હોય છે, એ તું જાણે છે કે નહિ?"

બખ્તિયારે અધિકારદર્શક કઠોર સ્વરથી કહ્યું કેઃ–"જન્નતઆરા, ભિક્ષાવૃત્તિથી ઉદરનિર્વાહ કરવાની અને આત્મહત્યા કરીને મરવાની તારી સ્વતંત્રતા પણ હવે ચાલી ગઈ છે! મારી પાસે હવે વધારે વખત નથી; આ વ્યર્થ સંભાષણમાં સમય નકામો ચાલ્યો જાય છે. હું તને આજ્ઞા કરું છું કે, મારે ઘેર ચાલ."

"કદાપિ નહિ–કદાપિ નહિ! આ શરીરમાં પ્રાણ છે ત્યાંસુધી તો નહિ! પીટયા, ચાંડાલ, દૂર થા!"

તે ચાંડાલ દૂર ન થયો. સંતાપના યોગે મસ્તક ભમી જવાથી અને ક્લાંતિજનિત વિકલતાના યોગે જન્નતઆરા મૂર્છિત થઇને પડી ગઈ. તે અનિંદ્ય રમણીના સૌન્દર્યરાશિપરિપૂર્ણ નિશ્ચલ શરીરને સ્કંધપર લઇને પાપાત્મા બખ્તિયાર પોતાના નિવાસાલયમાં ચાલ્યો ગયો.

એ પછી તે જ રાત્રે કેટલાક સૈનિકોને મોકલીને બખ્તિયારે કુમાર મહમ્મદને માર્ગમાં જ ગિરફતાર કરાવી લીધો. એવી રીતે કુમાર મહમ્મદ અને જન્નતઆરા બન્ને આશક માશૂક બખ્તિયારના પ્રપંચના ભોગ થઈ તેનાં બંદિવાન્ બની ગયાં. દુર્ભાગ્યની વક્ર ગતિ આવા પ્રકારની હોય છે, એનો તે ઉભયને પ્રત્યક્ષ અનુભવ થયો.

ચાલો ત્યારે હવે આપણે જહાનઆરાના બંદિવાસમાં તેના ચાતુર્યના અવલોકનમાટે પ્રયાણ કરીએ.



## દશમ પરિચ્છેદ

### પલાયન

સેનાપતિ બખ્તિયારખાને જહાનઆરાને જે પ્રહરીના તાબામાં સોંપી હતી, તેનું નામ ફુજલ હતું. બખ્તિયારના ચાલ્યા જવા પછી ફુજલ જહાનઆરાને ચૌરદૃષ્ટિથી જોતો હતો. 'સેનાપતિએ મારા તાબામાં સોંપેલી આ સુંદરી જેવી બીજી કોઈ પણ સ્ત્રી આજ સુધી મારા જોવામાં નથી આવી' એવો ફુજલનો તત્કાળ નિશ્ચય થઈ ગયો.

પ્રહરીને વારંવાર પોતાતરફ નજર દોડાવતો જોઇને તેના મનમાંની પાપમયી વાસનાને જહાનઆરા તરત જાણી ગઈ. બખ્તિયારે તેને જે કેદ કરી હતી, તેમાં તેનો સારો ઉદ્દેશ નહોતો, એ પણ તે ચંચળ ચપળાના ધ્યાનમાં આવી ગયું. એટલે, આવા સમયમાં જો બની શકે તો ધીમેથી યુક્તિપ્રયુક્તિ લડાવીને પલાયન કરી જવામાં જ વધારે લાભ સમાયલો હતો, એ વિચારનો તત્કાળ તેના મનમાં ઉદ્દ્ભવ થયો અને એ કાર્યમાં આ ભોળો ભટાક સિપાહી સારો મદદગાર થઈ પડશે, એમ પણ તેને લાગ્યું. આવી સર્વ પ્રકારે અનુકૂલ સ્થિતિને જોઇને તે રાત્રે જ ત્યાંથી પલાયન કરી જવાનો જહાનઆરાએ દૃઢ નિશ્ચય કર્યો.

જહાનઆરાએ પોતાના મુખપરના બુર્કાને દૂર ખસેડી દીધો અને કજ્જલરેખાંકિત ચંચળ નયનધનુષ્યમાંથી એક તીવ્ર કટાક્ષબાણ ફુજલતરફ ફેંકી હસ્તસંકેત કરી તેને પોતાની પાસે બોલાવી લીધો. થઈ ચૂક્યું! એક જ કટાક્ષબાણથી બિચારો ફુજલ પૂરેપૂરો ઘવાઈ ગયો—જહાનઆરાની વિનતિને માન આપી તે તરત તેની પાસે આવીને ઊભો રહ્યો.

ફુજલ પાસે આવતાં જ જહાનઆરાએ હાસ્યવિભૂષિત મધુર સ્વરથી તેને પૂછ્યું કે;—"જમાદાર સાહબ, આપનું મુબારક નામ શું છે વારુ?"

"લોકો આ ગુલામને ફુજલના નામથી ઓળખે છે."

"ફુજલખાન, અહાહા—કેવું સુંદર અને મધુર નામ! ફુજલખાન, અમો સ્ત્રીઓનું મન ખરેખર બહુ જ ચંચળ હોય છે! મારો તમારા જેવા જ એક પુરુષમાં પ્રેમ બંધાયો હતો, પણ તેનું નામ ઘણું જ ખરાબ હતું. તમે અહીં કેટલા દિવસથી નોકરીમાં છો વારુ?"

બિચારા ફુજલને તરતનો જ સ્ત્રીવિયોગ થયો હતો. ઘેરથી એક વાર આવી જવામાટેના વારંવાર સંદેશા આવતા હતા, પણ તે કાળ

લડાઇની ધામધૂમનો હોવાથી તેને ઘેર જવાની રજા મળી શકતી નહોતી. તેણે અત્યંત ઉત્સુકતાથી ઉત્તર આપ્યું કે;–"લગભગ એક વર્ષથી હું અહીં નોકરીમાં છું."

"તમને અહીં પગાર શો મળે છે વારુ?"

"બહુ જ થોડો–દશ દીનાર."

પુનઃ એક તીવ્ર કટાક્ષ! ફઝલ સાહેબ એ કટાક્ષબાણથી તો મરણતુલ્ય વીંધાઈ ગયા. પાપિની જહાનઆરા સસ્મિત વદનથી કહેવા લાગી કે;–"ફઝલબેગ, તમારું આ મુખારવિંદ કેવું અપ્રતિમ સુંદર છે! પરવરદિગારે તમને બાદશાહ કેમ ન બનાવ્યા! હાયરે કમનસીબી!!"

ફઝલે દીર્ઘ નિઃશ્વાસ નાખીને કહ્યું કે;–"મરજીએ મૌલા! હું એક નાકિસ ઇન્સાન છું–બીબીસાહબા, એક નાચીઝ ઇન્સાન બાદશાહે જહાન થાય, એ ગુનહાનને પણ કેમ ગમે વારુ?"

"વારુ, ફઝલબેગ, હું તમને એક સવાલ પૂછું છું, તેનો ખરેખરો જવાબ આપજો. તમારો કોઈ સ્ત્રીમાં કદાપિ પ્રેમ બંધાયો હતો ખરો કે નહિ?"

જહાનઆરાના આ પ્રશ્નથી ફઝલને પોતાની જન્નતનશીન બીબીના ઓબડધોબડ, માતાના દાગવાળા, કાજળ જેવા ઊજળા અને ઘૂવડ સમાન સુંદરાકૃતિ મુખમંડળનું સ્મરણ થઈ આવ્યું. તે મુખ અને આ રમણીય ચંદ્રમુખ! કેટલો બધો અંતરાય! ફઝલે શુષ્ક કંઠથી ઉત્તર આપ્યું કે, "નહિ."

"પણ, ફઝલબેગ, જો તમારામાં કોઇનો પ્રેમ બંધાયો હોય તો?"

"તો તેના કદમોપર હું મારી જાનને કુરબાન કરી નાખવા તૈયાર છું!"

"મારા બોલવાને તમે ખરું માનશો કે, મેહરબાન? તમારા દીદાર થયા, ત્યારથી જ મારા દિલમાં તમારી મહબ્બત પયદા થઈ ગઈ છે. હું બાદશાહના જનાનખાનામાં વસું છું અને ત્યાં મારી સારી સત્તા છે. આ વાત તમે બીજા કોઇને તો નહિ કહીદો ને? મારી પાસે ઘણી અશરફીઓ એકઠી થએલી છે. માટે તમે આ ગુલામગીરીની નોકરી છોડીને અત્યારે ને અત્યારે મારી સાથે ચાલો. ફઝલબેગ, હું તમને સોના મોહોરોના ઢગલેઢગલા આપીશ, સોના કરતાં પણ વધારે કીમતી મારી મહબ્બતનો જાયકો તમને ચખાડીશ અને તમારી સર્વ રીતે ખિદમતગાર બાંદી બની રહીશ."

મૂર્ખશિરોમણિ ફઝલનાં નેત્રો જહાનઆરાએ બતાવેલી મોટી મોટી આશાના વાતાવરણમાં ભ્રમણ કરવા લાગ્યાં અને તે વિહ્વલાવસ્થામાં

જહાનઆરાનાં વિદ્યુત્પૂર્ણ વિષમય નયનભાલાનો તેનાપર એક સરખો મારો ચાલવા લાગ્યો. પછી શું પૂછવું? હીનબુદ્ધિ ફુજલ સર્વથા મંત્ર-મુગ્ધ બની ગયો. તોપણ પોતાના મનની બરાબર ખાત્રી કરી લેવા-માટે તેણે કહ્યું કે;–"પણ બીબીસાહબા, તમારાં આ વચનોને મારે સાચાં શા આધારે માનવાં? તમે બાદશાહના જનાનખાનામાંનાં મોટાં માણસો, એટલે આ ગરીબ ફુજલખેગમાટે તમારા મનમાં ઉત્કૃત ઉપજ-વાની ઘણીજ થોડી આશા હોઈ શકે? જો ખરું પૂછો તો તમારા આ બોલવામાં વિશ્વાસ રાખવો કે ન રાખવો, એ વિશે મારા મનમાં ઘણો જ મોટો સંશય થઈ પડ્યો છે!"

તે જ દિવસે, કુમાર મહમ્મદની મુલાકાત કરાવી આપવાના બદ-લામાં જન્નતઆરાએ જહાનઆરાને કેટલીક અશરફીઓ આપી હતી અને તે અત્યારે તેની પાસે જ હતી. તે અશરફીઓ ફુજલના હાથમાં આપીને જહાનઆરાએ કહ્યું કે;–"આ થેલીને ઉઘાડીને એકવાર જુઓ કે એમાં શું છે. ચાલો–આ બધી અશરફીઓ તમારી થઈ! હવે તો મારા વચનમાં વિશ્વાસ બંધાયો કે નહિ?"

ફુજલે તે થેલીને ખોલી જોઈ; તે થેલી ઝગમગાટ કરતી સુવર્ણમુદ્રા-ઓથી ઠસાઠસ ભરેલી હતી. જહાનઆરાના બોલવામાં પ્રથમથી જ તેનો વિશ્વાસ તો હતો જ અને તે આ પૂરાવાથી દૃઢ થયો. આનંદિત ચિત્તથી હસતો હસતો તે કહેવા લાગ્યો કે;–"વારુ, ત્યારે બીબી સાહબા, આપનો શો હુકમ છે તે ફર્માવો."

જહાનઆરા ગંભીર સ્વરથી બોલી કે;–"હમણાં ને હમણાં જ તમે મારી સાથે ચાલો–હવે પછી તમારે અહીં પાછા આવવાનું કાંઈ પણ પ્રયોજન નથી. કુમાર મહમ્મદની મારાપર ઘણીજ સારી મેહરબાની છે, એટલે તેના લશ્કરમાં હું તમને હવાલદારની જગ્યા અપાવીશ. આપણ બન્ને ત્યાં મીયાં બીબી બનીને આનંદથી રહીશું. પણ તમારે આ પળે જ મારી સાથે અહીંથી ઊપડવું જોઇએ."

"પણ સિપાહસાલાર સાહબે આજે સર્વત્ર એવો સખ્ત હુકમ ફર્માવી દીધો છે કે, કોઈ પણ ઓરતને કિલ્લામાંથી બહાર જવા ન દેવી. એટલામાટે તમારે વેશ બદલવો જોઇશે. છે કબૂલ? એ વિના આજે અત્યારે કિલ્લામાંથી બહાર નીકળવાનો બીજો એક પણ ઉપાય નથી."

"પણ મર્દાના પોશાક મને ક્યાંથી મળી શકશે?"

"એની બધી તજવીજ હું કરીશ."

ફુજલ તરત પોતાના રહેઠાણમાં જઇને એક સારો લશ્કરી પોશાક લઈ આવ્યો અને જહાનઆરાએ તે પોશાકને પોતાના શરીરપર ધારણ

કરી લીધો. સૈનિકવેશમાં તે દુર્ગમાંથી બહાર પડી અને કોઈ પણ પ્રહરીએ તેને અટકાવી નહિ. કોઇના મનમાં કાંઈ સંશય ન આવે, એટલામાટે ફૂજલ પ્રથમથી જ કિલ્લા બહાર આવીને એક સંકેતસ્થળે તેની વાટ જોતો બેઠો હતો, પણ જહાનઆરા એક બીજા માર્ગે જ મુગલિયા શિબિરપ્રતિ પ્રયાણ કરી ગઈ. એવી રીતે ફૂજલબેગને હાથતાળી આપીને ચતુર જહાનઆરાએ બખ્તિયારના બંદિવાસમાંથી પોતાની મેળે જ પોતાનો છૂટકો કરી લીધો.

---

## એકાદશ પરિચ્છેદ

### પાપનું પરિણામ

નિશાનો અંતિમ પ્રહર. આકાશમાં તારાઓ ચમકતી હતી. મેઘખંડો ઈતસ્તતઃ ભ્રમણ કરતા હતા. રજનીકાંત ચંદ્રમા અસ્તંગત થવાની તૈયારીમાં હતો. મલિન ચંદ્રના મ્લાન કિરણજાળમાં સ્નાન કરીને નિર્જલ જલધરો પ્રફુલ્લ ચિત્તથી જાણે શુભ્ર સુધામય મધુર હાસ્ય કરતા હતા. ગંભીર પ્રકૃતિ સહાસ્ય મુખ અને સ્થિર ભાવથી ચંદ્રની મલિન ચંદ્રિકામાં રમતા કૃષ્ણ મેઘોની ક્રીડાને શાંતિથી જોયા કરતી હતી.

બહારગઢના સિંહદ્વારથી અડધા ગાઉના અંતરપર જહાનઆરા હજી તો આવી હશે, એટલામાં એક નવીન જ સૈન્યશિબિર તેના જોવામાં આવ્યું. એક વીરોચિત વેશધારી સૈનિક શિબિરના પ્રવેશપથમાં ઊભો હતો. તે વીર પુરુષને જોતાં જ જહાનઆરાના શરીરપર રોમાંચ ખડાં થઈ ગયાં.

જહાનઆરાને જોતાં જ તે સૈનિકે પોતાની કમ્મરે લટકતી તલવારને તત્કાળ મ્યાનમાંથી બહાર કાઢી લીધી અને તેની પાસે આવીને કઠોર સ્વરથી પૂછ્યું કે;–"તું કોણ છે ? તારા વેશથી તું પઠાણ સૈનિક હોય એમ સ્પષ્ટ દેખાઈ આવે છે."

જહાનઆરા શું ઉત્તર આપે વારુ ? તે વીર પુરુષને તે ક્યારનીયે ઓળખી ગઈ હતી. ભયથી તે થરથર કંપવા લાગી. પરંતુ તે સામાન્ય સ્ત્રી નહોતી. તે સાહસી સ્ત્રીના હૃદયમાં સંકટસમયે બમણા ધૈર્યનો આવિર્ભાવ થતો હતો. એટલે જરા પણ ન ડગમગતાં અસત્યનો આશ્રય લઇને એ સંકટમાંથી પોતાનો છૂટકો કરી લેવાને તે તૈયાર થઈ ગઈ.

તે સૈનિકના મુખમંડળમાં ધીટતાથી દૃષ્ટિને એકાગ્ર કરીને જહાનઆરા કહેવા લાગી કે;–"જી હા, હું પઠાણ સિપાહી છું અને એક છૂપો સંદેશો લઇને સિપાહસાલાર બખ્તિયારખાન પાસેથી આવ્યો છું."

તે વીરપુરુષે આશ્ચર્ય અને કિંચિત્ ક્રોધના ભાવથી પોતાની ભ્રૂકુટીને વક્ર કરી. તેની એ ચેષ્ટાને અંધકારમાં જહાનઆરા જોઈ ન શકી. આશ્ચર્યદર્શક સ્વરથી સૈનિકે પૂછ્યું કે,–"બાખ્યાર ? બખ્તિયાર કોણ ?"

"કિલ્લેદાર નજફઅલીખાનના સિપાહસાલાર."

"તેણે તને કોનીપાસે મોકલ્યો છે ?"

"આલમપનાહ, શહનશાહે હિન્દોસ્તાં, ગરીબનવાજ, ઔરંગજેબપાસે."

તે વીરના ગંભીર મુખકમળમાં અલ્પહાસ્ય વિલસવા લાગ્યું. પોતાના સ્વરમાં કાંઇક પરિવર્તન કરીને તેણે જહાનઆરાને કહ્યુ કે;–"નૌજવાન પઠાણ, અત્યારે તને બાદશાહ સલામતની મુલાકાતનો લાભ મળી શકે તેમ નથી. તેઓ અત્યારે એક બહુ જ જરૂરના કામમાં ગુંથાયલા છે. તેમને તારે જે સંદેશો કહેવો છે તે મને જ કહી દે. હું ઔરંગજેબ બાદશાહનો એક વિશ્વાસપાત્ર અનુચર છું. મારી પાસે ખાનગી વાત કરવામાં તારે જરા પણ સંકોચ ન કરવો."

પાપિષ્ઠા જહાનઆરા બધું જાણતી હતી–તે વીરમૂર્તિને તે ક્યારનીયે ઓળખી ચૂકી હતી. હવે તે કાંઇક ગોટાળામાં પડી ગઈ. તેણે કહેલી મિથ્યા કથા તેના પોતાના ગળામાં જ આવતી તેને દેખાઈ. તેણે કાંઈ પણ જવાબ ન વાળ્યો.

તેને કાંઈ પણ ન બોલતી જોઇને તે વીર પુરુષે દૃઢ સ્વરથી કહ્યું કે;–"કેમ કાંઈ જવાબ નથી આપતો? તારે જે કાંઇ કહેવાનું હોય, તે મને જ કહી દે."

"સૈન્ય લઇને હમણાં જ રવાના થવાનો સિપાહસાલારે આપ સાહબને સંદેશો કહાવ્યો છે."

"પણ તું કોણ છે? તારા વચનમાં અમે વિશ્વાસ કેવી રીતે રાખી શકીએ વારુ? બખ્તિયારખાનની કાંઈ નિશાની તારી પાસે છે ખરી કે ?"

છદ્મવેશધારિણી જહાનઆરા પાછી મહાસંકટમાં આવી પડી. બખ્તિયારની કોઈ નિશાની બતાવવી પડશે, એની તો તેને સ્વપ્નમાં પણ કલ્પના નહોતી. તે પુરુષના પ્રશ્નનું કાંઈ પણ ઉત્તર ન આપતાં તે પાછી નિરુત્તર તથા નિઃસ્તબ્ધ બનીને ઊભી રહી.

તે ક્ષણે જ તે વીર પુરુષે ધસારો કરીને જોરથી જહાનઆરાની ગર્દન પકડી લીધી અને ક્રૂર સ્વરથી પોકાર કરીને કહ્યું કે;–"બોલ, હરામજાદા, તું કોણ છે અને અમારી સાથે દગાબાજી કરવા શામાટે આવ્યો છે?"

"મને છોડી દ્યો, ગેતીપનાહ! હું સ્ત્રી છું."

"શું, તું સ્ત્રી છે? સ્ત્રી અને આટલી મોડી રાતે સૈનિકના વેષમાં?" આમ બોલી તિરસ્કારથી તે વીર પુરુષે જહાનઆરાને છોડી દીધી.

જહાનઆરાએ એક અક્ષર માત્રનો પણ ઉચ્ચાર ન કર્યો. અને આવા પ્રસંગે તે બોલી પણ શું શકે? તે પુરુષે પોતાની કમરમાં લટકતી એક તૂતેડીને કાઢીને જોરથી વગાડી અને તેનો ધ્વનિ સાંભળતાં જ ૭ સાત ભીમકાય સૈનિકો ધસારો કરીને ત્યાં આવી લાગ્યા અને તેમણે જહાનઆરાને ચારે તરફથી ઘેરી લીધી.

તે અંધકારપરિવેષ્ટિત મૂર્તિએ ગંભીર સ્વરથી કહ્યું કે;–"આ ઔરતને ગિરફતાર કરીને લઈ જાઓ અને બે તાર્તાર ગુલામડીઓના તાબામાં સોંપી દ્યો. પણ એ પહેલાં એની ઝડતી લ્યો. જો તમને એનાં વસ્ત્રોમાંથી કોઈ કાગળ બાગળ મળી આવે, તો તે લાવીને મને આપજો."

'મરણ વિના હવે મારો છૂટકો નથી' એમ તે ક્ષણે જ પાપિની જહાનઆરાના જાણવામાં આવી ગયું. તે હુકમ ફર્માવનાર વીર પુરુષ બીજો કોઈ નહિ, પણ ઔરંગજેબ પોતે જ હતો. તે કંપતી કંપતી કહેવા લાગી કે;–"જહાંપનાહ, આટલો બધો ત્રાસ આપે શામાટે વેઠવો જોઇએ છે? હું આપની દાસી જહાનઆરા છું. અંધકાર હોવાથી ખુદાવંદ મને ન ઓળખી શક્યા, એમ જણાય છે."

આમ કહેતાંની સાથે જ, જહાનઆરાએ પોતાના શરીરપરથી સિપાહીનો પોશાક કાઢી નાખ્યો. હવે ઔરંગજેબ તેને ઓળખી શક્યો. આમ છતાં પણ તેના મુખમંડળમાંની ગંભીરતાની છાયામાં જરા પણ ઘટાડો ન થયો.

"જહાનઆરા, આટલી મોડી રાત્રે તું બહારગઢ તરફ શાને ગઈ'તી? અને આ પઠાણ સિપાહીનો પોશાક પહેરવાનું કાંઈ કારણ?"

જહાનઆરા કાંઈ પણ ઉત્તર ન આપતાં સ્તબ્ધ રહી. ઉત્તર આપવાનો તેની પાસે કશો માર્ગ જ રહ્યો નહોતો. ઔરંગજેબ સમક્ષ અસત્ય ટકવું અશક્ય હતું. જો તે સત્ય બોલે, તો તે મૃત્યુને પોતે જ આવાહન કર્યાં સમાન થઈ પડે તેમ હતું. તે આવા સંકટમાં સપડાયલી હતી. ઔરંગજેબને વ્યર્થ કાલક્ષેપ કરવો ગમ્યો નહિ. તે કોઘકર્કશ સ્વરથી બોલ્યો કે;–"શયતાનજાદી, જે ખરેખરું હોય તે જણાવી દે, નહિ તો તને આ ક્ષણે અહીં જીવતી ને જીવતી દટાવી દઇશ."

હવે જહાનઆરાથી કોઈ પણ પ્રકારે હું કે હાં કિંવા ચુંકે ચાં કરી શકાય તેમ નહોતું. કંપિત હસ્તે પોતાનાં વસ્ત્રોમાંથી એક પત્ર કાઢીને તેણે ઔરંગજેબના હસ્તમાં આપ્યું. કુમાર મહમ્મદે જન્નતઆરાને

આપવામાટે જહાનઆરાને જે પત્ર આપ્યું હતું તે જ એ પત્ર. એ પત્રમાં કુમાર મહમ્મદે જન્નતઆરાને તેના પિતાને બહારગઢમાંથી પલાયન કરાવી દેવાનો ઉપદેશ આપ્યો હતો. પણ એ પત્ર જહાનઆરાએ જન્નતઆરાને આપ્યું નહોતું. જે પત્ર જન્નતઆરાને તેણે આપ્યું હતું, તે ચોખ્ખું બનાવટી હતું. તે પત્રમાં જહાનઆરાએ પોતાને ગમે તે વિગત લખીને કૌશલ્યથી જન્નતઆરા તથા મહમ્મદનો મેળાપ કરાવી આપ્યો હતો. એ પ્રણયિજનોનો મેળાપ કરાવી આપવામાં, તે બન્નેનો સર્વનાશ કરાવવાનો જ તે દુષ્ટાનો મૂળ ઉદ્દેશ હતો. તોપણ તેમનો અન્ય કોઈ ઉપાયથી ઘાત કરાવવાનો તેનો હેતુ હોવા છતાં ભવિતવ્યતા સમક્ષ તેનો કાંઈ પણ ઉપાય ચાલી શક્યો નહિ. દુષ્ટ જહાનઆરા પોતાના ખોદેલા ખાડામાં પોતે જ ગબડી ગઈ.

જહાનઆરાએ આપેલું પત્ર વાંચીને ઔરંગજેબ અતિશય આશ્ચર્યમાં પડી ગયો. 'મારો પોતાનો પુત્ર જ મારા શત્રુને ગુપ્ત રીતે જાગ્રત કરે છે. જેણે તેનો ઘોર અપરાધ કર્યો હતો, તેના જ પ્રાણ બચાવવાને પ્રત્યક્ષ પોતાના પિતા વિરુદ્ધ—પિતાના હિત વિરુદ્ધ પ્રયત્ન કરે છે ? આનું મૂળ કારણ શું હશે વારુ ?' આવા આવા વિચારો તેના મનમાં ઉત્પન્ન થવા લાગ્યા. પોતાના પુત્રને કર્તવ્યવિમુખ અને હિતાહિત જ્ઞાનશૂન્ય થઈ ગએલો જોઇને ઔરંગજેબના ખેદનો અવધિ થયો. દિલ્હીના મુગલ રાજવંશમાંના એક શાહજાદાના હૃદયમાં આવી નીચ વિધાતકતાનો નિવાસ હોય, તે એક ઘોર કલંક સમાન છે, એમ તેને ભાસવા લાગ્યું.

ઔરંગજેબ કુમાર મહમ્મદના એ અશ્લાધ્ય કૃત્ય વિશે જેમ જેમ વિચાર કરવા લાગ્યો, તેમ તેમ તેને તેનું કૃત્ય અત્યંત નિંદાસ્પદ દેખાવા લાગ્યું. જે અપરાધ કોઈ સામાન્ય મનુષ્યના હાથે થતાં તેને તત્કાળ પ્રાણાંતશિક્ષા મળવાનો સંભવ હતો—જે અપરાધ નીચ બખ્તિયારના હાથે થવાથી તે તેને આટલો બધો તિરસ્કરણીય દેખાતો હતો,—તે જ અપરાધ, તે જ પ્રભુદ્રોહનું પાતક પોતાના પુત્રના હાથે થએલું જોઇને ઔરંગજેબના ક્રોધનો અવધિ જ ન રહ્યો.

"મારા મરણ પછી જે આ વિશાળ હિન્દુસ્તાનનો સાર્વભૌમ બાદશાહ થવાનો છે, તે એક સામાન્ય સુંદરીના મોહમય કટાક્ષથી મુગ્ધ બની પોતાના કર્તવ્યને કટોકટીના પ્રસંગે ભૂલી જાય છે, એના જેવી લજ્જાસ્પદ ઘટના બીજી કઈ હોઈ શકે વારુ ? તેનું આ વર્તન રાજનીતિ તથા મુગલવંશને કલંક લગાડનારું નથી કે શું ? જેનું મન આટલું બધું હલકું છે અને જેના હૃદયમાં દૃઢતાનો અંશમાત્ર પણ નથી, તે મનુષ્ય શાહજાદાની પદવીને જરા પણ લાયક હોઈ શકે નહિ. દિલ્હીના ઉત્તમ

મુગલ રાજવંશમાં જે તેનો જન્મ થયો તે વ્યર્થ જ ! આવા દુર્બળ ચિત્તના વિલાસી પુરુષના હાથમાં રાજસૂત્રો જાય, તો તે પળ માત્રમાં જ અવિચારથી સામ્રાજ્યશકટનાં શકલોને ઉડાવી નાખે, એમાં લેશ માત્ર પણ સંશય નથી. પરંતુ આવા વિચારોને હૃદયમાં સ્થાન આપીને નિરાશ થવાનો આજનો સમય નથી. હવે રાત્રિ પૂરી થવા આવી છે અને ગુપ્ત રીતે લશ્કરને લઇને હું બહાદુરગઢ પાસે આવી પહોંચ્યો છું—અહીં ગુપ્ત રીતે શામાટે આવવું પડ્યું છે, એની શિબિરમાં કોઇને પણ કલ્પના નહિ હોય. અત્યારે મહમ્મદ જરૂર છાવણીમાં પાછો આવી ગયો હશે—અર્થાત્ તે શિબિરમાં હોવો જ જોઇએ. પણ અત્યારે લક્ષ્યબિંદુને દૃષ્ટિથી દૂર થવા ન દેતાં નિર્વિધ્નતાથી ચિત્તને નિજ કર્તવ્યમાં પરોવવું જોઇએ. એ મારો પોતાનો પુત્ર છે, તેથી શું થઈ ગયું? હું આ ભયાનક અને વિઘાતક અપરાધની તેને કદાપિ ક્ષમા આપવાનો નથી. એક બહાદુરગઢ હાથમાં આવી જાય, એટલે પછી નીરાંતે મહમ્મદનો વિચાર કરી શકાશે." આવા આવા અનેક વિચારોથી ઔરંગજેબનું મસ્તક ભ્રમણ કરવા લાગ્યું.

કેટલીકવાર પછી તેણે પોતા પાસે ઊભેલા સિપાહીઓને હુકમ ફર્માવ્યો કે;—"આ શયતાનજાદીને સારા બંદોબસ્તથી જિન્દાનમાં રાખો. એ જો છૂવતી છટકી જશે, તો તમારી જાનપર આવી બનશે, એ બરાબર યાદ રાખજો."

બાદશાહના હુકમની તે પળે જ તામીલ કરવામાં આવી. હતભાગિની જહાનઆરા પોતાના જ દોષથી પ્રેમપ્રતિહિંસાના દારુણ ચક્રમાં સપડાયલી હોવાથી ઔરંગજેબના ક્રોધાગ્નિમાં તેની આહુતિ અપાઈ ગઈ.

* * * * *

તે જ રાત્રે બખ્તિયારના સાહાય્યથી બહાદુરગઢ દુર્ગને સહજમાં ઔરંગજેબે હસ્તગત કરી લીધો. કોઈ પણ પ્રકારનું સંકટ આવ્યા વિના અને લોહીનો એક છાંટો પણ ન પડતાં કિલ્લો સર થયો. બીજે દિવસે પ્રભાતમાં લોકોએ જાગીને જોયું તો, બહાદુરગઢના ઉચ્ચ બુર્જપર ઔરંગજેબની રક્તપતાકા ઉડતી તેમના જોવામાં આવી!

અહીં કિંચિત્ પૂર્વકથા કહેવાની આવશ્યકતા છે. જન્નતઆરાને આપવામાટે જે પત્ર કુમાર મહમ્મદે જહાનઆરાને આપ્યું હતું, તે જહાનઆરાએ ગુપ્ત રીતે વાંચ્યું હતું, એ તો વાચકોના જાણવામાં આવી ગયું છે. પત્ર વાંચતાં જ જહાનઆરાના હૃદયમાં અસૂયાગ્નિની ભયંકર જ્વાળા ભડકી ઉઠી. સરળહૃદયા જહાનઆરા તે પત્ર વાંચીને ભયાનક રાક્ષસી બની ગઈ. 'જન્નતઆરા મારા સુખના માર્ગમાં વિષકંટક સમાન

હોવાથી જો હું એની ઉપેક્ષા કરીશ, તો એ મારો સર્વનાશ કરી નાખશે' એવો જહાનઆરાનો દૃઢ નિશ્ચય થઈ ગયો. યોગ્ય કિંવા અયોગ્ય કોઈ પણ ઉપાયથી જન્નતઆરાને નષ્ટ કરીને પોતાના માર્ગમાંના એ કાંટાને ઉખેડી નાખવાનો તેણે પૂર્ણ નિશ્ચય કરી લીધો. રાજકુમારને નિદ્રાધીન અવસ્થામાં જોઇને તેની કરાંગુલીમાંની મુદ્રા તેણે કાઢી લીધી હતી અને તેના યોગે એક અસત્ય પ્રણયપત્રિકા તૈયાર કરીને તે મુદ્રિકાને પુનઃ તેના સ્થાનમાં ગોઠવી દીધી હતી.

પરંતુ કુમારે જન્નતઆરાના નામનું જે મૂળ પત્ર લખ્યું હતું તેને પોતે ક્યાં છુપાવી રાખ્યું હતું, એનું જહાનઆરાને સ્મરણ ન રહ્યું. તેણે જે બનાવટી પત્ર તૈયાર કર્યું હતું, તે પણ જન્નતઆરાના હાથમાં આપવું, તેને સલામતી ભરેલું ન દેખાયું. હવે શું કરવું, એ તેને સૂઝ્યું નહિ. જહાનઆરાની ચમત્કારિક સ્થિતિ થઈ ગઈ.

કુમારના પત્રના ઉત્તરમાં જન્નતઆરાએ લખી આપેલું પત્ર પણ જહાનઆરાએ ફોડીને વાંચ્યું. તે પત્રમાં જન્નતઆરાએ મેળાપનો–પ્રત્યક્ષ દર્શનનો–લાભ આપવાની મહમ્મદને પ્રાર્થના કરી હતી. તે જ ગંભીર રાત્રિએ જહાનઆરા છાવણીના પાછળના ભાગમાંથી જતી હતી એટલામાં દૈવયોગે ઔરંગઝેબ અને બખ્તિયારખાન મધ્યે ચાલતો ગુપ્ત સંવાદ અચાનક તેના સાંભળવામાં આવ્યો. તેના ભ્રમિષ્ટ થએલા મનને તે ગુપ્ત સંવાદ સારો માર્ગદર્શક થઈ પડ્યો–તેના યોગે તેના અંધત્વનો લોપ થયો.

પાપિની જહાનઆરાનું હૃદય હવે આશાથી ઉત્તેજિત થયું. બખ્તિયારને બહારગઢ તરફ પાછા ફરવામાં હજી વિલંબ લાગશે, એમ જોઇને તે કુમાર સાથે ત્વરિત ઘોડાપર બેસીને નીકળી અને બહારગઢની બાજૂમાં વહેતી નદીના તીરપરના એક સંકેત સ્થાનમાં આવી પહોંચી. ત્યારપછી તે દુર્ગમાંથી ગુપ્ત રીતે બહાર નીકળી આવેલી જન્નતઆરાને પોતાની સાથે લઈ આવી અને તે પ્રણયિયુગ્મનો એક બીજા સાથે મેળાપ કરાવી આપ્યો. પાસેની એક જૂની અને તૂટેલી મસ્જિદમાં પોતાની વાટ જોઇને બેસવાનું તેણે કુમારને કહ્યું હતું; પરંતુ તે પ્રમાણે તે ત્યાં ગઈ નહિ. એ પછી શું થયું, તે વાંચકોના જાણવામાં આવી ગએલું હોવાથી તેની પુનરુક્તિની આવશ્યકતા નથી. વાસ્તવિક રીતે જોતાં, કુમાર મહમ્મદ અને જન્નતઆરાના સંવાદમાં પત્રોનો વિષય નીકળવો જોઈતો'તો; પરંતુ તે પ્રેમિજનો નાનાવિધ પ્રેમાલાપમાં નિમગ્ન થતાં અન્ય સર્વ વસ્તુઓને એકદમ ભૂલી ગયાં હતાં, તેથી અને જહાનઆરાના સદ્‌ભાગ્યના યોગે તેમના સંવાદમાં પત્રો વિશેની કાંઈ પણ ચર્ચા ન નીકળી.

જહાનઆરાના નીચ વિશ્વાસઘાતની એક બખ્તિયારખાન વિના બીજા કોઇને કશી પણ ખબર પડી શકી નહિ. જહાનઆરાને આ કઠિન પ્રસંગમાં તેના દૈવે બહુ જ સારું સાહાય્ય કર્યું.

પણ હવે તેના ભાગ્યની ગતિ પલટાઈ ગઈ. ઔરંગઝેબના કારાગૃહમાં પડ્યા પછી કુટિલહૃદયા અને પ્રતિહિંસાપરાયણા જહાનઆરા પોતાના ભ્રમને સારી રીતે ઓળખી શકી. સ્ત્રી હૃદયમાંની પ્રબળ પ્રવૃત્તિઓનાઃ ચાપલ્ય તથા આવેશથી, અસૂયાગ્નિની જ્વાળાને શાંત કરવામાટે તેણે જે કાંઈ પણ કર્યું હતું, તેને પાછું વાળી લેવાનો હવે તેની પાસે કોઈ પણ ઉપાય રહ્યો નહોતો; એમ હવે સ્પષ્ટતાથી તેના જોવા તથા જાણવામાં આવી ગયું. 'મારા વિશ્વાસઘાતક આચરણથી કુમાર મહુમ્મદને અપાર દુઃખ ભોગવવાં પડશે' આ વિચારથી તેનું હૃદય વ્યાકુળ થઈ ગયું. જહાનઆરાનો અદ્યાપિ કુમારમાં પોતાના પ્રાણ કરતાં પણ વિશેષ પ્રેમ હતો.



## દ્વાદશ પરિચ્છેદ

### કારાગૃહમાં

અંધકાર! જ્યાં ત્યાં ભયંકર અને ઘનઘોર! નીચે, ઉપર અને આસપાસ સર્વત્ર ભીષણ કૃષ્ણ અંધકારનો જ અધિકાર! જાણે આ જગત્‌માંથી પ્રકાશનો પૂર્ણ લોપ થઈ ગયો હોય અને પુનઃ કદાપિ માનવજાતિને પ્રકાશદર્શનનો લાભ ન જ મળવાનો હોય, તેવો જ રંગ દેખાતો હતો. આવા અંધકારની ભીષણતાનું યથાયોગ્ય વર્ણન કરવાને મહાકવિની દિવ્ય પ્રતિભાશક્તિ પણ નિરાશ થઈ જાય, તો પછી અમારી ક્ષુદ્ર લેખિનીની શી કથા? આવો ભયંકર અંધકાર કેવળ શ્વાપદોને જ સહ્ય અને પ્રિય હોય છે. મનુષ્યની ક્ષીણ દૃષ્ટિ અને દુર્બળ અંતઃકરણથી તે સહન કરી શકાતો નથી. અંધકારના સામ્રાજ્યમાં કેવળ પશુઓને જ સ્વચ્છંદ અને યથેચ્છ સ્વાતંત્ર્ય હોય છે અને તે સામ્રાજ્યનું ચક્રવર્તિત્વ પણ કેવળ તેમને જ યોગ્ય હોય છે!

ચતુર્દિશામાં દુર્ભેદ્ય લતાગુલ્મથી પરિવૃત્ત ઘન, નિબિડ અને ભીષણ વનપ્રાન્તનો વિસ્તાર! તે વનપ્રાન્તની પાસે જ ગગનની સ્પર્ધા કરનાર ઉચ્ચ અને વિશાળ પર્વત! તે વિસ્તીર્ણ વનસ્થળના કોઈ પણ ભાગમાં તેમાંનાં અસંખ્ય મહાવૃક્ષોની નીચે અથવા તો આસપાસમાં મનુષ્યનાં પદચિન્હો કદાપિ પડ્યાં નહોતાં. એ ભયંકર સ્થાનમાં પ્રવેશ કરવાની મનુષ્ય જાતિની છાતી જ નહોતી!

ધીર સમીરના યોગે વનલતાઓ ડોલતી હતી, પરંતુ તે અતિશય મંદતાથી અને યથાવકાશ! તે ઘોર અંધકારમાં મનોરમ વનકુસુમો નિ:સ્તબ્ધતાથી વિકસિત થઇને પોતાના સૌરભથી સમસ્ત વનપ્રદેશને સુગંધિત કરતાં હતાં, પરંતુ અતિશય ગુપ્તતાથી! પોતાના માર્ગમાંના ભીમકાય વિશાળ પાષાણોનો વક્ષભેદ કરતી, વિજન સંગીત ગાતી ગાતી અને પોતાના સ્રોતથી પાષાણુપર પાષાણુને પછાડતી ગિરિનદી ગંભીરતાથી વહન કરતી હતી, પરંતુ અતિશય મૃદુ ભાવથી!

તે રાત્રિયે જાણે પ્રકૃતિદેવીનો સ્વર્ગવાસ થયો હતો! ખરું છે, સૌન્દર્યનો લોપ તે સાક્ષાત્ મરણ નહિ તો બીજું શું વારુ? તે દારુણ અંધકારે પ્રકૃતિના સૌન્દર્યનો પૂર્ણ લોપ કરી નાખ્યો હતો! આકાશમાં ચંદ્ર નહિ, પૃથ્વીપર જ્યોત્સ્ના નહિ. વૃક્ષોપર કોકિલોનું મૃદુ કૂજન નહિ અને ક્યાંય પ્રકૃતિનું આનંદદાયક શ્યામલ સૌન્દર્ય પણ નહિ! સૌન્દર્ય ઉપભોગની એક વસ્તુ છે! જે વસ્તુને લોકો જેતા નથી, જેઇને ભાન ભૂલતા નથી, ભાન ભૂલીને ગાંડા બનતા નથી અને ગાંડા બનીને મૃતપ્રાય થતા નથી; તે વસ્તુનું મૂલ્ય કાંઈ પણ નથી—તે વસ્તુ મૃત્તિકા સમાન છે! રસિકોની દૃષ્ટિમાં તે મૃત હોવા સમાન જ છે! એટલામાટે જ અમે ઉપર કહેલું છે કે, તે રાત્રિયે જાણે પ્રકૃતિદેવીનો સ્વર્ગવાસ થયો હતો!

છતાં પણ અંધકારના એ ભયાનક નિર્જન સામ્રાજ્યમાં મનુષ્યનું અસ્તિત્વ હતું! એક હતભાગી તરુણ પુરુષના ભાગ્યમાં ક્રૂર વનશ્વાપદો સાથેનો નિવાસ લખાયલો હતો. તે વિશાળ પર્વતની એક તિમિરપૂર્ણ ભયંકર ગુહામાં બેસીને તે તરુણ વિષણ્ણ મનથી પોતાની ભાવિ સ્થિતિનું ચિંતન કરતો હતો.

તે પ્રકાશમાં જન્મ્યો હતો અને પ્રકાશમાં જ ઉછર્યો હતો! એટલે એ દારુણ અંધકાર તેને અસહ્ય થઈ પડ્યો. મૃત્યુ પછીની નિ:સ્તબ્ધતા અને અંધકાર, આ અંધકાર કરતાં વિશેષ ભયંકર હશે ખરાં કે? એ વિશેના વિચારો તેના ઉદાસીન અંત:કરણને વિશેષ ઉદાસીન બનાવવા લાગ્યા.

વિચાર કરતો કરતો તે તરુણ વચ્ચે જ પોકાર કરીને બોલી ઊઠ્યો કે;—"નહિ, હવે આ અંધકાર મારાથી સહન કરી શકાતો નથી. અહીં કોઈ પણ નથી કે શું? કોઈ હોય તો હું કહું છું કે, મને દીપક લાવી આપો; અને જો તમારે દીપક ન જ લાવવો હોય, તો મેહરબાની કરીને મારા મરણને બોલાવી લાવો! હવે આ અંધકારમાં મારાથી જીવી શકાય તેમ નથી! મારા પ્રાણ લઈ લ્યો—એટલી મારા પર દયા અને કૃપા કરો!"

શું આશ્ચર્ય! તે તરુણના કરુણાસ્પદ મર્મવેદનાદર્શક ઉદ્ગારોનું ઉત્તર મળ્યું! પણ તે ઉત્તર કોણે આપ્યું અને ક્યાંથી આવ્યું, એ તેના જાણવામાં આવી શક્યું નહિ. તે નિર્જન અને ભીષણ સ્થાનમાં પોતાથી અન્ય માનવી પ્રાણીનો શબ્દ કાનોમાં પડતાં જ તે તરુણ આશ્ચર્યથી સ્તંભિત જ થઈ ગયો! "મારી પેઠે પોતાના પ્રાણ આપવાને તૈયાર અન્ય હતભાગી પ્રાણી અહીં કોણ છે વારુ!" આવા શબ્દો કોઈએ ઉચ્ચાર્યા હોય, એવો તેને ભાસ થયો.

તે ઘોર ભયંકર એકાંતસ્થાનમાં ભૂત અને પિશાચ વિના અન્ય કોઈનો નિવાસ હોવો અશક્ય હતો; પરંતુ તે બોલનારને જો પિશાચ કહીએ, તો પિશાચનો સ્વર આટલો કોમળ, મૃદુ અને ઝંકારમય હોય, એ શક્ય નહોતું-ત્યારે એ ચમત્કાર શો હતો? તે કંઠસ્વર કોઈ પણ અપ્સરાના સંગીતસ્વર સમાન હતો! અહાહા, તે અપ્સરા પુનઃ કેમ ન બોલી? પુનઃ તે મંજુલ તથા કોમલ વીણારવની સુંદર સ્વર્ગીય લહરીએ તે તરુણનાં શ્રવણોને પાવનપુનીત કેમ ન કર્યાં?

તરુણ અત્યંત વિસ્મયાકુલ થઈને કહેવા લાગ્યો કે;-"તું કોણ છે? સ્વર્ગમાંની અપ્સરા કે નરકમાંની પિશાચિકા? માનવી સ્ત્રી કે ડાકિની? તેમ જ તું ગમે તે હોય, છતાં પણ આ મરણગુહામાં શામાટે આવી છે, તે જણાવીશ?"

"હું તમારા સમાન જ ઇશ્વરનિર્મિત મનુષ્ય પ્રાણી છું. તમે અહીં શામાટે આવ્યા છો?" યુવકના પ્રશ્નનું ઉત્તર મળ્યું.

આ ઉત્તર સાંભળીને તે યુવકના મનમાં ક્રોધ વ્યાપી ગયો. 'સરળતાથી પુછેલા સવાલનો આવો જવાબ આપવો જોઇએ કે?' આવા વિચારવડે કઠોર સ્વરથી તે બોલ્યો કે;-"હુ અહીં મરવામાટે આવ્યો છું; પણ તું શામાટે આવી છે, તે કહીશ કે?"

"તમારી પેઠે હું પણ અહીં મરવામાટે જ આવેલી છું!-અરે, પણ આવી શાની? મારે અહીં બળાત્કારે આવવું પડયુ છે. પણ તમે શામાટે મરો છો?"

"આ ભયાનક મરણગુહામાં-આ ઘનઘોર અંધકારમાં-ખાનપાન વિના મનુષ્યપ્રાણી જીવી શકે ખરું કે? આજે બે દિવસ થયા, હું અહીં અન્ન અને જળ વિના મરણની માર્ગપ્રતીક્ષા કરતો બેઠો છું!"

"તમને હું રોટી અને પાણી આપું છું. તમને જો કે અન્ન પાણી મળ્યાં નથી, પણ મને મળ્યાં છે, અર્થાત્ આથી તો તમે મારા કરતાં પણ વધારે દુર્ભાગી છો, એમ સાફ સાફ દેખાય છે. પણ તમે મરણની આટલી બધી આકાંક્ષા કેમ રાખો છો, એનું મને આશ્ચર્ય થયા કરે છે!"

"જ્યાં સુધી મનુષ્યના હૃદયમાં આશા હોય છે, ત્યાં સુધી જીવવાની ઇચ્છા પણ હોય છે; પણ હવે જીવવાની ઇચ્છા રાખવા જેવું મારી પાસે શું રહ્યું છે વારુ? મારું સર્વસ્વ ચાલ્યું ગયું છે! તારા કંઠસ્વરથી જણાય છે કે, તું કોઈ પણ ઉચ્ચ પદવી ધરાવતી સ્ત્રી હોવી જોઇએ. આ કાળવિવરમાં તું કેમ આવી વારુ?"

તે નિર્જલ ગિરિગહ્વરમાંની તે અદશ્ય રમણી કહેવા લાગી કે;—"એ કથા ઘણી જ લાંબી છે. જો આપણો બીજીવાર મેળાપ થશે, તો બધો વૃત્તાંત કહી સંભળાવીશ."

યુવક રુદ્ધ કંઠથી બોલ્યો;—"મારું એવું અનુમાન છે કે, આ ગુહાની ઉપર આવી જ એક બીજી ગુહા હોવી જોઇએ અને એ બે ગુહાઓના મધ્યમાંની પાષાણની ભૂમિ ક્યાંકથી પણ ફાટેલી હોવી જોઇએ. એથી જ આપણે એક બીજાનું બોલવું સાંભળી શકીએ છીએ; પરંતુ આપણા છૂટકાનો માત્ર કોઈ પણ ઉપાય જોવામાં નથી આવતો."

તે અદશ્ય લલનાએ કહ્યું;—"ઉપાય છે. આમ નિરાશ ન થતાં પરવરદિગારમાં ભરોસો રાખો, એટલે તેની મેહરબાનીથી છૂટકાનો ઉપાય તરત મળી આવશે. આ મધ્યમાંની પાષાણની ભૂમિને તમે ભેદી શકશો કે? તમારા સ્વરથી તો એમ જણાય છે કે, તમે કોઈ બળવાન્ તરુણ પુરુષ છો."

"તારો તર્ક અસત્ય તો નથી જ. પણ તું કહે છે તે ઉપાય મને સાધ્ય દેખાતો નથી. આ દુર્ભેદ્ય પાષાણોને ભેદવામાટેનું આપણી પાસે એક પણ શસ્ત્ર નથી; એટલે આ ભૂમિનો ભેદ કેવી રીતે કરી શકાય?"

"હું તમને શસ્ત્ર આપું છું. અહીં મારા પગ તળે તો ઘણા ખરા ન્હાના પત્થર જ છે—તેવી જ રીતે તમારા પગ તળે પણ હશે જ. એટલે આપણે બન્ને તીક્ષ્ણ બારીક ધારના પત્થરોવડે બન્ને બાજૂથી જો આ જમીનને ફોડવાનો આરંભ કરીશું, તો પરવરદિગાર જરૂર આપણી ફતેહ કરશે. હું અહીં જ આઘાત કરું છું અને એ આઘાતના ધ્વનિના અનુરોધથી તમે પણ નીચેથી જમીનને ફોડવા મંડી જાઓ. તમે કહો છો તે ફાટ અથવા છિદ્ર અહીં જ છે."

યુવકે અતિશય ઉત્સાહદર્શક સ્વરથી કહ્યું કે;—"જો, ત્યારે હું પ્રારંભ કરું છું—અહીંથી મારો છૂટકો કરવાને તું કોઈ દેવાંગના જ અવતરી છે, અથવા તો મને આના કરતાં પણ વધારે સંકટમાં નાખનારી તું કોઈ ડાકિની કે પિશાચિકા છે, એની મને ખબર નથી; પરંતુ તારો સ્વર તો દેવાંગના સમાન મંજુલ છે—તારા આ કંઠસ્વર જેવા જ મંજુલસ્વરવાળી એક રમણીના મૃદુ શબ્દો સાંભળવામાટે હું એક સમયમાં સદા-

સર્વદા અતિશય આતુર રહેતો હતો. પણ હાય! તે કોકિલસ્વરની રમણી આજે ક્યાં છે!"

તરુણના આ ઉદ્ગારોનું પ્રત્યુત્તર મળ્યું નહિ. નિરાશ થઈને તેણે પોતાના શરીરને તે કઠિન પાષાણશય્યાપર નાખી દીધું. ઉપરથી પાષાણુનો એકસરખો અખંડ ધ્વનિ આવ્યા કરતો હતો.

યુવકને કોઈ પણ રીતે નિદ્રા ન આવી અને મનઃક્ષોભના યોગે તે એ પ્રસ્તરમયી શય્યાપર સ્વસ્થતાથી પડી રહી પણ શકતો નહોતો. એક તીક્ષ્ણ ધારવાળો પાષાણ લઈ ઉપરથી આવતા ધ્વનિના ધોરણથી તેણે પોતાના મસ્તકપરની પાષાણની તખ્તાપોશીને ખુદાના નામસાથે ફોડવાનો આરંભ કરી દીધો.

આખી રાત બન્નેએ કરેલો પરિશ્રમ વ્યર્થ તો ન જ થયો. પરમેશ્વરની કૃપાથી તેમનો પ્રયત્ન સફળ થયો. તે દુર્ભેદ્ય પાષાણની તખ્તાપોશીમાંની એક મોટી વિશાળ શિલા નીચે તૂટી પડી. પ્રકૃતિસાથેના દારુણ સંગ્રામમાં ક્ષુદ્રશક્તિ મનુષ્ય વિજયી થયો!

તોપણ ગુહામાંના અંધકારની લેશ માત્ર પણ ન્યૂનતા ન થઈ. તે અંધકારમાં જ યુવકને સ્પષ્ટતાથી જણાયું કે, તે વ્યક્તિ ગુહાના ઉપરના ભાગમાં આવેલી હોવી જોઇએ. હતભાગી યુવક આનંદદર્શક ગદ્‌ગદ સ્વરથી તાણીને બોલ્યો કે;—"પરવરદિગાર, તારા હજાર હજાર ઉપકાર! બે હતભાગી મૃત જીવોને આજે તેં જ સજીવન કર્યાં છે!"

તે અંધકારપરિવેષ્ટિત યુવતિ વીણાવિનિંદિત કોમળ કંઠથી બોલી કે;—"આપ મહાપુરુષ છો. આ અભાગિની અબળામાટે આપને કેટલો બધો શ્રમ વેઠવો પડ્યો! યજ્દાન આપના મનોરથોને સંપૂર્ણ સિદ્ધ કરો!"

તે ગુહાના બે ભાગો વચ્ચેની પ્રસ્તરમય ભૂમિમાં એક સારું મોટું બાકોરું પડવાથી હવે તે ગુહા વિસ્તૃત થઈ હતી. થોડા વખત પહેલાં ત્યાં જે કાંઈ અસ્પષ્ટ સાંભળવામાં આવતું હતું, તે હવે સ્પષ્ટ સંભળાવા લાગ્યું. તે નિર્જન ગુહામાં ઘનઘોર અંધકારમાં તે યુવતિ અને તે યુવક એકમેકની પાસે જ ઉભાં હતાં. તે રમણીનો કંઠસ્વર પરિચિત હોવો જોઈએ, એવો હવે તે તરુણ પુરુષને ભાસ થવા લાગ્યો. જે સ્વર એક સમયમાં મધુર વીણારવ પ્રમાણે તેના કર્ણરંધ્રમાં ગણગણ્યો હતો, તેની તેને કદાપિ વિસ્મૃતિ થઈ શકે ખરી કે? જેના રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દનું કદાપિ વિસ્મરણ નથી થઈ શકતું, તે જ, તે જ સત્ય સૌન્દર્ય!

યુવકે ઉદ્‌ભ્રાન્ત ચિત્તથી કહ્યું કે;—"તારો સ્વર તો પરિચિત દેખાય છે. મારા સમસ્ત જીવનમાં જેનું કદાપિ વિસ્મરણ થવું શક્ય નથી, તે

સ્વરને માત્ર બે દિવસના અવધિમાં જ હું કેવી રીતે ભૂલી જાઉં વારુ? સુંદર, હું પૂછું છું કે, તું તે જ છે કે!"

તે દારુણ અંધકારમાં પુનઃ મંજુલ વીણાઝંકારનો આરંભ થયો. રમણી યુવકને ઉદ્દેશીને કહેવા લાગી કે;–"જી હા, હું તે જ છું! આ અભાગિની જન્નતઆરા હજી મરણને શરણ નથી થઈ! પણ જો હું મરી ગઈ હોત, તો વધારે સારું થાત! જો હું મરી ગઈ હોત, તો મારામાટે આપને આટલું દુઃખ અને આટલી યાતના ભોગવવી ન પડત! હાય, મારામાટે જ આપને આ કષ્ટો ભોગવવાં પડે છે ને? આપ દિલ્લીશ્વરના પુત્ર છો, એટલે દિલ્લીના રાજમહાલયમાં જે અત્યારે સુખથી મૃદુશય્યામાં સૂતેલા હોવા જોઇએ, તેમને આ અંધકારમય કારાગૃહમાંની પ્રસ્તરશય્યાપર પડી રહેવાનો પ્રસંગ! આપ અને હું આ નિર્જન ગુફામાં આવી રીતે બંદિવાન્ થઈ પડ્યાં છીએ, એની તે મહાપાપી બખ્તિયાર વિના બીજા કોઇને પણ ખબર નથી! એટલે પછી આપણો છૂટકો———"

એ પછીના શબ્દો જન્નતઆરાના મુખમાંથી બહાર નીકળી ન શક્યા. તેનો કંઠ રુંધાઈ ગયો. તે પ્રેમજનો એક બીજાના બાહુપાશમાં બદ્ધ થઈ ગયાં! કેટલીકવાર પછી જન્નતઆરા ધીમેથી બોલી કે;–"આપણો અહીં શો ઉપાય? આપણો છૂટકો અહીંથી કેવી રીતે થશે?"

"હવે તે પાક પરવરદિગાર જ આપણો છૂટકો કરશે. તેની ઉપર જ બધો ભરોસો રાખીને આપણે આપણા છૂટકાના માર્ગને શોધવો જોઇએ. જન્નતઆરા, કોઇના પણ જાણવામાં ન આવે એવી રીતે આપણે અહીંથી પલાયન કરી જવું જોઇએ; અને તે પણ એક પળ માત્રનો પણ વિલંબ કર્યા વિના જ! કોઈ પણ ઉપાયે સૂર્યોદય પૂર્વે તો આપણે અહીંથી અદૃશ્ય થવું જ જોઇએ!"

"પણ અદૃશ્ય થવું કેવી રીતે? આ ભયંકર નરકપુરીના લોહદ્વારને ફોડીને બહાર નીકળી શકાય એમ છે ખરું કે? મરણની મારા મનમાં જરા પણ ભીતિ નથી, એથી વિરુદ્ધ આપસમક્ષ આપના હૃદયપર મસ્તક મૂકીને હું સ્વર્ગમાં સિધાવું, તો મારા જેવી ભાગ્યશાળી હું જ, એમ જ હું સમજીશ. આપનો વિરહ અને મૃત્યુ કરતાં પણ વિશેષ ભયંકર ભાસે છે, પરંતુ———"

"જન્નતઆરા, શાંત થા, શાંત થા; આપણા છૂટકાના ઉપાયને મેં શોધી કાઢ્યો છે. જે મનુષ્ય તારામાટે અન્નપાણી લાવે છે, તે આવતી કાલે પણ અવશ્ય આવવાનો તો ખરો જ."

"આવશે; પણ તેથી શો લાભ?"

"તેનો આ પાષાણના એક જ આઘાતથી કપાળમોક્ષ કરીને તેને સ્વર્ગમાં રવાના કરી દઈશ; એટલે પછી આપણો માર્ગ મુક્ત જ સમજી લેવો."

કુમારના આ શબ્દો સાંભળીને જન્નતઆરાના શરીરપર રોમાંચ ખડાં થઈ ગયાં. પરંતુ મનુષ્ય ગમે તેટલા મોટા પ્રમાણમાં દયાળુ હોય, તોપણ તેને પોતાના પ્રાણ કરતાં તો બીજી કોઈ પણ વસ્તુ પ્રિય હોતી નથી. તેમાં પણ પ્રણયિનીને, પોતાનો પ્રિયકર પ્રાણ કરતાં પણ વધારે પ્રિય હોય છે, એ કવિસંપ્રદાયને જો સત્ય માનીએ, તો કુમારના પ્રાણ-રક્ષણમાટે જન્નતઆરા ગમે તેવા ક્રૂર કૃત્યવિશે પોતાની સંમતિ આપે, તો તે સ્વાભાવિક જ હતું.

કુમાર મહમ્મદ અને જન્નતઆરાએ નિશ્ચિત કર્યાં પ્રમાણે બીજે દિવસે પ્રભાતમાં તે દુર્ભાગી પ્રહરીનો કપાળમોક્ષ થઈ ગયો અને એ આશક તથા માશૂક બન્ને કારાગૃહમાંથી મુક્ત થયાં. મહમ્મદ અને જન્નતઆરા પૃથ્વીપટપરનાં ઇતર મનુષ્યો પ્રમાણે સ્વતંત્ર થઈ ગયાં.

પોતાની ધારણાની સફળતામાં કાંઈ પણ વિઘ્ન ન આવતાં સુર-ક્ષિતતાથી કારાગૃહમાંથી મુક્ત થઈ બહાર આવ્યા પછી કુમારે જન્નત-આરાને કહ્યું કે;–"હવે જો મુગલશિબિરમાં જવાની ઇચ્છા હોય, તો આપણે પૂરો વિચાર કર્યા પછી જ જવું જોઇએ. એક બે દિવસ કોઈ પણ સરાયમાં વીતાડીને પ્રથમ આપણે મુગલ સૈન્યમાંના સર્વ સમાચાર મેળવવા જોઇએ. એકંદર સર્વ સ્થિતિનું નિરીક્ષણ કરી, તારતમ્યને યોજીને પછી સાવધાનતાથી જ જે કરવાનું હોય તે કરવું, એમાં જ નિર્ભયતા છે."

સૂક્ષ્મ શોધ કર્યા પછી મહમ્મદના જાણવામાં આવ્યું કે, બહાર-ગઢનો અધિકાર ઔરંગઝેબના હાથમાં આવી ગયો હતો અને નજફઅલી ક્યાંક પલાયન કરી ગયો હતો. ઔરંગઝેબની અત્યુત્કટ ઇચ્છા પ્રમાણે નજફઅલી જીવતો તેના હાથમાં સપડાયો નહોતો. મુગલ સૈન્ય ફતેહપુર સિકરી તરફ ચાલ્યું ગયું હતું અને બખ્તિયાર પણ તે સૈન્યની સાથે ત્યાં ગયો હતો. બહારગઢનો યુદ્ધ વિના જ વિનિપાત થયો હતો ખરો, પણ હવે પછી ઘનઘોર યુદ્ધ થવાનો રંગ સ્પષ્ટ દેખાતો હતો; કારણ કે, દિલ્હીથી સુલ્તાન દારાએ નજફઅલીની કુમકે મોટું લશ્કર રવાના કર્યું હતું.

'આવા કટાકટીના પ્રસંગે પિતાના શિબિરમાં ખુલ્લી રીતે પ્રવેશ કરવો, એ આપણામાટે ઇષ્ટ નથી અને તેમ થવું શક્ય પણ નથી' એવો કુમારે મનમાં વિચાર કર્યો. બખ્તિયારે કરેલાં સર્વ દુષ્કૃત્યોનો વૃત્તાંત

તેણે જન્નતઆરાના મુખથી સાંભળ્યો હતો. એટલે તેથી કુમારનો નિશ્ચય થઇ ગયો કે, 'પાપાત્મા બખ્તિયાર જ આ સર્વ અનર્થોનો ઉત્પાદક હતો!'

'અત્યારસુધી હું મારા પિતાના સ્નેહપૂર્ણ-પ્રેમમય હૃદયસામ્રાજ્યનો સમ્રાટ્ હતો, પણ હવે તે પ્રદેશમાંથી મને દેશનિકાલ કરવામાં આવ્યો છે; એટલે હવે તે મમતાપૂર્ણ હૃદયમાં મને તિલમાત્ર પણ સ્થાન મળી શકવાનું નથી', એ મહમ્મદ ક્યારનોય જાણી ગયો હતો. ઔરંગઝેબના સ્વભાવને તે સારી રીતે ઓળખતો હતો. દૈવબળથી એવા કેટલાક બનાવો બની ગયા કે, જેથી મહમ્મદને પિતાના સંકટસમયમાં પિતાનો ત્યાગ કરવો પડ્યો. ઔરંગઝેબની આશા, વિશ્વાસ અને આધારસ્તંભ જે કાંઈ કહો તે સર્વ એક મહમ્મદ જ હતો. પારકાના હાથે પણ બહુધા જે કૃત્ય થવું અશક્ય હતું, તે કૃત્ય-સ્વકીયોને વિઘાતક થનારું કૃત્ય-ઘટના-સ્રોતથી મહમ્મદના હાથે થઈ ગયું હતુ. પિતાની દૃષ્ટિથી તે રાજદ્રોહી, પિતૃદ્રોહી, કર્ત્તવ્યહીન અને અત્યંત તિરસ્કરણીય સિદ્ધ થઈ ચૂક્યો હતો; અને પોતાની દૃષ્ટિથી પણ તે તેવો નહોતો કે શું?

કુમાર મહમ્મદ કિંકર્ત્તવ્યવિમૂઢ બની ગયો. ક્ષણીકવાર સુધી ભિન્ન ભિન્ન વિકારો અને વિચારોનું તેની મનોરૂપ રણભૂમિમાં તુમુલ યુદ્ધ ચાલતું રહ્યું. અંતે ગમે તેમ થાય, તોપણ એ અજ્ઞાનથી થએલા મહાપાતકનું પ્રાયશ્ચિત્ત લેવું જ જોઇએ, એવો તેણે દૃઢ નિશ્ચય કર્યો. 'એ મહાપાપનું પ્રાયશ્ચિત્ત બે પ્રકારે લઈ શકાય એમ છે' એમ તેને ભાસ્યું. એક તો, છદ્મવેશથી મુગલ સૈન્યમાં પ્રવેશ કરીને પિતાને સાહાય્ય આપવું; અથવા તો મૃત્યુવડે પોતાના પાપનું ક્ષાલન કરી નાખવું, એ વિના ત્રીજો ઉપાય જ નહોતો. કદાચિત્ પ્રથમ ઉપાય નિષ્ફળ થાય, તો બીજો ઉપાય તો જ્યારે ઇચ્છા હોય ત્યારે સુસાધ્ય જ છે, એવો પણ તેના મનમાં ભાવ પ્રકટ્યો. એવી રીતે પ્રાયશ્ચિત્ત લેવાનો દૃઢ સંકલ્પ કરીને કુમાર એ વિશે જન્નતઆરાના અભિપ્રાયને જાણવા-માટે તેની પાસે આવ્યો.

પ્રિયકરના મુખમંડળમાંની ખિન્નતાની છટાને જોઇને પતિપ્રેમથી મુગ્ધ થએલી જન્નતઆરા તત્કાળ સમજી ગઈ કે, 'આજનો રંગ કાંઈ ઠીક દેખાતો નથી.' કુમારે આર્દ્ર સ્વરથી આવાહન કર્યું;-"જન્નતઆરા!"

જન્નતઆરાએ દોડી જઈ પોતાના પ્રિયકરને આલિંગન આપીને કરુણાપૂર્ણ વાણીથી પૂછ્યું કે;-"કેમ, આજે રંગ બદલાયલો કેમ દેખાય છે વારુ?"

"જન્નતઆરા, તને એક અન્ય સુરક્ષિત સ્થળમાં રાખીને એક

વિશેષ કાર્યમાટે આજે મેં અહીંથી જવાનો અને તારાથી દૂર થવાનો વિચાર કર્યો છે. તારી આ માટે સંમતિ છે, એમ તુ પ્રસન્ન મુદ્રાથી હસીને મને કહે. આ કાર્યની સફળતા ઉપર જ મારા સમસ્ત ભાવિ આયુષ્યનો આધાર રહેલો છે. ' જન્નતઆરા, દિલ્લીના શહેનશાહનો શાહજાદો થઇને હું આ સરાયમાં આમ ને આમ માખો મારતો બેસી રહું, એ યોગ્ય કહેવાય કે ' અહીંના ' ટુકડા મને અતિશય યાતના આપે છે!"

મહમ્મદના મનોગત ભાવને ચતુર જન્નતઆરા તરત સમજી ગઈ. કુમારના ગંભીર મુખમંડળમાં નેત્રોની સ્થિરતા કરીને તે બોલી;–"જેમાં આપનું હિત સમાવલું હોય, તે કાર્યમાટે હું સંમતિ ન આપુ, એ બને જ નહિ. પણ મને ક્યાં રાખી જવાનો આપનો વિચાર છે, તે જો હરકત ન હોય તો જણાવશો?"

"અહીંથી પાસે જ મારો એક ફકીર દોસ્ત છે, તેની સંભાળમાં તને રાખીને હું જવાનો છુ. ચાલ, મારી જોડે આવ. જો પાછો તારા દર્શનનો લાભ મળશે, તો———"

કુમારના બાષ્પગદ્ગદ કંઠમાંથી વધારે શબ્દો બહાર નીકળી ન શક્યા–તેનાં નેત્રોમાંથી ખળખળ કરતો અશ્રુનો પ્રવાહ વહી નીકળ્યો. તે અશ્રુ ભાષાપૂર્ણ, ભાવપૂર્ણ અને સંકલ્પપૂર્ણ હતાં!

પ્રિયતમનાં નેત્રોમાંથી નીકળતા એ અશ્રુપ્રવાહને જોઇને જન્નતઆરાનાં નયનોમાંથી પણ નીરધારા વહી નીકળી. તે ડૂસકાં ભરતી કહેવા લાગી;–"આપનો મનોભાવ મારા સમજવામાં આવી ગયો છે! આપ પિતદ્રોહનું પ્રાયશ્ચિત્ત કરવાના વિચારમાં છો! કોઈ પણ ઉપાયે મુગલ સૈન્યમાં પ્રવેશ કરીને યુદ્ધમાં ઝુંઝવાનો જ આપનો મનોભાવ છે! પરંતુ આ પાતક કાંઈ જાણી જોઇને આપે કર્યું નથી. ચાલો, આપણ બન્ને જઇને બાદશાહ સલામતનાં ચરણોમાં મસ્તક નમાવીએ અને ગુનાહની મોઆફી માગીએ. મને આશા છે કે, રહમદિલ બાદશાહ ઔરંગઝેબ અવશ્ય આપણને ક્ષમા આપશે જ!"

"એમ થવું સર્વથા અશક્ય છે! જન્નતઆરા શાહી ખાન્દાનમાં જન્મીને હું એવી હીનતાને કદાપિ સ્વીકારવાનો નથી!"

"અને યુદ્ધમાં જો તમારાપર કાંઈ સંકટ આવશે, તો?"

"જન્નતઆરા, તું મરણથી ડરે છે? વીર પુરુષો મૃત્યુથી કદાપિ ભયભીત થતા નથી! યુદ્ધમાં મરણ આવશે, તો મને સ્વર્ગની પ્રાપ્તિ થશે."

જન્નતઆરાએ અશ્રુપૂર્ણ નયનોથી કહ્યું;–"પ્રાણેશ્વર, આપને મેં કદાપિ કોઈ પણ પ્રકારની પ્રાર્થના કરી નથી; પણ આજે મારે આપ પાસેથી એક ભિક્ષા માગવાની છે અને તે આપ આપશો જ એવી

તેણે જન્નતઆરાના મુખથી સાંભળ્યો હતો. એટલે તેથી કુમારનો નિશ્ચય થઇ ગયો કે, 'પાપાત્મા બખ્તિયાર જ આ સર્વ અનર્થોનો ઉત્પાદક હતો!'

'અત્યારસુધી હું મારા પિતાના સ્નેહપૂર્ણ-પ્રેમમય હૃદયસામ્રાજ્યનો સમ્રાટ્ હતો, પણ હવે તે પ્રદેશમાંથી મને દેશનિકાલ કરવામાં આવ્યો છે; એટલે હવે તે મમતાપૂર્ણ હૃદયમાં મને તિલમાત્ર પણ સ્થાન મળી શકવાનું નથી', એ મહમ્મદ કયારનોય જાણી ગયો હતો. ઔરંગઝેબના સ્વભાવને તે સારી રીતે ઓળખતો હતો. દૈવબળથી એવા કેટલાક બનાવો બની ગયા કે, જેથી મહમ્મદને પિતાના સંકટસમયમાં પિતાનો ત્યાગ કરવો પડ્યો. ઔરંગઝેબની આશા, વિશ્વાસ અને આધારસ્તંભ જે કાંઈ કહો તે સર્વ એક મહમ્મદ જ હતો. પારકાના હાથે પણ બહુધા જે કૃત્ય થવું અશક્ય હતું, તે કૃત્ય-સ્વકીયોને વિઘાતક થનારું કૃત્ય-ઘટના-સ્રોતથી મહમ્મદના હાથે થઈ ગયું હતુ. પિતાની દૃષ્ટિથી તે રાજદ્રોહી, પિતૃદ્રોહી, કર્તવ્યહીન અને અત્યંત તિરસ્કરણીય સિદ્ધ થઈ ચૂકયો હતો; અને પોતાની દૃષ્ટિથી પણ તે તેવો નહોતો કે શું?

કુમાર મહમ્મદ કિંકર્તવ્યવિમૂઢ બની ગયો. ઘણીકવાર સુધી ભિન્ન ભિન્ન વિકારો અને વિચારોનું તેની મનોરૂપ રણભૂમિમાં તુમુલ યુદ્ધ ચાલતું રહ્યું. અંતે ગમે તેમ થાય, તોપણ એ અજ્ઞાનથી થએલા મહાપાતકનું પ્રાયશ્ચિત્ત લેવું જ જોઇએ, એવો તેણે દૃઢ નિશ્ચય કર્યો. 'એ મહાપાપનું પ્રાયશ્ચિત્ત બે પ્રકારે લઈ શકાય એમ છે' એમ તેને ભાસ્યું. એક તો, છદ્મવેશથી મુગલ સૈન્યમાં પ્રવેશ કરીને પિતાને સાહાય્ય આપવું; અથવા તો મૃત્યુવડે પોતાના પાપનું ક્ષાલન કરી નાખવું, એ વિના ત્રીજો ઉપાય જ નહોતો. કદાચિત્ પ્રથમ ઉપાય નિષ્ફળ થાય, તો બીજો ઉપાય તો જ્યારે ઇચ્છા હોય ત્યારે સુસાધ્ય જ છે, એવો પણ તેના મનમાં ભાવ પ્રકટ્યો. એવી રીતે પ્રાયશ્ચિત્ત લેવાનો દૃઢ સંકલ્પ કરીને કુમાર એ વિશે જન્નતઆરાના અભિપ્રાયને જાણવા-માટે તેની પાસે આવ્યો.

પ્રિયકરના મુખમંડળમાંની ખિન્નતાની છટાને જોઇને પતિપ્રેમથી મુગ્ધ થએલી જન્નતઆરા તત્કાળ સમજી ગઈ કે, 'આજનો રંગ કાંઈ ઠીક દેખાતો નથી.' કુમારે આર્દ્ર સ્વરથી આવાહન કર્યું;-"જન્નતઆરા!"

જન્નતઆરાએ દોડી જઈ પોતાના પ્રિયકરને આલિંગન આપીને કરુણાપૂર્ણ વાણીથી પૂછ્યું કે;-"કેમ, આજે રંગ બદલાયલો કેમ દેખાય છે વારુ?"

"જન્નતઆરા, તને એક અન્ય સુરક્ષિત સ્થળમાં રાખીને એક

## ત્રયોદશ પરિચ્છેદ

### પાપનું પ્રાયશ્ચિત્ત!

અસ્તાચલમાં જતા સૂર્યનારાયણની રક્તોજ્જ્વલ કિરણરેખાઓને સુનીલ આકાશમંડળના વિસ્તીર્ણ રાજ્યપ્રદેશમાંથી ધીમે ધીમે હાંકી કાઢીને અંધકાર મહારાજે ત્યાં પોતાના સિંહાસનની સ્થાપના કરીને પોતાની સત્તાને દૃઢ કરવાનો યત્ન આરંભ્યો હતો. જેવા રાજા તેવા જ તેના અધિકારીઓ! અંધકાર મહારાજના સિંહાસનની આસપાસ અતિશય કૃષ્ણવર્ણ મેઘો પ્રલયકાળની કૃષ્ણ છાયાને ધારણ કરીને અંધકાર ભૂપાલના અધિકારી બની બેઠા હતા! અને કૃષ્ણતા વિશે તેમનામાં પરસ્પર સ્પર્ધા ચાલતી હતી! આકાશમાં ચંદ્રનો અભાવ હોવાથી નક્ષત્રોના આનંદને કોણ જુએ વારુ? તેમની રૂપજ્યોતિની શોભાથી કોનું ચિત્ત પ્રફુલ્લિત થાય? તે કૃષ્ણવર્ણ મેઘોથી ભરેલા આકાશતળે પ્રકૃતિના શ્યામલ દેહપર થઇને સાયંકાલીન પ્રબળ વાયુ સૂં સૂં શબ્દ કરતો બળપૂર્વક વહન કરતો હતો. સૃષ્ટિમાં જો કૃષ્ણવર્ણનો અભાવ હોત, તો સુંદર વસ્તુઓના રૂપનું ગૌરવ કેવી રીતે થાત વારુ? એ તત્ત્વને સિદ્ધ કરવામાટે જ રાણી સૌદામિની નીલાકાશમાંના કૃષ્ણ મેઘોપર પ્રફુલ્લ મુખથી પોતાની ઉજ્જ્વલ રૂપજ્યોતિને ચમકાવતી હતી! તે રૂપજ્યોતિના ચમકાટથી આકાશ અને પ્રકૃતિ સ્તંભિત થઈ ગયાં હતાં, અને તે કૃષ્ણ મેઘમંડળ પણ સ્તંભિત થએલું દેખાતું હતું.

નીચે મહાસ્મશાન! ઘટનાસ્રોતની શી વિચિત્ર ગતિ! અલ્પ કાળ પૂર્વે જે રણક્ષેત્ર વીરમંડળવડે સજીવ દેખાતું હતું, તેનું જ હવે નિર્જીવ સ્મશાનના સ્વરૂપમાં પરિવર્તન થઈ ગયું હતું! આજે પ્રભાતમાં જ્યાં જીવન હતું, ત્યાં જ સાયંકાળે ભયંકર મૃત્યુ મહારાજનું સામ્રાજ્ય વિસ્તરેલું હતું! ઉષઃકાળમાં જ્યાં સુંદર પ્રકાશ હતો, ત્યાં જ પ્રદોષકાળમાં ઘોર અંધકારે નિવાસ કર્યો હતો! તલ્વારોનો ખણખણાટ; ભાલા અને બર્છી ઇત્યાદિ શસ્ત્રોના આઘાતપ્રત્યાઘાતોનો પ્રચંડ ધ્વનિ, વીર પુરુષોનો ભીમ હુંકાર, અશ્વોના કર્કશ હણહણાટ અને કામદારોનો કોલાહલ ઇત્યાદિ ભિન્ન ભિન્ન પ્રકારના શબ્દોવડે જે સમરભૂમિ દિવસે ગર્જના કરી રહી હતી, તે જ સમરભૂમિ સંધ્યાસમયે સર્વથા શબ્દશૂન્ય થઈ ગઈ! જાણે પ્રલયકાળ પછીની શાંતિ આજે મૂર્ત્ત સ્વરૂપે અવતીર્ણ થઈ હોયની! તેવો જ ભાસ થવા લાગ્યો. ચૈતન્યનો લોપ અને જડભાવનો ઉદય થયો હતો!

શબની ઉપર શબ, મૃત અશ્વપર અશ્વ, પાયદલમાંના સૈનિકપર ઘોડેસ્વાર સૈનિકનું શબ અને ઘોડેસ્વારપર સાધારણ સૈનિકનો મૃતદેહ!

મને દઢ આશા છે. મારી આપનાં ચરણોમાં માત્ર એટલી જ વિનતિ છે કે–"

"શી વિનતિ છે, હૃદયેશ્વરી ?"

"એ જ કે, આ દાસીને પણ સાથે લેતા જાઓ. આપના સુખ અને દુઃખમાં સમાન ભાગ લેવાનો મારો પૂર્ણ અધિકાર છે ! જો રણ-ક્ષેત્રમાં આપનો વિજય થશે, તો આપની સાથે હું પણ વિજયશ્રીનો આનંદ ભોગવીશ ! અને જો દુર્દૈવના યોગે આપનો પરિપાત થશે, તો હું પણ ત્યાં જ પડીશ–આપના શરીરમાં જખમ લાગશે, તો આપના દેહને આ હૃદયપર ધારણ કરીને આપની સેવા કરીશ. શત્રુના શસ્ત્રથી વિદ્ધ થઇને આપના હૃદયપર મસ્તક રાખી પ્રાણ ત્યાગવાનું મારા ભાગ્યમાં લખાયલું હશે, તો તો પછી મારા જેવી ભાગ્યશાલિની હું પોતે જ, હૃદયેશ્વર ! આપના વિરહને ભોગવવામાટે આ જન્નતઆરા જીવી શકે તેમ નથી. આપ વિના મને બીજી કોઈ પણ વસ્તુ જોઇતી નથી. હું મરણથી ડરતી નથી. નાથ, ગમે તેમ કરો, પણ મને સાથે લેતા જાઓ. આ દીન અબળાની નમ્ર પ્રાર્થનાનો અનાદર કે અસ્વીકાર ન કરશો !"

જન્નતઆરાના મનનું સમાધાન કરવાનો મહમ્મદે બહુ જ પ્રયત્ન કર્યો; પરંતુ તે એકની બે ન થઈ. અંતે તે સુંદરી પુરુષવેશ ધારણ કરીને તરુણ સૈનિકના સ્વરૂપમાં ફેરવાઈ ગઈ. તીક્ષ્ણ તલ્વાર અને લંબો ભાલો લઇને બન્નેએ મુગલ શિબિરના માર્ગમાં સંચાર કર્યો. તે ગંભીર નિશીથકાળમાં આસપાસના સર્વ પ્રદેશને સંગીતલહરીવડે ભરી નાખીને કોઈ ગાતું હતું—

"અય બાદ, તૂહી જાકે જરા શોખસે કહના;
મરતા હય કોઈ ચ્હાં પસેદીવાર ખબર લે!"

પ્રસ્તુતનો કાળ તે ઔરંગજેબનો મહાકટાકટીનો કાળ હતો. એ સમયે તેને સૈન્યની ઘણી જ આવશ્યકતા હતી. બની શકે ત્યાંથી પોતાના સૈન્યમાં સૈનિકોની ભરતી કરવાના કાર્યમાં તે નિમગ્ન થઈ ગયો હતો. વૃદ્ધ આસિફખાન, એ યુદ્ધમાં સેનાપતિના પદપર નિયુક્ત થયો હતો. અર્થાત્ એ છદ્મવેષી પ્રણયિયુગ્મને મુગલ સૈન્યમાં પ્રવેશ કરતાં જરા પણ અડચણ પડી નહિ–તેમનો કાર્યભાગ સહજ સિદ્ધ થઈ ગયો.



## ત્રયોદશ પરિચ્છેદ

### પાપનું પ્રાયશ્ચિત્ત!

અસ્તાચલમાં જતા સૂર્યનારાયણની રક્તોજ્જ્વલ કિરણરેખાઓને સુનીલ આકાશમંડળના વિસ્તીર્ણ રાજ્યપ્રદેશમાંથી ધીમે ધીમે હાંકી કાઢીને અંધકાર મહારાજે ત્યાં પોતાના સિંહાસનની સ્થાપના કરીને પોતાની સત્તાને દૃઢ કરવાનો યત્ન આરંભ્યો હતો. જેવો રાજા તેવા જ તેના અધિકારીઓ! અંધકાર મહારાજના સિંહાસનની આસપાસ અતિશય કૃષ્ણવર્ણ મેઘો પ્રલયકાળની કૃષ્ણ છાયાને ધારણ કરીને અંધકાર ભૂપાલના અધિકારી બની બેઠા હતા! અને કૃષ્ણતા વિશે તેમનામાં પરસ્પર સ્પર્ધા ચાલતી હતી! આકાશમાં ચંદ્રનો અભાવ હોવાથી નક્ષત્રોના આનંદને કોણ જુએ વારુ? તેમની રૂપજ્યોતિની શોભાથી કોનું ચિત્ત પ્રફુલ્લિત થાય? તે કૃષ્ણવર્ણ મેઘોથી ભરેલા આકાશતળે પ્રકૃતિના શ્યામલ દેહપર થઈને સાયંકાલીન પ્રબળ વાયુ સૂં સૂં શબ્દ કરતો બળપૂર્વક વહન કરતો હતો. સૃષ્ટિમાં જો કૃષ્ણવર્ણનો અભાવ હોત, તો સુંદર વસ્તુઓના રૂપનું ગૌરવ કેવી રીતે થાત વારુ? એ તત્ત્વને સિદ્ધ કરવામાટે જ રાણી સૌદામિની નીલાકાશમાંના કૃષ્ણ મેઘોપર પ્રફુલ્લ મુખથી પોતાની ઉજ્જ્વલ રૂપજ્યોતિને ચમકાવતી હતી! તે રૂપજ્યોતિના ચમકારથી આકાશ અને પ્રકૃતિ સ્તંભિત થઈ ગયાં હતાં, અને તે કૃષ્ણ મેઘમંડળ પણ સ્તંભિત થએલું દેખાતું હતું.

નીચે મહાસ્મશાન! ઘટનાસ્રોતની શી વિચિત્ર ગતિ! અલ્પ કાળ પૂર્વે જે રણક્ષેત્ર વીરમંડળવડે સજીવ દેખાતું હતું, તેનું જ હવે નિર્જીવ સ્મશાનના સ્વરૂપમાં પરિવર્તન થઈ ગયું હતું! આજે પ્રભાતમાં જ્યાં જીવન હતું, ત્યાં જ સાયંકાળે ભયંકર મૃત્યુ મહારાજનું સામ્રાજ્ય વિસ્તરેલું હતું! ઉષઃકાળમાં જ્યાં સુંદર પ્રકાશ હતો, ત્યાં જ પ્રદોષકાળમાં ઘોર અંધકારે નિવાસ કર્યો હતો! તલ્વારોનો ખણખણાટ; ભાલા અને બર્છી ઇત્યાદિ શસ્ત્રોના આઘાતપ્રત્યાઘાતોનો પ્રચંડ ધ્વનિ, વીર પુરુષોનો ભીમ હુંકાર, અશ્વોના કર્કશ હણહણાટ અને કામદારોનો કોલાહલ ઇત્યાદિ ભિન્ન ભિન્ન પ્રકારના શબ્દોવડે જે સમરભૂમિ દિવસે ગર્જના કરી રહી હતી, તે જ સમરભૂમિ સંધ્યાસમયે સર્વથા શબ્દશૂન્ય થઈ ગઈ! જાણે પ્રલયકાળ પછીની શાંતિ આજે મૂર્ત્ત સ્વરૂપે અવતીર્ણ થઈ હોયની! તેવો જ ભાસ થવા લાગ્યો. ચૈતન્યનો લોપ અને જડભાવનો ઉદય થયો હતો!

શબની ઉપર શબ, મૃત અશ્વપર અશ્વ, પાયદલમાંના સૈનિકપર ઘોડેસ્વાર સૈનિકનું શબ અને ઘોડેસ્વારપર સાધારણ સૈનિકનો મૃતદેહ"

જીવનકાળમાં જેઓ એક બીજાના કટ્ટા શત્રુ હતા—એક બીજાના મરણ માટે ટાંપી બેઠા હતા, તેમના દેહો મરણ પછી એક બીજાને મિત્રભાવથી દઢાલિંગન આપતા હતા! પઠાણના શરીરપર મુગલ અને મુગલના શરીરપર પઠાણ શત્રુભાવને ભૂલીને આનંદમયી નિદ્રાનો આસ્વાદ લેતા હતા! ને તેથી જાણે તેઓ જન્મથી જ એક બીજાના પરમ મિત્ર હોયની! એવો જ સાક્ષાત્કાર થતો હતો. હાય! તેમના તે અહંકાર, ગર્વ, દર્પ, મદ અને દંભ આદિ ક્યાં ગયા? મનુષ્યના અભિમાન અને આત્મવિગ્રહ આદિ સર્વ કેવળ પોલ સમાન વ્યર્થ છે! ભીષણ મૃત્યુના પ્રતાપ સમક્ષ દુર્બલ મનુષ્યનું તો શું, પણ પ્રબળ દેવદાનવાદિકનું પણ કાંઈ સામર્થ્ય ચાલી શકતું નથી!

તે યુદ્ધક્ષેત્રમાં રક્તની નદીઓ વહેતી હતી. તલ્વારોનું આસ્ફાલન, ઉભય પક્ષના વીરોના અશ્વોનો ઉન્માદ અને ચાંચલ્યભાવ તેમ જ તેમનો તે દર્પપૂર્ણ પદનિક્ષેપ, સૈનિકોની ભીષણ રણગર્જનાઓનો કોલાહલ તથા રણવાદ્યધ્વનિ આદિ સર્વનો લોપ થતાં રણાંગણ હવે મહા સ્મશાન બની ગયું હતું! એ ભયંકર આદર્શને જોઇને પ્રકૃતિદેવીનું હૃદય કદાચિત્ કંપી જશે, એવી શંકાથી અંધકારે પોતાના કૃષ્ણ પટને વિસ્તારીને તેને પૂર્ણ ઢાંકી દીધી હતી! પરંતુ સજ્જનોનાં સત્કૃત્યોમાં વિઘ્ન લાવનારા દુષ્ટ જનો તો સર્વત્ર પ્રસરેલા હોય છે! દુષ્ટ ચપલા–વિદ્યુત્–પોતાના રૂપનો આડંબર બતાવવામાટે તે ભીષણ આદર્શપર અંધકારે નાખેલા પડદાને વારંવાર દૂર ખસેડીને પ્રકૃતિદેવીને ભયભીત કર્યાં કરતી હતી!

અખ્તિયારપુરના વિસ્તીર્ણ રણક્ષેત્રમાં પુનઃ એકવાર ઔરંગઝેબ સાથે નજફઅલીની શક્તિની પરીક્ષા થઈ. સુલ્તાન દારાએ મોકલેલા સૈન્યની કુમક મળવાથી હતાશ બનેલા નજફઅલીને સ્વર્ગ પોતાના હસ્તમાં આવ્યાનો ભાસ થવા લાગ્યો. ભાવિ જયાશાના વારુણીમદથી તે પોતાના દેહભાનને પણ ભૂલી ગયો. આ મહાસ્મશાન અને આ ભયંકર દશ્ય, તે તેના એ મહામદનું જ દુષ્પરિણામ!

તે ગંભીર નિશાકાળે, હાથમાં પ્રજ્વલિત મશાલો લઇને એક સ્ત્રી અને એક પુરુષ સ્મશાનભૂમિમાં સર્વત્ર ભ્રમણ કરતાં હતાં. પ્રત્યેક શબપર પોતાની મશાલનો પ્રકાશ પાડીને તેના મુખનું તેઓ સૂક્ષ્મ અવલોકન કરતાં હતાં. ઘણીકવાર સુધી તેમનો એ શોધવ્યવસાય ચાલતો રહ્યો, પરંતુ જેને તેઓ શોધતાં હતાં, તે વ્યક્તિ ક્યાંય તેમના જોવામાં ન આવી! એ સ્ત્રીપુરુષના સ્થાને જો અન્ય કોઈ હોત, તો કંટાળીને એ નિષ્ફળ પ્રયત્નનો તેમણે ક્યારનોય ત્યાગ કરી દીધો હોત; પણ એ ઉભ-

યનાં હૃદયને નિરાશાનો સ્પર્શ માત્ર પણ ન થયો-આશા અને ઉત્સાહથી એ વિસ્તીર્ણ રણક્ષેત્રના બીજા ભાગમાં તેમણે પોતાના ઉદ્યોગનો નવેસરથી આરંભ કર્યો.

તે સ્ત્રી અને પુરુષના ત્યાંથી ચાલ્યા ગયા પછી થોડીવારે ત્યાં એક અન્ય વ્યક્તિ આવી અને તે સ્ત્રી હતી. તેણે પોતાના કેશકલાપને પૃષ્ઠભાગે છૂટો લટકતો છોડી દીધો હતો અને તેની દૃષ્ટિ અતિશય ઉદાસીન દેખાતી હતી. તેના હાથમાં પણ એક બળતી મશાલ હતી અને તેના પ્રકાશમાં તેના અતુલનીય સૌન્દર્યનો સાક્ષાત્કાર થઈ શકતો હતો; તે જ પ્રમાણે તેની ઉન્માદાવસ્થા પણ દૃગ્ગોચર થતી હતી. તે ઉન્માદિની એક સ્થળે સ્થિર થઇને ઊભી રહી અને પોતાની શૂન્ય દૃષ્ટિને દૂર દોડાવી વ્યાકુલ કંઠથી કહેવા લાગી કે;-"હાય! પ્રાણનાથ, જીવનકાળમાં આ અભાગિનીને આપની પ્રાપ્તિ ન થઈ! આપના મરણની અત્યંત અશુભ વાર્તા સાંભળવાથી આપના અંતિમ દર્શનનો લાભ લેવામાટે જ હું અહીં આવી છું!"

તે તરુણીનો કોમળ કંઠસ્વર, ત્યાં પાસે જ અર્ધમૃતાવસ્થામાં પડેલા એક સૈનિકનાં શ્રવણોમાં જઈ અથડાયો. તે ક્ષીણસ્વરથી બોલ્યો;-"તું કોણ છે? આટલી મોડી રાત્રે આવા દારુણ અંધકારમાં હાથમાં મશાલ લઇને તું અહીં શામાટે આવી છે? મારાપર એક ઉપકાર કર-ગમે તેમ કરીને મને થોડુંક પાણી લાવી આપ; કારણ કે, તૃષાથી મારા પ્રાણ અત્યંત જ વ્યાકુળ થઈ ગયા છે!"

તેની એ કરુણાપૂર્ણ પ્રાર્થનાથી કોઈ પાષાણહૃદય પણ પીગળી ગયું હોત, તો પછી તે તો એક કુસુમકોમળહૃદયા સ્ત્રી જ હતી! તે નિશાવિહારિણી તે મરણોન્મુખ સૈનિકની ઇચ્છાને પૂર્ણ કરવામાટે તૈયાર થઈ; પણ પાણી ક્યાંથી મળે?

તે મૃતપ્રાય સૈનિકે ક્ષીણ કંઠથી કહ્યું;-"કેમ શા વિચારમાં પડી ગયાં? પાણી વિના મારો જીવ જાય છે!"

"હતભાગી પુરુષ, પાણીના કેવળ એક ઘૂટડામાટે જ તારા પ્રાણ અટકી રહ્યા છે ને? અરેરે! દારુણ તૃષાથી તને અત્યારે કેવી વેદના થાય છે! હું સર્વ પ્રકારે તારી સેવા કરવા તૈયાર છું; પણ અહીં પાણી ક્યાં છે?" તે રમણીએ અનુકંપા દર્શાવી.

"પાણી ક્યાંથી મળી શકશે, એ હું તને બતાવું. કોઈ એક મૃત સૈનિકની કમ્મરે બાંધેલી મસકમાં તપાસ કર, એટલે થોડુંક પાણી જરૂર મળી આવશે. મારામાટે થોડોક પરિશ્રમ વેઠ."

તે દૃઢ હૃદયની સ્ત્રીને ભયનો સ્પર્શ માત્ર પણ થયો નહિ. તે સ્ત્રી પ્રત્યેક મૃત સૈનિકની કમરમાંની મસકમાં પાણી શોધવા લાગી. થોડીવારમાં જ પાણી મળ્યું અને તે લઇને તે, તે મરણોન્મુખ સૈનિક પાસે આવી. મશાલને દૂર રાખીને તે જળપાત્રને તેણે તેના મુખ પાસે ધર્યું.

મરણનદીના તીરે આવી પહોંચેલા સૈનિક તત્કાળ તે પાણી પી ગયો. પાણી પીવા પછી તેનામાં કાંઇક ઉત્તેજન આવ્યું. તે બોલ્યો;–

"તારા આ ઉપકારનો હું શો બદલો આપું? તું દેખાય છે તો સ્ત્રી, પણ આવી ભયંકર રાત્રિએ આ ભયંકર સ્મશાનમાં તું શામાટે આવી છે?"

સૈનિકના આ પ્રશ્નનું કાંઈ પણ ઉત્તર ન આપતાં તે તરુણી થોડી- વાર સ્તબ્ધ રહી; પરંતુ મનમાં કાંઇક વિચાર કરીને થોડીવાર પછી તે બોલી;–"મારો એક પુરુષમાં પ્રેમ બંધાયો હતો અને તે પુરુષ આ યુદ્ધમાં મરણ પામ્યો છે, એમ મારા સાંભળવામાં આવવાથી તેને શોધવા અને તેના અંતિમ દર્શનનો લાભ લેવાને અત્યારે હું અહીં આવી છું."

તે સૈનિકે હવે તે તરુણીના કંઠસ્વરને સારી રીતે ઓળખી લીધો. મનુષ્યનો સ્વભાવ કેવો કૃતઘ્ન! તે સૈનિક હવે ઘડી કે અડધી ઘડીનો જ મેહમાન હતો; તોપણ તેના હૃદયમાં દુષ્ટ પ્રતિહિંસાની બુદ્ધિનો ઉદય થયો! પરંતુ મનના ભાવને મનમાં જ રાખીને તેણે કહ્યું;–"સુંદરિ, મારી સ્થિતિ પણ તારી સ્થિતિ સાથે ઘણે અંશે મળતી આવે છે. તારી પેઠે જ મારો પણ એક સ્ત્રીમાં પ્રેમ બધાયો હતો, પરંતુ મને તેની પ્રાપ્તિ ન થઇ! હજી આ છેવટની ઘડી સુધી મને ઘણી આશા હતી કે, તે અહીં આવશે અને મને તેના દર્શનનો લાભ મળશે. તેનો પ્રેમ જેનામાં બંધાયો હતો, તે પુરુષ આ યુદ્ધમાં જ મરણ પામ્યો છે! તેને શોધવામાટે તે અવશ્ય અહીં આવશે, એવો મારો નિશ્ચય હતો; પણ તે અદ્યાપિ ન આવી–તું માત્ર આવી–"

સૈનિકનું એ ભાષણ સાંભળતાં જ તે સ્ત્રીની ચમત્કારિક સ્થિતિ થઈ ગઈ. તેણે પૂછ્યું;–"તમારો જે સ્ત્રીમાં પ્રેમ હતો, તેનું નામ શું વારુ?"

તેનું નામ સાંભળવાથી તને શો લાભ થવાનો હતો, "જહાનઆરા?" સનિકે કહ્યું.

"જહાનઆરા? મારા નામનો ઉચ્ચાર? આ સૈનિક મને ઓળખે છે કે શું? મને ઓળખનાર એ કોણ હશે વારુ?" જહાનઆરા આશ્ચર્યમગ્ન થઈ ગઈ. કેટલીકવાર પછી તે બોલી;–"પણ મને તે જણા- વવામાં શી હરકત છે? કારણ કે, હવે તમે તો થોડા વખતના જ મેહમાન છો."

"તેનું નામ જન્નતઆરા."

"જન્નતઆરા નામ સાંભળતાં જ જહાનઆરાના અંગપર રોમાંચ ખડાં થઈ ગયાં. હવે એ સૈનિકને તે બરાબર ઓળખી ચૂકી અને બોલી કે;–"ત્યારે તમે બખ્તિયારખાન કે?"

"હા, હું બખ્તિયારખાન પોતે!"

તે રમણીએ કાંઈ પણ ન બોલતાં એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો. થોડીવાર પછી તેણે બખ્તિયારને પૂછ્યું:–"બખ્તિયારખાન, આ યુદ્ધમાં કુમાર મહમ્મદ આવ્યા હતા કે નહિ? તમને તેમના વિશેની કાંઈ ખબર છે ખરી કે?"

"મહમ્મદ આ યુદ્ધમાં આવ્યો તો હતો, પણ છુપા વેશથી."

"કોની તરફથી?"

"તેના પિતાના તરફથી."

"વારુ પણ તેઓ છુપા વેશથી શામાટે આવ્યા હતા?"

"તેના વિદ્રોહના બદલામાં ઔરંગજેબ તેને ભયંકર શાસન કર્યા વિના કદાપિ જવા દેવાનો નથી, એવો તેનો નિશ્ચય થએલો હોવો જોઇએ. આવા યુદ્ધના કટોકટીના પ્રસંગે પોતાના કર્ત્તવ્યનો ત્યાગ કરનાર સૈનિકને–પછી તે પુત્ર હોય તો શું થઈ ગયું–ઔરંગજેબ જેવા દૃઢચિત્તના કરડા અધિકારીઓ કદાપિ ક્ષમા નથી આપતા!"

"ત્યારે શું, કુમાર યુદ્ધમાં મરણ પામ્યા?"

"તે હુ નિશ્ચયપૂર્વક કહી શકતો નથી. પણ જહાનઆરા, તેં પોતાના હાથમાંની મશાલને દૂર કેમ રાખી દીધી વારુ?"

"તમે તો હવે ઘડી અડધી ઘડીમાં મરી જશો; એટલે હવે તમારે પ્રકાશનું શું કામ છે?"

"હું રમણીરૂપના મોહમાં પડ્યો, તેથી જ આજે મારી આવી દુર્ગતિ થઈ છે! મૃત્યુ મારી વાટ જુએ છે! જહાનઆરા, આટ આટલા પ્રપંચો કરવા છતાં અંતે મારી આશા સફળ ન થઈ તે ન જ થઇ! મારા સદ્ભાગ્યના યોગે મરણસમયે તારા જેવી અતુલરૂપવતી સુંદરીના દર્શન અને ભાષણનો લાભ મળ્યો, એ પણ પરવરદિગારની મેહરબાની જ! જહાનઆરા, તારા હાથમાં મશાલ લઇને જરાક મારા સામી ઊભી રહે જોઇએ–તારા ભુવનમોહક સૌન્દર્યને જોતો જોતો હું મારા પ્રાણનું વિસર્જન કરીશ!"

"બખ્તિયાર, તું મહાપાપી ચાંડાલ છે! આ ક્ષણે પણ હજી તારા હૃદયમાં આવી પાપવાસનાનો નિવાસ છે ને? અરે, હવે તો એ દુષ્ટ વાસનાને ત્યાગી દે અને પરવરદિગારની બંદગી કર! તું હવે અર્ધઘટિકામાં જ આ જગતને ત્યાગી જઇશ!"

એના જવાબમાં બખ્તિયાર કાંઈ પણ ન બોલ્યો અને જહાનઆરા પણ સ્તબ્ધ રહી. કેટલીકવાર પછી શુષ્કકંઠથી બખ્તિયારે કહ્યું:–"જહાનઆરા, તૃષા–તૃષા! મારો કંઠ સૂકાય છે–પ્રાણ જાય છે–મને થોડુંક પાણી આપ!"

જહાનઆરા જળપાત્રને હાથમાં લઇને બખ્તિયાર પાસે ગઇ અને તેને પાણી પાવામાટે તેના મુખપર જરાક નમી. પાણીમાટે તડફડતા અને ક્ષણ પછી આ લોકને છોડી જનાર પ્રાણીની તૃષાને શાંત કરવા કરતાં વધારે આ જગત્‌માં બીજું પુણ્યકારક કૃત્ય કયું હોઈ શકે વારુ?

પણ આ શું? - સર્વનાશ! જહાનઆરાના હાથમાંનું જળપાત્ર તેના હાથમાં જ રહી ગયું! પોતાની અંતિમ સર્વ શક્તિઓને એક સ્થાનમાં એકત્ર કરીને એક ક્રૂર વ્યાઘ્ર પ્રમાણે બખ્તિયાર જમીનપરથી થોડોક ઊંચો થયો અને જહાનઆરાની છાતીમાં જોરથી પોતાની તલ્વારનો વાર કરી દીધો! થઈ ચૂક્યું! પૂર્ણ નાશ થયો! કોઈ એક છિન્ન વલ્લરી પ્રમાણે જહાનઆરા તે સ્મશાનક્ષેત્રમાં ધડાક દેતી કે પછડાઈ પડી! તેનું શરીર લોહી લુહાણ થઈ ગયું. તે પોકાર કરીને ઉચ્ચ સ્વરથી બોલી;–"નિરાધમ, રાક્ષસ, શયતાન, દુશ્મને ઇમાન, તેં આ શું કર્યું? મેં તારો એવો તે શો અપરાધ કર્યો હતો રે પાપિયા!"

બખ્તિયારે ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે વિકટ હાસ્ય કરીને કહ્યું કે:–"તેં મારો શો અપરાધ કર્યો હતો? તેં જ મારો સર્વનાશ કર્યો છે! જહાનઆરા, તું રાક્ષસી છે! તારી દુષ્ટ મંત્રણાના મોહમાં લુબ્ધ થવાથી જ મારી આજે આ દશા થએલી છે! મેં મનમાં એવો વિચાર કર્યો કે, હવે પરલોકના દૂરના પ્રવાસમાં જવાનું છે, એટલે જો સાથે કોઈ સારો સોબતી હોય તો સારું! ખરી વાત છે, મારે એકલાએ જ શામાટે જવું જોઇએ? તે શ્રેષ્ઠ સુંદરી જન્નતઆરાને અથવા તો તને પોતાની સહચરી કરીને આનંદથી એ લાંબા પ્રવાસમાં આગળ વધવું, એવો મારો મનોભાવ થયો હતો. આ યુદ્ધમાં મહમ્મદ પડ્યો, એવી અફવા જ્યાં ત્યાં દાવાનળ પ્રમાણે પ્રસરી ગઈ છે; એટલે મહમ્મદના મૃત દેહને શોધી કાઢવામાટે જન્નતઆરા આ રણક્ષેત્રમાં આવ્યાવિના કદાપિ રહેવાની નથી, એવો મારો દૃઢ નિશ્ચય હતો. પણ તે તો ન આવી–અને આવી લાગી તું!"

જહાનઆરાના હૃદયમાંથી અતિશય રક્તસ્રાવ થતો હતો. અત્યંત ગ્લાનિના યોગે તે નિશ્ચેષ્ટ થઈ ગઈ. તેનું મસ્તક ફરવા લાગ્યું. હવે તે આ મર્ત્યલોકને ત્યાગીને એક બીજા રાજ્યમાં જવાને તૈયાર થઈ. કોમળ વલ્લરીપર તીક્ષ્ણ કુઠારનો આઘાત થયા પછી તેનો નાશ થયા વિના રહે ખરો કે? અવશ્ય તેનો નાશ થવો જ જોઇએ.

જહાનઆરા ક્ષીણ સ્વરથી કહેવા લાગી;–"બખ્તિયાર, ઉપર એક ન્યાયાધીશ છે. પાપ પુણ્યનો ન્યાય તેની સભામાં જ અપાય છે. પ્રેમ રાખવામાં રમણી કાંઈ પાપ કરતી નથી! પ્રેમનો પ્રતાપ વ્યક્ત થાય, એટલામાટે જ પરવરદિગારે રમણીય સ્રીઓની ઉત્પત્તિ કરેલી છે. જો એકવાર મને તેમના દર્શનનો લાભ મળ્યો હોત, તો મેં હસતાં હસતાં આનંદથી આ તુચ્છ પ્રાણનું વિસર્જન કરી દીધું હોત! બખ્તિયાર, તારો પ્રેમ કામેચ્છાવડે દૂષિત થએલો હતો અને તેથી તેને પ્રેમ નહિ, રૂપોન્માદ જ કહી શકાય! નરરાક્ષસ, તારામાટે પરવરદિગારને એક નવીન નરક નિર્માણ કરવું પડશે! સાધારણ નરકમાં પણ તારા જેવા નરપિશાચને સ્થાન મળી શકે તેમ નથી!!"

બખ્તિયાર એના ઉત્તરમાં કાંઈ પણ બોલ્યો નહિ. તે ભીષણ સ્મશાનભૂમિમાં તે ચૈતન્યહીન થઇને પડ્યો હતો. જહાનઆરાનો શાપ તેના સાંભળવામાં ન આવ્યો.

સાધારણતઃ આપણે એમ સાંભળ્યા કરીએ છીએ કે, જો કોઇ પુણ્યશીલ પ્રાણી મરી જાય છે, તો તેને લેવામાટે સ્વર્ગમાંથી દેવદૂતો કિંવા અપ્સરાઓ આવે છે; અને જો કોઈ પાપાત્મા મરી જાય છે, તો તેમાંનું કોઈ પણ આવતું નથી. પરંતુ આ સ્થળે એ નિયમનો અતિક્રમ થએલો જોવામાં આવ્યો! તે મહાસ્મશાનમાં જે સ્થળે જહાનઆરા મૃત્યુની પ્રતીક્ષા કરતી પડી હતી, તે જ સ્થળે અતિશય રૂપવતી બે વ્યક્તિઓ આવીને ઊભી રહી.

તે બન્નેના હાથમાં પ્રજ્વલિત મશાલો હતી. તેમાંનો એક પુરુષ હતો અને બીજી પ્રમદા હતી. તેમના હાથોમાંની મશાલોના ચંચળ પ્રકાશમાં તેમના રૂપની શોભા બમણી થએલી દેખાતી હતી!

યુવતિ હસતી હસતી કહેવા લાગી;–"પ્રિયકર, હવે આ શોધવાના કાર્યની સમાપ્તિ કરો. વિના કારણ કેટલોક શ્રમ કરવો અને તે પણ શામાટે? શોધતાં શોધતાં આ સમસ્ત સ્મશાનભૂમિને પગતળેથી કાઢી નાખી, પણ વ્યર્થ. હવે તો ચાલો, અહીંથી ચાલતાં થઇએ!"

જન્નતઆરા, તારી એવી જ ઇચ્છા હોય તો ચાલો આપણે હવે અહીંથી ચાલ્યાં જઇએ."

તે પુરુષે તે સ્રીને આપેલું 'જન્નતઆરા' સંબોધન વસુંધરાનાવક્ષપર મરણની માર્ગપ્રતીક્ષા કરતી અને રક્તથી નખશિખાન્ત ન્હાયલી જહાનઆરાનાં શ્રવણોમાં ગયું! એ નામ સાંભળતાં જ જાણે તેના શરીરમાં વિદ્યુચ્છક્તિની પ્રેરણા થઈ હોયની, તેવી રીતે તે ઊઠીને બેસવાનો પ્રયત્ન કરવા લાગી; પરંતુ તેનો એ પ્રયત્ન સિદ્ધ ન થયો. જહાનઆરા

"આ રહસ્ય પ્રથમથી આપના જાણવામાં ન આવ્યું, તે જ સારું થયું; પ્રાણેશ્વર! સુખ મનુષ્યની ઈચ્છાની પૂર્ણતામાં નથી, કિંતુ કેવળ આશામાં જ સુખ સમાયલું હોય છે. જો મને આપની પ્રાપ્તિ થઈ હોત, તો મારી સર્વ ઈચ્છાઓ પૂર્ણ થઈ જાત; અને તેવી અવસ્થામાં જો મારું મરણ થાત, તો પરલોકમાં મારામાટે ચિંતનનો કોઈ વિષય જ ન રહેત. અત્યારે આપની આ ચિરસુંદરમૂર્ત્તિને હૃદયમાં દૃઢતાથી ધારણ કરીને હું પરલોકમાં પ્રયાણ કરી જાઉં છું!"

કુમાર મહમ્મદે જહાનઆરાના શરીરપર ધીમે ધીમે હાથ ફેરવીને કહ્યું;–"જહાનઆરા, હું તને ઘેર લઈ જાઉં છું અને ત્યાં તારી સારી શુશ્રૂષા કરીને તને બચાવવાનો અમે અમારાથી બનતો પ્રયત્ન કરીશું. અમારા પ્રયત્નને પરવરદિગાર અવશ્ય યશ આપશે જ!"

જહાનઆરાએ ક્ષીણ સ્વરથી કહ્યું;–"નહિ, સરતાજ, હવે આપના પ્રયત્નને યશ મળી શકે તેમ નથી. હું જીવી શકું, એ હવે શક્ય નથી. એક મહાપાપી ચાંડાલે મારા શરીરમાં શસ્ત્રનો મર્માંતક પ્રહાર કરેલો છે, અને તેના પરિણામથી મને બચાવવાનું કોઈનામાં પણ સામર્થ્ય નથી!"

"સ્ત્રીના શરીરપર પ્રહાર કરનારો એવો ક્રૂર પુરુષ તે કોણ છે?"

"પાપાત્મા બખ્તિયારખાન!"

"ક્યાં છે તે ચાંડાલ–પિશાચ?"

"આપની સ્હામે જ–મશાલ લઈને સારી રીતે જુઓ. તે ચાંડાલ પોતાનાં પાપોના પરિણામને ભોગવવામાટે થોડીવાર પહેલાં જ નરકમા રવાના થઈ ગયો છે! આપના હાથે શાસિત થવાની તેણે વાટ જોઈ નથી! આ જન્નતઆરાનો વધ કરીને પછી જ મરવું, એવી તે પીટ્યાએ પ્રતિજ્ઞા કરી હતી; પરંતુ–"

જન્નતઆરાએ મલિન મુખથી કહ્યું;–"ત્યારે બહેન, મારા મરણને

અદ્યાપિ સારી રીતે શુદ્ધિમાં હતી-'જેનામાટે મારા હૃદયમાના રક્તથી આ સ્મશાનભૂમિને હું સ્નાન કરાવુ છુ, તે અનત રૂપશેખર-પોતાના ભુવનમોહક સૌન્દર્યરાશિસહવર્ત્તમાન મારા નેત્રો સમક્ષ ઊભો છે' એમ જહાનઆરાના જોવામાં આવ્યુ તે મૂર્ત્તિને તેણે તત્કાળ ઓળખી લીધી બહુ અંશે નિર્વાપિત થએલો તેનો પ્રાણદીપ આ દર્શનતૈલથી સારો પ્રજ્વલિત થયો જહાનઆરા ક્ષીણ સ્વરથી બોલી,-"હૃદયેશ્વર, અંતે આપ અહીં પધાર્યા કે?"

ઘનાન્ધકારરાશિમાથી ઉત્પન્ન થએલો તે ક્ષીણ કરુણસ્વર તે પુરુષનાં કર્ણોમાં પહોંચી ગયો. હાથમાંની મશાનને વિશેષ પ્રજ્વલિત કરીને આગળ વધી તેણે જોયુ તો જહાનઆરા! શોણિતસ્રાવથી તેનું સમગ્ર શરીર રક્તવર્ણ થઈ ગયુ હતું! મશાનના ઉજ્જ્વલ પ્રકાશમા તે પુરુષને એમ પણ દેખાઈ આવ્યુ કે, જહાનઆરાના મરણકાળે તેના મલિન મુખમડળમા વિમલ હાસ્ય ક્રીડા કરી રહ્યુ હતું! તે પુરુષે શોકસ્વરથી પોકાર કરીને કહ્યુ કે,-"જહાનઆરા, જહાનઆરા, આ તારી શી અવસ્થા? તુ અહીં કેમ આવી?'

"આપના દર્શનનો લાભ લેવામાટે, મારા પ્રાણેશ! આપના અંતિમ દર્શનનો લાભ લઇને આ જન્મની અંતિમ આશાને પૂર્ણ કરી, આપના મસ્તકને ખોળામાં લઇને આપના મનોહર રૂપને છેવટની ઘડીએ જોઇને નેત્રોનું સાર્થક્ય કરવુ એ ઉદ્દેશ અને એ ભાવથી જ હું અહીં આવી હતી આપ છુપા વેશે યુદ્ધમા આવ્યા છો, એમ મેં સાંભળ્યું હતુ આ પાપિની જહાનઆરાની દુષ્ટ મનણાના કારણથી જ આપ પિતૃદ્રોહી થયા, એટલે એ પાપનું પ્રાયશ્ચિત્ત કરી આત્મવિસર્જન કરવામાટે જ આપ રણક્ષેત્રમાં પધાર્યા હશો, એ રહસ્યને અનુમાનથી હુ તત્કાળ જાણી ગઈ. ત્યારપછી સત્વર જ પોતાના ઉદ્દેશ પ્રમાણે સમરભૂમિમાં આપે આત્મવિસર્જન કર્યું, એવા દારુણ સમાચાર મારા સાંભળવામા આવ્યા-એ સમાચારમા વિશ્વાસ રાખીને આપના મૃતદેહના અંતિમ દર્શનનો અન્નય લાભ મેળવીને પછી જ પ્રાણ ત્યાગવા, એવા ઉદ્દેશથી હું અહીં આવી હતી, પણ મારાં મહદ્ભાગ્ય કે, આપના જીવિત શરીરના દર્શનનો જ મને લાભ મળી ગયો હૃદયેશ્વર, હું મહા પુણ્યવતી છુ! હવે મારા માટે સ્વર્ગના દ્વાર મુક્ત છે!"

જહાનઆરાનું આ કરુણોત્પાદક ભાષણ સાભળીને મહમ્મદનું હૃદય અતિશય વ્યાકુળ થઈ ગયું તેના નેત્રોમાંથી અશ્રુધારા વહેવા માંડી. તેણે રુદ્ધ કંઠથી કહ્યુ કે,-"જહાનઆરા, મારામા તારો આટલો બધો પ્રેમ હતો કે? જો આ રહસ્ય પ્રથમથી જ મારા જાણવામા આવ્યુ હોત, તો—"

"આ રહસ્ય પ્રથમથી આપના જાણવામાં ન આવ્યું, તે જ સારું થયું; પ્રાણેશ્વર! સુખ મનુષ્યની ઇચ્છાની પૂર્ણતામાં નથી, કિંતુ કેવળ આશામાં જ સુખ સમાયલું હોય છે. જો મને આપની પ્રાપ્તિ થઈ હોત, તો મારી સર્વ ઇચ્છાઓ પૂર્ણ થઈ જાત; અને તેવી અવસ્થામાં જો મારું મરણ થાત, તો પરલોકમાં મારામાટે ચિંતનનો કોઈ વિષય જ ન રહેત. અત્યારે આપની આ ચિરસુન્દરમૂર્ત્તિને હૃદયમાં દૃઢતાથી ધારણ કરીને હું પરલોકમાં પ્રયાણ કરી જાઉં છું!"

કુમાર મહમ્મદે જહાનઆરાના શરીરપર ધીમે ધીમે હાથ ફેરવીને કહ્યું;–"જહાનઆરા, હું તને ઘેર લઈ જાઉં છું અને ત્યાં તારી સારી શુશ્રૂષા કરીને તને બચાવવાનો અમે અમારાથી બનતો પ્રયત્ન કરીશું. અમારા પ્રયત્નને પરવરદિગાર અવશ્ય યશ આપશે જ!"

જહાનઆરાએ ક્ષીણ સ્વરથી કહ્યું,–"નહિ, સરતાજે, હવે આપના પ્રયત્નને યશ મળી શકે તેમ નથી. હું જીવી શકું, એ હવે શકય નથી. એક મહાપાપી ચાંડાલે મારા શરીરમાં શસ્ત્રનો મર્માંતક પ્રહાર કરેલો છે, અને તેના પરિણામથી મને બચાવવાનું કોઈનામા પણ સામર્થ્ય નથી!"

"સ્ત્રીના શરીરપર પ્રહાર કરનારો એવો ક્રૂર પુરુષ તે કોણ છે?"

"પાપાત્મા બખ્તિયારખાન!"

"કયાં છે તે ચાંડાલ–પિશાચ?"

"આપની સ્હામે જ–મશાલ લઇને સારી રીતે જુઓ. તે ચાંડાલ પોતાનાં પાપોના પરિણામને ભોગવવામાટે થોડીવાર પહેલાં જ નરકમા રવાના થઈ ગયો છે! આપના હાથે શાસિત થવાની તેણે વાટ જોઈ નથી! આ જન્નતઆરાનો વધ કરીને પછી જ મરવું, એવી તે પીશાચે પ્રતિજ્ઞા કરી હતી; પરંતુ—"

જન્નતઆરાએ મલિન મુખથી કહ્યું;–"ત્યારે બહેન, મારા મરણને તેં જ પોતાના શિરપર ખેંચી લઈને મારા પ્રાણ બચાવ્યા છે કે? મને તો એમ જ દેખાય છે. જહાનઆરા, તેં પ્રથમથી જ આ બધો ભેદ મન મુક્ત કરીને મને કેમ ન જણાવ્યો વારુ? આપણા પ્રાણનાથને વરીને આપણ બન્ને સુખી થયાં હોત!"

જહાનઆરાની સર્વશક્તિઓ હવે ક્ષીણ થતી જતી હતી. તે ક્ષીણ સ્વરથી બોલી;–"બહેન, મને ક્ષમા કર! તારાં અને કુમારનાં આ સર્વ સંકટોનું મૂળ કારણ હું જ છું. બખ્તિયારને તેના પાપકર્મમાં મેં જ સાહાય્ય આપ્યું હતું. હાય, આ બધાં કર્મોના પરિણામને હું પ્રથમથી જ જાણી શકી હોત, તો આજે આ દિવસ કદાપિ ન આવત!"

તે ભીષણ સ્મશાનભૂમિમાં સુંદરીશ્રેષ્ઠ જન્નતઆરા જહાનઆરાના સુંદર દેહને પોતાના ખોળામાં લઇને બેઠી. એ આદર્શને જોઇને કોઇને

પણ એવો ભાસ થયો હોત કે, તે સ્મશાનક્ષેત્રમાં સાક્ષાત્ દયા આવીને વિરાજેલી હતી–અપ્સરા આવીને એક અનાથ અને મુમૂર્ષુ પ્રાણીની સેવા કરતી હતી–બિહિસ્તમાંની હૂર આવીને એક ભીતિવ્યાકુલ પ્રાણીના મનનું સાંત્વન કરતી હતી! અને એ ગંભીર આદર્શના યોગે તે ઉદાસીન તથા ભયાનક સ્મશાનમાં જાણે સ્વર્ગમાંના દિવ્ય પ્રકાશનો વિસ્તાર થએલો હતો!

જહાનઆરાએ કાતર સ્વરથી કહ્યું;–"હૃદયેશ્વર, મારી આ જન્મની ઈચ્છાને હવે પૂર્ણ કરી લેવા દ્યો. આવો, આમ એકદમ મારી પાસે આવીને ઊભા રહો. મૃત્યુના ચિરાંધકારમાં પ્રવેશ કરવા પૂર્વે આપના હસ્તમાંના પ્રકાશથી આપના આ ભુવનનિધાન સુંદર સ્વરૂપને જોતી જોતી અને હસતી હસતી હું મારા પ્રાણને ત્યાગું છું! હું અત્યંત પાપિની છું–આ હતભાગિની ખરેખર આપની પર્યંકભાગિની થવાને યોગ્ય નહોતી અને તેથી મને આપની પ્રાપ્તિ ન થઈ શકી! હવે મરતી વેળાએ એ અનંત આશાને હું મારી સાથે લઈ જાઉં છું. આપણા ધર્મશાસ્ત્રમાં તો પુનર્જન્મ નથી, પરંતુ જો પુનર્જન્મ હોય, અને પુનઃ મને જો સ્ત્રીનો અવતાર જ મળવાનો હોય, તો પરવરદિગાર, મને આપનાં ચરણોની સેવાનો જ લાભ આપે, એ જ મારી અંતિમ મનઃકામના છે! હાય, તૃષા! ભયંકર તૂફાન! હવે હું બોલી શકતી નથી–મારો કંઠ સૂકાય છે–પાણી–પાણી–આપો–ના–થ!"

જહાનઆરાના એ જ અંતિમ શબ્દો! ક્ષણાર્ધમાં જ તેની પ્રાણજ્યોતિ બુઝાઈ ગઈ. મૃત્યુલોકને છેવટના પ્રણામ કરીને જહાનઆરા સદાને માટે ચાલી ગઈ. જે જન્નતઆરાના સર્વનાશમાટે તેણે આટઆટલા પ્રયત્ન કર્યાં હતા, તે જન્નતઆરાના ખોળામાં જ તેનું પ્રાણોત્ક્રમણ થયું! ઈશ્વરીય યોગાયોગની કેવી વિલક્ષણતા! ઈશ્વરની લીલાની અગમ્યતાને ક્ષુદ્ર માનવી કદાપિ જાણી શકે તેમ નથી."

તે રાત્રિનો અંતિમ પ્રહર હતો. કુમાર મહમ્મદ અને જન્નતઆરા જહાનઆરાના શબને ત્યાં જ દફનાવીને ખિન્ન મનથી ગૃહપ્રતિ રવાના થયાં. જહાનઆરાની કબ્રપર તે બન્નેના કોમળ નેત્રપલ્લવમાંના મુક્તાબિન્દુ પડવાથી કબ્ર સર્વથા ભીંજાઈ ગઈ હતી. ઉદારહૃદય પ્રણયિયુગ્મના પ્રેમાશ્રુએ જ જહાનઆરાને જન્નત–સ્વર્ગ–માંના ચિરશાંતિકુંજમાં પહોંચાડી દીધી.



## ચતુર્દશ પરિચ્છેદ
### વિષાદ-હર્ષ!

"બદ્બખ્ત-બેઅદબ, આ ઔરંગજેબ સમક્ષ ઊભો રહીને તું આ શબ્દો ઉચ્ચારે છે, એ તારા ધ્યાનમાં છે કે કેમ?"

"જહાંપનાહ, આ ગુલામપર ગુસ્સો ન કરવો જોઇએ. મારા મુખમાંથી શબ્દ નથી નીકળતો અને જીભ ત્યાંની ત્યાં જ અટકી જાય છે. જે કાંઈ મેં સાંભળ્યું છે, તે જ આપનાં ચરણોને કહી સંભળાવું છું."

"મારો પ્યારો નૂરેનજર ક્યાં છે?"

"શાહજાદા મહમ્મદ આ ફાની જહાનમાં નથી, આલમપનાહ!"

"શયતાન, આ સમાચાર તને કોણે આપ્યા?"

"અફસરજંગ આસિફખાંએ."

ઔરંગજેબે પ્રબળ શોકાવેગથી બન્ને હાથોવડે પોતાના મુખને ઢાંકી લીધું. કેટલીકવાર પછી એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને તેણે પોકાર કર્યો કે;–"અરે કોઈ છે કે?"

તે કઠોર સ્વરને સાંભળી એક ખ્વાજાસરા વિદ્યુદ્ગતિથી કંપતો કંપતો ઔરંગજેબ પાસે આવી મસ્તક નમાવીને ઊભો રહ્યો. ઔરંગજેબે તેનાપર તીક્ષ્ણ દૃષ્ટિપાત કરી કઠોર સ્વરથી પૂછ્યું કે;–"આસિફખાં ક્યાં છે?"

ખાજાસરા કોર્નિશ કરીને તરત ત્યાંથી ચાલ્યો ગયો.

અલ્પ સમયમાં જ આસિફખાં ઔરંગજેબ સમક્ષ હાથ જોડીને ઊભેલો દેખાયો. તેને જોતાં જ ઔરંગજેબે સવાલ કર્યો કે;–"આસિફખાં, આ શયતાનજાદો કહે છે તે ખરી વાત છે કે?"

"શું કહું, ગેતીપનાહ? આ ગુલામના કપાળમાં આ સવાલનો હકારમાં જવાબ આપવાનું જ લખાયલું છે."

"આ સમાચાર તમારા જાણવામાં કેવી રીતે આવ્યા?"

"મારો એક જાસૂસ કુમારના શોધમાં ફરતો હતો, એવામાં એ સમાચાર એક ઔરતે તેને સંભળાવ્યા."

"તે ઔરત કોણ હતી?"

નજફઅલીની દુખ્તર જન્નતઆરા."

"તમે મને કહ્યું હતું કે, શાહજાદો છુપા વેશથી લડાઇના મયદાનમાં આવ્યો હતો, એ ખરી વાત કે?"

"અક્ષરે અક્ષર ખરી, જહાંપનાહ! આ સિપાહસાલાર તરીકેની ફર્જને અદા કરતાં કરતાં મારા કાળા વાળ ધોળા થયા છે અને કુમારના બાલ્યકાળથી જ તેની સુંદર મૂર્ત્તિ મારી આંખો આગળ રમ્યા કરે છે;

એટલુ જ નહિ, પણ શાહજાદા આહલ મારા પ્રાણદાતા છે–તે વિસે નજફઅલીના ભાલાના ભાળમાથી મને તેમણે જ બચાવ્યો હતો મારી ખાત્રી છે કે, આપણા સન્માનરક્ષણુમાટે જ છુપાવેશથી આપણા લશ્કરમાં પ્રવેશ કરીને લડાઇમા આપના દુશ્મનોને તેમણે પોતાના ભીમ વિક્રમનો પરિચય કરાવી આપ્યો છે! પરતુ દુર્ભાગ્યના યોગે યુદ્ધની સમાપ્તિ પછી તેઓ જીવતા અમને ન મળી શક્યા!"

ઔરગજેબના નેત્રોમાંથી ખળખળ કરતો અશ્રુનો પ્રવાહ વહી નીકળ્યો પુત્રશોકથી તે સર્વથા વિહ્વળ બની ગયો કેવળ નજફઅલી અને તેની પુત્રીમાટે પોતાનો પ્રિયતમ પુત્ર સમરાગણમા શોચનીય રીતિથી પતન પામ્યો, એ વિચારથી ઔરગજેબના હૃદયમા અનત વેદના થવા લાગી! હાય જો એમ જ થયુ હોય, તો કોનામાટે દિલ્હીનુ સિંહાસન અને કોનામાટે આ બધો પ્રપચ?

ઔરગજેબે ક્રોધથી ભ્રકુટીભગ કરીને ઉપર જોયુ અને ગભીર સ્વરથી આસિફખાને પૂછ્યુ –"પાપાત્મા નજફઅલી ક્યા છે?"

"આપ આલમપનાહના જિન્દાનમા"

"તેને જીવતો જ કમર સૂધી જમીનમાં દાટીને હડકાયાં કૂતરાને તેનાપર છોડી મૂકો કેવળ આ ચાડાલના કારણથી જ મારા સુખ સર્વસ્વનો અને મારા આનંદોલ્લાસનો સમૂળ નાશ થઈ ગયો છે!"

"અનાથ બહિનોને જો આવી ઘોર શિક્ષા કરશો, તો દિલ્હીના બાદશાહની નિર્મળ કીર્તિને મહાઘોર કલક લાગશે, જહાપ—"

એટલામાં અચાનક બહારથી એક અદ્ભુત પ્રચડ કોલાહલધ્વનિ સાભળવામાં આવ્યો ઔરગજેબે આશ્ચર્યચકિત થઇને રાજમાર્ગમા દૃષ્ટિપાત કર્યો, તો સમસ્ત માર્ગ અસખ્ય જનસમુદાયથી ઉભરાઈ ગયેલો તેના જોવામાં આવ્યો તે વિસ્તીર્ણ લોકારણ્યને જોઇને ઔરગજેબે કૂતૂહલથી પૂછ્યુ કે,–"આ શો પ્રકાર છે? આ આટલો મોટો જનસમુદાય

બદ્ધ ચાલ્યા આવતા હતા. તેઓ બહારના નહિ, કિન્તુ તે નગરમાંના જ હતા. તે સમુદાયમાં સ્ત્રીઓ હતી, પુરુષ હતા, વૃદ્ધ હતા, તરુણ હતા અને તરુણીઓ પણ હતી. અનેક યુવતિઓ પોતાનાં બાલકોને કેડે લઇને તે જનસ્રોતમાં આવી મળતી હતી. સર્વ સમુદાય પગમાં જોડા વિના જ ચાલતો હતો તેમ જ તેમનાં મસ્તકોપર પણ વસ્ત્રોનો અભાવ હતો. સર્વ જનો કોઈ એક તીવ્ર શોકથી વ્યાકુળ થયેલાં દેખાતાં હતાં.

આગળ પ્રચંડ જનસ્રોત અને પાછળ પણ વિસ્તીર્ણ લોકારણ્ય, મધ્યભાગમાં એક અદ્ભુત દેખાવ જોવામાં આવતો હતો. આવો વિલક્ષણ આદર્શ પૂર્વે ઔરંગઝેબે કદાપિ જોયો નહોતો. જનસમુદાયના મધ્યભાગમાં રત્નભૂષણોથી સુસજ્જિત એક હૃષ્ટપુષ્ટ અશ્વ ચાલ્યો આવતો હતો; પરંતુ તેનાપરનો આરોહી-સવાર-જોવામાં આવતો નહોતો. એક વીર પુરુષનો રણવેષ, પટકો, તલ્વાર અને ભાલો ઇત્યાદિ વસ્તુઓ તેના દેહપર લટકતી હતી! પોતાના મૃત સ્વામીની એ પ્રિય વસ્તુઓને અંગપર ઉપાડીને તે અશ્વ મસ્તકને નત કરી ધીરપદથી ચાલતો હતો!

અને સર્વેથી વિશેષ આશ્ચર્યની વાર્તા તો એ કે, બુર્કાથી મુખને આચ્છાદિત કરી એક સુંદરી તે અશ્વની લગામને હાથમાં લઇને ધીમી ચાલથી રાજમહાલયપ્રતિ આવતી હતી! તે પ્રચંડ લોકપ્રવાહ ધીમે ધીમે રાજમહાલયના સિંહદ્વારપાસે આવી પહોંચ્યો. ઔરંગઝેબના મનની સ્થિતિ અત્યંત વિલક્ષણ થઈ ગઈ.

ઔરંગઝેબે રાજમહાલયમાંથી પોકાર કરીને પહેરેગીરોને હુકમ આપ્યો કે;-"લોકોને અંદર આવવા ન દેશો-તેમને બહાર જ થોભાવી રાખજો. માત્ર તે સ્ત્રી અને અશ્વને અંદર આવવા દેજો!"

ઔરંગઝેબની આજ્ઞા પ્રમાણે સર્વ વ્યવસ્થા થઈ ગઈ. તે સ્ત્રી અને અશ્વ અંદર આવતાં જ ઔરંગઝેબ ખિન્ન હૃદયથી દ્વાર પાસે આવ્યો. આસિફખાં પણ તેની સાથે જ હતો. તે અશ્વ પાસે આવતાંની સાથે જ ઔરંગઝેબે તેના અંગપરના વીરવેષને, પટકો તલ્વાર અને ભાલો ઇત્યાદિ વસ્તુઓને તરત ઓળખી લીધી. પુનઃ તેનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ વહી નીકળ્યો! હાય, તે સર્વ વસ્તુઓ તેના પ્રિયતમ પ્રાણાધિક કુમાર મહમ્મદની જ હતી!

વીર નહિ, તેનો અશ્વ આવેલો હતો! આણ નહિ, દેહ આવ્યો હતો! આશા નહિ, નિરાશા પધારી હતી! ચૈતન્ય નહિ, જડતા આવીને ઊભી હતી! પ્રાણપ્રિય પુત્રની તે વસ્તુઓને જોઇને ઔરંગઝેબનું હૃદય ચીરાઈ જવા લાગ્યું, એક ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે તે પોકાર કરીને બોલવા લાગ્યો કે;-"મારા લાલ, અંતે તું મને છોડીને ચાલ્યો ગયો ને! હવે આ

ઐશ્વર્ય અને આ શહનશાહત કોણ ભોગવશે? કોના બાહુબળમાં વિશ્વાસ રાખીને હવે હું દિલ્લીના સિંહાસનપર આરૂઢ થાઉં? હાય, જેણે આ સર્વ વસ્તુઓને મારા સમક્ષ લાવી મૂકી છે, તે જ મારા પ્યારા પુત્ર મહમ્મદને પણ લાવવાને સમર્થ નથી કે શું?"

"પાછળથી કોઇએ અતિ કોમળ સ્વરથી ઉત્તર આપ્યુ કે;–"જહાંપનાહ, હું કુમારને પાછા લાવવાને સમર્થ છું!"

આ અમૃત કરતાં પણ મધુર શબ્દો ક્યાંથી આવ્યા? ઔરંગજેબ કાંઈ પણ જાણી ન શકયો. એ કોઈ પણ સ્વર્ગમાંના પ્રાણીની આશ્વાસનવાણી હોવી જોઇએ, એવો જ તેને ભાસ થયો!

ઔરંગજેબના એ આશ્ચર્યને વધારવામાટે કે શું એક પરમ સુંદર રમણી પોતાના મુખપરના અવગુંઠનવસ્ત્રને દૂર કરીને અકસ્માત્ આગળ વધી આવી અને કોર્નિશ કરી હાથ જોડીને ઊભી રહી. તેના દિવ્ય *સ્વરૂપની જ્યોતિના યોગે તે સ્થળે જાણે વિદ્યુત્પ્રભા ખેલતી હોયની!* તેવો જ સર્વને ભાસ થયો. તેના સુંદર કપોલપ્રદેશપરથી અશ્રુધારાનું વહન થતું હતું, ઓષ્ટ કંપતા હતા અને મુખમંડળમાં કરુણભાવ વિસ્તરેલો દેખાતો હતો. તેની તે કરુણ મૂર્ત્તિને જોઇને ઔરંગજેબનું કઠોર હૃદય પણ દ્રવી ગયું! તે સુંદરી વીણાવિનિંદિત કોમળ સ્વરથી બોલી કે;–"જહાંપનાહ, જો આપ શાહજાદા સાહબને ક્ષમા આપવાનું અભિવચન આપતા હો, તો તેમને અત્યારે અને આ ક્ષણે જ આપ સમક્ષ લાવવાને આ દાસી તૈયાર છે." આમ કહીને તે યુવતિએ ઔરંગજેબના પગ પકડી લીધા અને તેમનાપર અશ્રુજલનું સિંચન કર્યું. આ દૃશ્ય કુશળ ચિત્રકારના ચિત્રાલેખનને જ યોગ્ય હતું.

ઔરંગજેબે તત્કાળ તેને પોતાના હાથે ઉઠાડી અને ત્યાર પછી તેના મુખચંદ્રને એક ધ્યાનથી જોવા લાગ્યો. તે યુવતિ સ્વર્ગીય લાવણ્યના કેવળ સારરૂપ જ હતી, એવો અરસિક ઔરંગજેબનો પણ નિશ્ચય થઈ ગયો. અલ્પ સમયમાં જ સર્વ પ્રકાર તે ચતુરચૂડામણિના ધ્યાનમાં આવી ગયો. તેણે કહ્યું;–"બેટા, મને ભ્રમમાં ન નાખ. તું નજફ્અલીની નૂરેનજર દુખ્તર જન્નતઆરા તો નથી?"

"જી, જહાંપનાહ, આપની દાસીની દાસી આ જન્નતઆરા જ!"

"મારો મહમ્મદ ક્યાં છે?"

"આ વિશાળ જનસમુદાયના મધ્યમાં જ."

"અશક્ય! જન્નતઆરા, ન બની શકે તેવી વાત! તું ખોટું બોલે છે! મારા સિપાહસાલાર આસિફ્ખાંના જાસૂસે મારા પ્યારા શાહજાદાને લડાઇના મયદાનમાં પડતો પોતાની નજરે જોયો છે!"

"તે જાસૂસનો એ ભ્રમ છે! આપના શાહજાદા સાહેબ અત્યારે જ આવીને પિતાનાં ચરણોમાં મસ્તક નમાવશે! પણ પ્રથમ તેમના સર્વ અપરાધોને ભૂલી જઈને આપે તેમને ક્ષમા આપવી જોઈએ."

જન્નતઆરાએ પુનઃ ઔરંગઝેબનાં ચરણ પકડી લીધાં અને પુનઃ તેમને પોતાના અશ્રુથી સ્નાન કરાવ્યું.

તે દેવબાળાના વચનથી ઔરંગઝેબના હૃદયમાં ધૈર્યનો સંચાર થયો. તેનું મલિન મુખકમળ પ્રફુલ્લ થયું. અપત્યપ્રેમથી જન્નતઆરાના અશ્રુબિન્દુને લૂછતો લૂછતો તે સદ્‌ગદિત કંઠે કહેવા લાગ્યો કે;–"પુત્રી, તું ઘણી જ દાના છે. આ સ્વાર વિનાના ઘોડાને લઈને તું અહીં શામાટે આવી, એ હવે મારા જાણવામાં આવી ગયું છે. પણ અફસોસ, આવી રીતે ક્યાંય અપરાધીને ક્ષમા મળી શકે છે ખરી કે? જન્નતઆરા, મારા લાલના વિયોગથી મારું હૃદય ચીરાઈ જાય છે; માટે મારો હવે વધારે અંત ન લેતાં મને તેના દર્શનનો લાભ જલ્દી આપ–હું તારો મરણ પર્યંત આભારી રહીશ!"

એટલામાં એકાએક તે જનસમુદાયરૂપ સમુદ્રના મધ્યમાંથી નીકળીને એક યુવક દ્રુત ગતિથી ઔરંગઝેબ પાસે આવ્યો અને તત્કાળ તેનાં ચરણોમાં પડી ગયો. તે ક્ષણે જ ઔરંગઝેબે તેને ઓળખી લીધો. તે યુવકને ઉઠાડીને હૃદય સાથે ચાંપી તેણે દૃઢ આલિંગન આપ્યું. ઔરંગઝેબનાં સર્વ દુઃખોનો ક્ષણ માત્રમાં લય થઈ ગયો. ચતુર જન્નતઆરાના બુદ્ધિકૌશલ્યથી પિતા અને પુત્રનો સંયોગ થયો! તે પિતાપુત્રના એ અચાનક સંયોગને જોઈને લોકસમુદાયમાં આનંદનો કોલાહલ ઉત્પન્ન થયો. 'કુમારનો જય હો! ઔરંગઝેબનો જય હો!!' એવા જયસૂચક શબ્દોના ધ્વનિથી શિબિરની આસપાસનો પ્રદેશ ગર્જી રહ્યો.

દુઃખ ગયું, સુખ આવ્યું! વિયોગ ગયો, સંયોગ આવ્યો! વિચ્છેદ ગયો, આનંદ આવ્યો! દારુણ અંધકારનો લોપ થયો અને સર્વત્ર દિવ્ય પ્રકાશ વિસ્તરી રહ્યો! વર્ષાઋતુનો અંત થયો અને શરદૃઋતુની મધુરી સકળ કળા સહિત આવીને પ્રાપ્ત થઈ!

પરંતુ પ્રિય વાંચક, હજી અમે આપની રજા [illegible] આ નાટકના અંતિમ અંકનો અંતિમ પ્રવેશ [illegible] નો જ છે

રંગમહાલયમાના એક એકાત દાલાનમા વૃદ્ધ બાદશાહ પોતાના ભવિષ્ય કાળ વિશે ખિન્ન હૃદયથી વિચાર કરતો વારવાર આવીને બેસતો હતો એ ભવિષ્યત્કાળનું શાહજહાનના હૃદયમા પ્રતિબિંબિત થનારુ ચિત્ર અર્થાત્ અતિશય નિરાશાજનક જ જોવામા આવતુ હતુ હમણા હમણા તો એ બુજર્ગ શહનશાહ કોઇની સાથે કાંઈ પણ વાતચીત કરતો નહોતો તેનો અત્યત પ્રિય પૌત્ર કુમાર મહમ્મદ માત્ર પોતાના પિતામહને મઝ વામાટે કોઈ કોઇવાર ત્યા આવતો હતો, અને કેવળ તેની સાથે જ શાહજહાન બાદશાહ પોતાનાં સુખદુ ખની ચાર વાતો કરતો હતો

* * * *

**'મોતીમીનાર'** નામક રાજમહાલયના એક નિર્જન દાનાનમા હાથમા વીણા લઇને જન્નતઆરા કાઇક ગાતી બેઠી હતી, પરતુ અનેક ઉપાયો કરવા છતા તેની ઇચ્છા પ્રમાણે સ્વરસયોગ થઈ શકયો નહિ જ્યાં મન ઠેકાણે જ ન હોય, ત્યા ગાવુ સૂઝે કેવી રીતે અને સ્વરસયોગ પણ કેમ કરીને થઈ શકે વારુ? જન્નતઆરાના હૃદયમા કોઈ એક ચિંતાની કૃષ્ણ છાયા પ્રસરેલી હતી વીણા તેના ગોઠણપર હતી, દૃષ્ટિ નીચે પૃથ્વીપર હતી અને નેત્રોમાથી અશ્રુપ્રવાહ વહ્યા કરતો હતો

એટલામા કુમાર મહમ્મદ ત્યાં આવ્યો આવા આનદના અવસરે પોતાની પ્રિયાના નેત્રોમા અશ્રુ જોઇને તેના હૃદયમા એક પ્રકારનો આઘાત થયો જન્નતઆરાને છાતી સરસી ચાપીને પ્રેમભાવથી તેણે પૂછ્યુ કે,—"મારી મંજૂરેનજર જન્નતઆરા, આવા સુખના સમયમા તારા નયનોને અ ુભરિત જોઇને મારુ હૃદય ફાટી જાય છે હજી પણ તારા મનમાથી જહાનઆરા જતી નથી કે?"

"હાય! જહાનઆરા મહા અભાગિની! તેના તે રક્તથી ખરડાયલા અતકાળના મલિન મુખનું સ્મરણ અનેક ઉપાયો કરવા છતા પણ મારા મનમાથી દૂર થઈ શકતુ નથી! નાથ, કેવળ મારા કારણથી જ તે સુખસર્વસ્વથી વચિત થઈ ગઈ—, જ તેના સર્વનાશનું મૂળ કારણ થઈ પડી!"

કુમારે જન્નતઆરાના અશ્રુબિન્દુને લૂછીને તેનું ચુમન લીધુ અને સ્નેહપૂર્વક કહ્યુ—"પ્રાણેશ્વરી, તારુ મન કેટલુ બધુ કોમળ અને ઉદાર! અભાગિની જહાનઆરાના વિષયને આપણે હવે ભૂલી જવો જોઇએ ચાલ, મારા પૂજ્ય પિતામહ તને બોલાવે છે, એટલે આપણે બન્ને મળીને તેમની પાસે જઇએ!"

* * * *

હિમ સમાન શ્વેત તથા સ્વચ્છ શય્યામા બેસીને વૃદ્ધ બાદશાહ

શાહજહાન હાથીદાંતની એક પેટીમાંથી એક ચોક અલંકારને બહાર કાઢી સૂક્ષ્મ દૃષ્ટિથી તેમનું પરીક્ષણ કરવામાં અને તેમને પાછા વ્યવસ્થાપૂર્વક પેટીમાં રાખવાના કાર્યમાં સર્વથા તલ્લીન થએલો હતો, એટલામાં કુમાર મહમ્મદ અને જન્નતઆરા ત્યાં આવી પહોંચ્યાં.

કુમારે જઈને બાદશાહ પાસે આવીને કહ્યું કે;–"પૂજ્ય પિતામહ, આપની આજ્ઞાને મસ્તકે ચઢાવીને અમો બન્ને કદમબોસીમાટે આવી પહોંચ્યાં છીએ."

વૃદ્ધ સમ્રાટના ચિંતાક્લિષ્ટ મુખમંડળમાં કિંચિત્ હાસ્યની છાયા પ્રસરી ગઈ. તેના મનમાં દારુણ કષ્ટ હોવા છતાં તેનો વિનોદી સ્વભાવ અત્યારે ઉભરાઈ આવ્યો. તે હસતો હસતો કહેવા લાગ્યો;–"તું જેને નમાડી આવ્યો'તો તે જ આ પરી કે નહિ? મારા મહાલયના દ્વાર પાસે એ કોણ નાજનીન્ ઊભી છે?"

મહમ્મદે પણ હસીને જ ઉત્તર આપ્યું કે;–"ગેતીપનાહ, આપની કલ્પના સત્ય છે. આપ કહેો છો તે પરી એ જ. હું અત્યાર સુધી એને આપની હુજૂરમાં એટલામાટે જ ન લાવ્યો કે, કદાચિત્ એના સૌન્દર્યથી આપનાં નેત્રો અંજાઈ જાય!"

"પોતાની બેગમની કેવી પ્રશંસા કરે છે! નેત્રો અંજાઈ જવાનો મને જરા પણ ભય નથી! તારી બેગમ શું મારી સવીમા અને ગુલ્નાર-બેગમ-કરતાં પણ વધારે સુંદર છે? ભાઈરે, કદાચિત્ હોય પણ ખરી! જો એમ ન હોય, તો મારો શાણો મહમ્મદ આટલો બધો નાદાન અને ફિલ્લૂ બની જાય ખરો કે? તેને બોલાવ અને મને તેનાં દર્શનનો લાભ લેવા દે." શાહજહાને હસીને કહ્યું.

શાહજાદાએ ઇશારત કરતાં જ જન્નતઆરાએ પાસે આવીને બાદશાહના ચરણોમાં મસ્તક મૂકી દીધું. શાહજહાને તેને ઉઠાડી અને આદરથી પોતા પાસે બેસાડીને હસિત વદનથી કહ્યું કે;–"બેટા જન્નતઆરા, પ્રેમશાસ્ત્રમાં તારી ગતિ સારી છે ને? તને એ શાસ્ત્ર જો સારી રીતે અવગત ન હોય, તો કોઈ કોઈવાર મારી પાસે આવજે, એટલે આ તારા પ્રેમથી પાગલ બનેલા પતિમાં પ્રેમ રાખીને એની ઇચ્છાને કેવી રીતે સંભાળવી અને એની પ્રીતિ કેવી રીતે મેળવવી, તે હું તને બરાબર શીખવીશ!"

જન્નતઆરાએ લજ્જાથી પોતાના મુખને અવનત કરી લીધું. તેના ગાલોપર લજ્જાની લાલી આવી ગઈ. તે હાથીદાંતની પેટી જન્નતઆરાના હાથમાં આપીને શાહજહાને કહ્યું કે;–"જન્નતઆરા, મારી અઝીઝ નૂરેનજર, હવે હિન્દુસ્તાનનો બાદશાહ હું નથી. મારા સુખ અને